# પારસી પ્રકાશ

અથવા

પારસીઓના સંબંધમાં ઇ૦ સ૦ ૧૯૦૫ થી તે અત્યાર સુધીમાં બનેલા અગત્યના બનાવોની દર વર્ષને અનુક્રમે નોંધ.

## ઇ૦ સ૦ ૧૯૦૫.

આ વર્ષના "ટાઇમ્સ ઑફ ઇંડીઆ" નાં કેલેન્ડરમાં[1] સઘલી બીના નીચલા ફેરફાર તથા વધારા સિવાય ગલાં કેલેન્ડરની માફકજ છે :—

**જોઇંટ સ્ટોક કુંપનીઓના ડાએરેકટરો :—**

બારાસ મેન્યુફેકચરીગ કુંપની—દીનશાહ વાલા, નરીમાન રતનજી કોથાવાલા, શેદજી જીનવાલા, કાવસજી અરદેસર અને જમશેદજી શાપુરજી અંકલેસરીઆ, ફ હોરમજજી નરીમાનની કુંપની.

પ્રેસ ફેકટરી, મુબાઇ—અરદેશર બર-

બોમ્બે ફાઉન્ડરી એન્ડ આયર્ન વર્કસ—શોરાબજી શાપુરજીની કુંપની, માલેક.

બ્રુઅલ'સ કાનપોર કોટન પ્રેસીગ કુંપની—ધામનગામ—રૂસતમજી અરદેશર સ્પેનસર, નવરોજજી જાહાંગીરજી ગામડીઆ, અને શોરાબજી મનચેરજી નીકલસન.

છોઈ સીલ્ક મીલ કુંપની—આ૦ સર ફીરોઝશાહ મેહરવાનજી મેહતા, કે સી. આઇ. ઇ., દાદાભાઇ દાજીભાઇ બારીઆ, જમશેદજી મેહરવાનજી તારાચંદ અને કાવસજી નવરોજજી છોઇ, એજન્ટસ—છોઇ, કુકા દેસાઇ અને કુંપની.

કોરોનેશન મીલ્સ કુંપની—જમશેદજી અરદેશર વાડીઆ, શાપુરજી બરજોરજી ભરૂચા, સ્યાવકશાહ રતનજી બહમનજી, રૂસતમજી માણેકજી કુકા, અને કાવસજી નવરોજજી છોઇ.

ક્રેસંટ મીલસ કુંપની—જમશેદજી અરદેશર વાડીઆ.

દખન પ્રેસીગ અને જીનીગ કુંપની—શોરાબજી ફરામજી, ફીરોઝ ખરશેદજી શેઠના, અને જાહાંગીર બેહરામજી મદરાસવાલા, એજન્ટસ—જાહાંગીર બેહરામજીની કુંપની.

ઇંગ્લીશ પ્રેસ એન્ડ મેન્યુફેકચરીગ કુંપની—શાપુરજી બેહરામજી કાતરક, અરદેશર બેજનજી, રૂસતમજી કાવસજી અને રૂસતમજી ફરામજી વાડીઆ, એજન્ટસ રૂસતમજી ફરામજી વાડીઆની કુંપની

ગોલ્ડ મોહર મીલ્સ—ખરશેદજી હોરમસજી કેપતન.

નેપીઅર ફાઉન્ડરી એન્ડ આયર્ન વર્કસ—અરદેશર કાવસજી પટેલની કુંપની.

રૂસતમજી'સ પ્રેસ કુંપની—માલેક, રૂસતમજી હોરમજજી વખારીઆ.

સોરાબ મેન્યુફેકચરીગ કુંપની—હોરમજજી શોરાબજી બાટલીવાલા, પ્રમુખ; નાહનાભાઇ બરજોરજી, એદલજી શોરાબજી બાટલીવાલા, જીવાજી શાપુરજી ધનજીભાઇ, અને અરદેશર બહમનજી દુબાશ. એજન્ટસ—એચ. શોરાબજીની કુંપની.

વીકટોરીયા કોટન જીન એન્ડ પ્રેસ કુંપની—ભરૂચ. આદરજી મચેરજી દલાલ અને શાપુરજી હોરમજજી.

બોમ્બે ટેલીફોન કુંપની—રતનજી જમશેદજી તાતા.

ગોદરેજ એન્ડ બોઇસ મેન્યુફેકચરીગ કુંપની—માલેક, અરદેશર બરજોરજી ગોદરેજ.

ઇંડીઅન હૉટલસ કુંપની—દોરાબજી જમશેદજી તાતા, પ્રમુખ; રતનજી જમશેદજી તાતા, ફરામરોજ અરદેશર વકીલ અને અરદેશર જમશેદજી બીલીમોરીઆ.

ટ્રીચરની કુંપની—ડાકટર ખરશેદજી નવરોજજી સહીઆર.

યુન્યન ફ્લૉર મીલ્સ—માણેકજી ફરામજી ચીસ્તા.

[1] The Times of India Calendar and Directory for 1905.

પારસી વ્યાપારી પેહડીઓ :—

અરદેશર રતનજી બ્રધર્સ—રૂસતમજી બરજોરજી કોટવાલ, અરદેશર રતનજી અને નવરોજજી રૂસતમજી કોટવાલ.

બેહમનજી બરજોરજી ભેસાનીઆ—બજાર સપ્લાયર એન્ડ જનરલ / એજન્ટ.

... જી ઇચ્છાપોરીઆ—એસ્ટેટ બ્રોકર અને હાઉસ એજન્ટ.

એમ. એન. ગોભાઇની કુંપની—મેહરવાંનજી નવરોજજી ગોભાઇ, અને બેહરાંમ નવરોજજી કરંજીઆ.

તા૦ ૧ લી જાનેવારી.

આજ દીને નવાં વર્ષની ખુશાલીમાં અપાયલા ખેતાબોમાં વડોદરાવાલા શેઠ જમશેદજી અરદેશર દલાલ, એમ. એ; એલ. એલ. બી. ને "ખાંન બાહદુર" તથા કવેટાવાલા શેઠ અરદેશર ડોશાભાઇ મારકર[1] અને અમદાવાદવાલા ડાકટર નાનાભાઇ કુંવરજી મોદી[2] ને "ખાંન સાહેબ" ના ખેતાબો મલ્યા હતા.

તા૦ ૨ જી જાનેવારી.

કલકતાનાં આ સાલનાં ઉદ્યોગ હુનરનાં પ્રદર્શણમાં હાથનાં નખવડે જ કાગજપર જાતજાતનાં ચીતારો પાડેલાંની એક નાની આલબમ દેખાડવા માટે શેઠ કેખશરૂ હીરજીભાઇ દાવરને એક રૂપાંના ચાંદનું ઇનામ મલ્યું હતું.[3]

તા૦ ૪ થી જાનેવારી.

રોજ ૨૩ માહ ૪ (શે૦) ૧૨૭૪ યજદેજરદી.

**મરણ—**જીજીભાઇ મનચેરજી મેહરવાંનજી જીજીભાઇ—ઉમર વર્ષ ૫૦). મરહુમ શેઠ જીજીભાઇ દાદાભાઇના નબીરા. એવણ "જ્યુબીલી મીલ" ની એજન્સીના એક ભાગીદાર હતા અને છેલ્લાં વીસ વર્ષ સુધી પોતાના મુરબ્બી જીજીભાઇ દાદાભાઇનાં ધર્મ ખાતાંનાં ફંડનો કારોબાર ચલાવતા હતા. સાલેસ સ્વભાવના અને મીલનસાર હોવાથી મીત્રો વચ્ચે "જીજીભાઇ નવાબ" ને નામે પ્રીય હતા.

૧ ટાઇમ્સ ઑફ ઇંડીઆ, તા૦ ૨ જી જાનેવારી ૧૯૦૫.

એઓને મુબારકબાદી આપવાને કુવેટાના સર્વે કોમના લોકોનો એક જલસો તા૦ ૮ મી જાનેવારી ૧૯૦૫ ને દીને ત્યાંની સેનડીમેન હાઇસ્કુલનાં દીવાંનખાનાંમાં કરવામાં આવ્યો હતો.

૨ એઓને અમદાવાદનાં રેલવે ઇન્સ્ટીટયુટમાં ત્યાંના સર્વે અમલદારોએ તા૦ ૧૨ મી એપ્રેલ ૧૯૦૫ ને દીને એક મેલાવડો કરી માનપત્ર આપ્યું હતું.

૩ રાસ્ત ગોફતાર, તા૦ ૨૨ મી જાનેવારી ૧૯૦૫.

તા૦ ૯ મી જાનેવારી.

રોજ ૨૮ માહ ૪ (શે૦) ૧૨૭૪ યજદેજરદી

સુરતની પાસેનાં માંડવી ગામનાં દોખ્મામાંની સક પુરાણી થવાથી તે પાછી શેઠ બેહમનજી શોરાબજી વાલા અથવા કોકોનાડાવાલાએ રૂ. ૧૭૦૦) ને ખરચે આજદીને પરઠાવી હતી.[4]

તા૦ ૧૦ મી

રોજ ૨૯ માહ ૪ (શે૦) ..

**મરણ—**હોરમજજી શાપુરજી ચોથીઆ—(...૬૪). વલસાડવાલા જાણીતા વેપારી શેઠ શાપુરજી ચોથીઆના વડા દીકરા. વલસાડમાં થોડી ધાર્મિક ... લઇ મુંબઇની એલફીન્સ્ટન ઇન્સ્ટીટયુટમાંથી ૧... મેટ્રીક થઇ એજ ઇન્સ્ટીટયુટમાં ઉપલા વર્ગોમાં એક ... તરીકે રહ્યા, અને સાથે સાથે કાયદાનો અભ્યાસ કરી ૧૮૬૭ ના જાનેવારી માસમાં હાઇ કોર્ટ પ્લીડરની પરીક્ષા પસાર કરી. તે બાદ મેસર્સ. હરન, કલીવલેંડ અને પી... આફીસમાં આર્ટીકલ્ડ થઇ ૧૮૭૬ ના ડીસેમ્બરમાં સોલીસીટર થયા, અને પોતાના દોસ્ત શેઠ અરદેસર ફરામજી ધાસવાલાની પેઢીમાં ભાગ્યા થઇ, ધંધો ખુબ મચાવ્યો. એમની પેઢી મારફતે ઘણાક અગતના મુકદમાઓ ચાલ્યા છે, અને તેમાં સારે ભાગે ફતેહ મલવાથી એઓની નામના વધી હતી. અત્રેની કોર્ટ રીડીંગ રૂમ જે હાલ જ. ન. પીટીટ ઇનસ્ટીટયુટને નામે ઓળખાય છે, તેની ચહડતીમાં તેવણે ઘણો ભાગ લીધો હતો. ૧૮૮૨ થી ૧૮૯૮ સુધી તેના નાયબ સરનશીન હતા.

૧૮૯૦ માં સુલેહના અમલદાર નેમાયા હતા. વલસાડ મધે રૂ. ૧૫૦૦૦) ની રકમનું "શાપુરજી ગોરાભાઇ તથા બાઇ મેહરબાઇ ટ્રસ્ટ ફંડ" સ્થાપ્યું હતું. દોખ્માંવાલી જગાની આસપાસ વીશાલ જમીન ખરીદી

૪ જામે જમશેદ, તા૦ ૧૯ મી જાનેવારી ૧૯૦૫.

એજ મુજબ એક નશાખાંનું એ જગોપર સુરતવાલા મરહુમ શેઠ પેશતનજી જીવણજી ઝાંબવાલાની પુંજીમાંથી તેમને ભાઈ શેઠ દીનશાહજી જીવણજી ઝાંબવાલાએ બંધાવી આજ દીને ખોલ્લું મુકયું હતું.

૫ એવણનાં મરણ માટે દલગીરી બતાવવા તથા એ... કુટુંબ ઉપર દીલાસાપત્ર મોકલવા માટે વલસાડની જરથોસ્તી અંજુમનની એક સભા તા૦ ૨૯ મી જાનેવારી ૧૯૦૬ ને દીને ત્યાંની મોટાભાઇ શાપુરજીવાલી દરેમેહેરમાં શેઠ કાવસજી ધનજીભાઇ ધનબુરાનાં પ્રમુખપણાં હેઠળ મલી હતી, ત્યાં દીલગીરીનો ઠેડાવ અંજુમનનાં દફતરમાં નોંધવા તથા દીલાસાપત્ર વીધવા રતનબાઇ તથા બેટા જમશેદજી ઉપર મોકલવાના ઠેડાવો થયા હતા.

પાકી સડક બાંધી ત્યાંની અંજુમનને ભેટ આપી ને 'મેહરબાઇ તથા શાપુરજી રોડ" કરી નામ થા જરથોસ્તીઓના ઉપયોગ માટે તેમાંની કોઇબી એ તો તે ભેટ આપવાનો બંદોબસ્ત કીધો

૯૮ નો ...થી એવણ વલસાડની નવી અંજુ- ...સરનશીન હતા, અને એવણુનીજ મહેનતથી ત્યાંની ...જુમનનું જનરલ ફંડ ...માં વધી ગયું હતું. ઉપરાંત પોતાના વતનના ગરીબ જરથોસ્તીઓને ઘણીક મદદ ...કરેલી.

૧૮૯૮ ના જાનેવારી માસમાં એઓ મુંબઇની મ્યુનીસીપલ કોરપોરેશનમાં કર ભરનારાઓના એક પ્રતીનીધી ચુંટાયા હતા, અને શેહરની ઘણી વખાણવા લાયક સેવા બજાવી હતી, અને કર ભરનારાઓના લાભ માટે ...ઘણો કીમતભર્યો ઉમંગી ભાગ લીધો હતો.

એવણનાં શરીરની અંદરનાં કાંઇ બીકટ દરદનાં વાઢકાપને માટે એવણે છેલ્લાં ઇંગ્લાંડથી સર વીલ્યમ મોરીસ નામના એક નામાંકીત ઉસ્તાદ તબીબને પોણા લાખ રૂપીઆના ખરચે મુંબઇ બોલાવી તેના પાસ વહાડકાપ કરાવ્યું હતું, જે બનાવ આ દેશમાં પેહલોજ હતો.

---

તા૦ ૧૭ મી જાનેવારી.

અતરેની રૉયલ એશીઆટીક સોસાયટીની સ્થાપનાને ૧૦૦ વર્ષ પુરાં થવાથી તેની યાદગારીમાં ચાર દીવસો સુધી મેલાવડાઓ કરવામાં આવ્યા હતા, જેમાં પારસીઓમાં શમસુલ ઓલમા એં૦ જીવણજી જમશેદજી મોદી, બી. એ. એ "સોસાયટીનાં ૧૦૦ વર્ષનાં કામોનો પારસી નજરે ઇનતેખાબ" તથા શેઠ રૂસતમજી પેશતનજી કરકરીઆ બી. એ. એ "શીવાજીનાં મરણને લગતી તવારીખ" અને શેઠ જાંહગીરશાહ કુંવરજી કોયાજી, એમ. એ. એ "ફારસી ભાષા અને તેનો બીજી ઇરાની ભાષાઓ સાથનો સંબંધ" બાબે નીબંધો વાંચી સંભળાવ્યા હતા.[1]

---

તા૦ ૨૨ મી જાનેવારી.

રોજ ૧૧ માહ ૫ (શે૦) ૧૨૭૪ યજદેજરદી.

**મરણ**—ડાકટર પીરોજશાહ પાલણજી મુલ્લાં—ઉમર વર્ષ (૪૩), ઇ૦ સ૦ ૧૮૮૦ માં મુંબઇ યુનીવરસીટીની એલ. એમ. એન્ડ એસ. ની પરીક્ષા પસાર કરી સરકારી તબીબી નોકરી જોડાયા, અને જુદે જુદે ઠેકાણે તબીબી નોકરી બજાવી, કેટલેક ઠેકાણે એકટીંગ સીવીલ સરજ્યનનું પણ કામ કર્યું હતું. ૧૮૯૨ માં મુંબઇના કેમીકલ એનલાઇઝરના એસીસ્ટંટ તથા ૧૮૯૩ માં અમદાવાદની બે૦ જી૦ મેડીકલ સ્કુલમાં શરીર વિદ્યા અને ફીઝયોલોજીના શીક્ષક નેમાયા હતા. ૧૮૯૬ ની આખરીએ મુંબઇમાં મરકીના કામપર ખાસ ડેપ્યુટી ...પાયા. ૧૮૯૮ ના જાનેવારી માસમાં મુંબઇ મધે થયલાં મોટાં સુર્ય ગ્રહણ વેળા ...પુર તરફ તેનું અવલોકન કરવા ગયલી સરકારી ટાળીનાં તબીબ નેમાયા હતા. છેલ્લાં બે વર્ષ એઓ થાણાના સરકારી તબીબ હતા.

---

તા૦ ૨૫ મી જાનેવારી.

શેઠ જાંહગીર સોરાબજી તાલેયારખાંને "ધી પારસી" નામનું એક માસીક ચોપાન્યું ઇંગ્રેજીમાં પરવરતાવવા માંડ્યું હતું.[2]

---

તા૦ ૩૧ મી જાનેવારી.

બાઇ જરબાઇ તે મરહુમ શેઠ નવરોજજી નશરવાંનજી વાડીઆ, સી. આઇ. ઇ. નાં વીધવાએ સર જમશેદજી જીજીભાઇ હોસ્પીટલની નર્સોને રેહવા માટેનું મકાન પોતાનાં ખાવંદનાં નામથી "વાડીઆ હોલ" ને નામે બાંધવાને રૂ. ૪૦,૦૦૦) ની રકમ સરકારમાં આપી તે મકાનનો પાયો નાંખવાની ક્રિયા આજ દીને નામદાર ગવરનર લોર્ડ લેમીંગ્ટને એક મોટા મેલાવડાની હજુરમાં કીધી હતી.[3]

---

પારસી લગન અને છુટા છેડાનો કાયદો બીરાર પ્રાંતને લાગુ પાડવામાં આવ્યાથી મધ્ય પ્રાંતના ચીફ કમીશનરે બીરારની પારસી મેટ્રીમોનીઅલ કોર્ટના ડેલીગેટો તરીકે નીચલા ગ્રહસ્થોની નેમણુંક કરી, જાનેવારી તા૦ ૨૧ ૧૯૦૫ ના સેંટ્રલ પ્રોવીન્સીસ ગેઝેટમાં સત્તાવાર તેઓનાં નામ નીચે મુંજબ જાહેર કરવામાં આવ્યાં છે:—

શેઠો જમશેદજી પેસતનજી દસ્તુર (આકોલા), દીનશાજી ધનજીભાઇ શરાફ (ઉમરાવતી), હોરમસજી મહેર-

---

[1] જામે જમશેદ તા૦ ૧૮ મી જાનેવારી ૧૯૦૫.

[2] બીજે સાલ ૧૯૦૬ ના જાનેવારીથી તેને અઠવાડીક કીધું હતું, અને તેના મદદનીશ અધીપતી તરીકે મી૦ બેરામશાહ રૂસ્તમજી હીરજીબહેદીનને નેમવામાં આવ્યા હતા. ત્યારબાદ મેસર્સ તાતા પબલીશીંગ કુંપનીએ એ પત્ર ખરીદી રોજીંદું સવારનું પત્ર કીધું હતું અને તેનું નામ 'પ્રજા મિત્ર તથા પારસી' આપ્યું હતું. તથા તેના અધીપતી તરીકે શેઠ મહેરજીભાઇ પાહલનજી માદનને નેમ્યા હતા. એ પત્ર ૧૯૨૬ થી "હિંદુસ્તાન" પત્ર સાથ જોડી "હિંદુસ્તાન અને પ્રજા મિત્ર" એ નામે સાંજનું પત્ર કીધું છે.

[3] જામે જમશેદ, તા૦ ૧ લી ફેબરવારી ૧૯૦૫.

નોશીરજી વજીફદાર (બડનેરા), એદલજી સોરાબજી શરાફ (ખાંનગામ) જમશેદજી બેહરામજી કાંગા (ઉમરાવતી), પીરોજશાહ એદલજી સંજાણા (ઉમરાવતી), ખરશેદજી એદલજી સંજાણા (અકોલા), સોરાબજી નશરવાનજી કામા (ઉમરાવતી), કાવશા[illegible]બરજી રાજા (બુલદાના), શીયાવક્ષ કર્મેકાઉશ તાતા (બુલદાના), સોરાબજી શાપુરજી ગઝદર (ગાડેલા), ખાનબહાદુર જમશેદજી એદલજી દેશાઈ (આકોલા).[1]

---

તા૦ ૧૧ મી ફેબરવારી.

સર મનચેરજી મેહરવાંનજી ભાવનગરીને તેમની મુંબઈની છેલ્લી મુસાફરીથી પાછા ફરતાં લંડનની ઑલબર્ટ એન્ડ વિકટોરીયા સોસાયટી તરફથી તેઓએ સોસાયટીના મેમ્બરો સાથે રહી ગરીબો તથા દુઃખી માણસોને તેમનાં દુખમાં મદદ કરવાની યાદમાં એક માનપત્ર આપ્યું હતું.[2]

---

તા૦ ૨૧ મી ફેબરવારી.

મુંબઈની યુનીવરસીટીની ૪૪ માં વર્ષની "કૉનવોકેશન" સર કાવસજી જાંહગીર યુનીવરસીટી હૉલમાં [illegible]. પ્રમુખસ્થાને વાઈસ-ચાનસેલર રેવરંડ ડાકટર ડી. મેકીકન બીરાજ્યા હતા. આ વેળાએ જે વિદ્યાર્થીઓને પદ્વીની સનદો આપવામાં આવી તેમાં નીચલા પારસીઓ હતા :—[3]

**એમ. એ. ની પદવી**—રૂસતમજી [illegible]ન ગામડીઆ, હોરમજજી પીરોજશાહ મોદી, [illegible] શોરાબશાહ કમીશરીએટવાલા, ભીખાઈજી અરદે[illegible] જીનીઅર, ખરશેદજી દીનશાહ ઘાસવાલા, ફરદુનજી મુલ્લાં.

**એલએલ. બી. ની પદવી**—દીનશાહ જી[illegible] ઈરાંની; ફરામરોજ રૂસતમજી [illegible]ના, પીરોજશાહ [illegible]વાંનજી દારૂવાલા, જમ[illegible] પેશતનજી [illegible]. કેખશરૂ રૂ[illegible]

---

1 અખબારે સોદાગર તા૦ ૧૫ મી ફેબરવારી ૧૯૦૫.

2 અખબારે સોદાગર તા૦ ૧૧ મી માર્ચ ૧૯૦૫.

3 આ વેળાએ અપાયલા યુનીવરસીટી મેડલોમાં કોબડન કલબ ગોલ્ડ મેડલ અરદેશર રૂસતમજી દલાલને; કુવીન એમપ્રેસ સીલવર મેડલ, લેડી રેએ ગોલ્ડ મેડલ, લોર્ડ સેંડહર્સ્ટ ગોલ્ડ મેડલ, અને બાઇ હીરાંબાઇ પેસતનજી હોરમજજી કામા ગોલ્ડ મેડલ ગુલબાઈ માણેકશાહ ધનજીશાહ ડાકટરને; તથા જે. સી. લીસબો ગોલ્ડ મેડલ, સોહરાબ માણેકજી ખંબાતાને. પ્રાઇઝોમાં બાઇ માણેકબાઇ બેહરાંમજી જીજીભાઇ પ્રાઇઝ ફરામજી બહમનજી શરાફને અરધ ભાગે, જેમ્સ ટેલર પ્રાઇઝ અરદેશર રૂસતમજી દલાલને, બાલકૃષ્ણ સુદામજી પ્રાઇઝ માણેકશાહ જમશેદજી આંટીઆને, તથા જડજ સ્પેનસર પ્રાઇઝ દીનશાહ જીજીભાઈ ઇરાંનીને. સ્કોલરશીપોમાં એલીસ સ્કોલરશીપ અરદેશર રૂસતમજી દલાલને, જેમ્સ ટ્રીન્સ સ્કોલરશીપ દીનશાહજી સોરાબજી ઉમરીગરને, મેડીકલ વીમેન ફોર ઇંડીયા સ્કાલરશીપ ગુલબાઇ માણેકશાહ ધનજીશાહ ડાકટરને, સર જેમ્સ ફરગ્યુસન સ્કાલરશીપ આર્ટસમાં અરદેશર રૂસતમજી દલાલને અને વેદામાં પીરોજા જમશેદજી બાધુરજીને, પેસતનજી હોરમસજી કામા સ્કાલરશીપ બાનુબાઇ શાવકશાહને, મનચેરજી નવરોજજી બનાજી સ્કાલરશીપ દીનશાહ જીજીભાઇ ઇરાંનીને, ઘડસવથ સ્કાલરશીપ એન્ડ પ્રાઇઝ અરદેશર રૂસતમજી દલાલને, ડોસાભાઇ ફરાંમજી કામા સ્કાલરશીપ જાંહગીર હોરમજજી મોદીને, બાઇ આયમાય ખરશેદજી રૂસતમજી કામા સ્કાલરશીપ જીવણજી ખરશેદજી તારાપોરવાલાને, પીરોજશાહ મેહરવાનજી જીજીભાઇ અવસ્તા એન્ડ પેહલવી સ્કાલરશીપ પીરોજશાહ બહમનજી ચોકસીને, ફરાંમજી સોરાબજી ભાવનગરી સ્કાલરશીપ રતનજી પાલનજી ઉમરીગરને, બેહરાંમજી નશરવાનજી કૈયાજી સ્કાલરશીપ એન્ડ સીલવર મેડલ [illegible]શાહ નશરવાનજી બુચીઆને, સર દીનશાહ માણેકજી પીટીટ (પેહલા) બારોનેટ સ્કાલરશીપ માણેકશાહ બેજનજી કાતરકને, અને નશરવાનજી જાંહગીરજી વાડીઆ સ્કાલરશીપ કૈકોબાદ સોરાબજી સંજાણાને.

આ વર્ષ યુનીવરસીટીના પરીક્ષકોમાં નીચલા પારસી ગ્રહસ્થોને ઠેરવ્યા હતા :—(એમ. એ.) માં કાવસજી દાદાભાઇ નાઓગામવાલા, સિદ્ધ પદાર્થ વિજ્ઞાન, અને આદરજી મેહરનોસજી મસાની, કુદરતી વિદ્યાના. (પ્રીવ્યસ, ઇન્ટરમીડીએટ બી. એ.) માં શેહરીઆરજી દાદાભાઇ ભરૂચા અને દારાબજી પેશોતનજી સંજાના, અવસ્તા અને પેહલવી; જાંહગીર એદલજી દાવર, ફ્રેચના; જમશેદજી મેહરવાનજી આંતીઆ, ફારસી; જમશેદજી એદલજી દારૂવાલા, ગણીત; શાપુરશાહ હોરમજજી હોડીવાલા, તવારીખ અને અર્થવિદ્યા; ભીખાજી એદલજી ઘાસવાલા, રસાએણશાસ્ત્ર; આદરજી મેહરનોસજી મસાની, અને યજદજરદ દાદાભાઇ થાણેવાલા, બોટની તથા જીઓલોજી; મનચેરજી કાવસજી કંગા, બાયોલોજી ને ઝુઆલોજી; નશરવાંનજી ફકીરજી સરવેઅર, એનીમલ ફીઝીઆલોજી; પેસતનજી રૂસતમજી મેહતા, ખેતીવાડી. (એમ. ડી.) માં મનચેરજી કાવસજી કાંગા, અને નશરવાનજી ફકીરજી સરવેઅર, કમપેરેટીવ એનાટમી અને ફીઝીકસ; હોરમજજી માણેકજી માસીના, સરજરી અને એનાટમી; ધનજીશાહ નવરોજજી પારખ, સુવાવડ. (એલ. એમ. એન્ડ એસ.) માં નશરવાનજી ફકીરજી સરવેયર, પેથોલોજી; તેમુલજી ભીખાજી નરીમાન, સુવાવડ અને બચ્ચાઓના દરદો; ધનજીશાહ નવરોજજી પારખ, સરજરી; શોરાબ [illegible]શેઠજી નરીમાન, મેડીકલ જુરીસપરૂડનસ. (એલ. સી. ઇ.) માં પેસતનજી હોરમજજી પાટક, એનજીનીઅરીંગ. (સેકંડ એલ. એલ. બી.) નાહનાભાઇ નશરવાનજી શાહેર અને હોરમ[illegible]યાર કુંવરજી કોહયાજી. (મેત્રીક) માં હીરજીભાઇ [illegible]જજી વાડીઆ, ઇંગ્રેજી; રૂસતમજી બરજોરજી પારખ; ફ્રે[illegible]વશજી જમશેદજી સંજાણા અને દીનશાહ દોરાબજી કાપ[illegible] ગણીત; જાંગીરશાહ કુંવરજી કોયાજી અને પેશતનજી આ[illegible] વાડીયા, તવારીખ અને ભુગોલ; નાનાભાઈ અરદેશર મુ[illegible]એનસ.

તમજી ધાભર, પેશતનજી પીરોજશાહ ડાકટર, કેખશરૂ જમશેદજી દુબાશ, બેહરાંમજી નશરવાંનજી ફારબસ, શાવકશાહ આદરજી ગોધાવાલા, જાંહગીરજી સોરાબજી કાંગા, અરદેશર પીરોજશાહ મેહતા, જમશેદજી દીનશાહ મોદી, [illegible]નજી રતનશાહ પારખ, અરદેશર દીનશાહજી વાહાના, શાવકશાહ નશરવાનજી સુનાવડવાલા, પીરોજશાહ [illegible]જી વકીલ, વીકાજી ફરામજી વીકાજી.

**[illegible]લ. એમ. એન્ડ એસ. ની પદવી**—ગુલ[illegible]ાણેકશાહ ડાકટર; માણેકશાહ જમશેદજી આંતીઆ, જાંહ[illegible]ાર કાવસજી બલસારા, બચુબાઇ રૂસતમજી બનાતવાલા, એદલજી ધનજીભાઇ બીલીમોરીઆ, જમશેદજી નશરવાનજી ડગન, હોરમસજી પેશતનજી દસ્તુર, અરદેશર શેહરીઆર ઇરાની, કેખશરૂ આદરજી કાપડીઆ, સોહરાબ માણેકજી ખંભાતા, શીરીન હીરાજી ખંભાતા, સોહરાબ દીનશાહનજી કેઆસ, દોરાબજી જમશેદજી લીંબુવાલા, જાંહગીર અરદેશર માસ્તર, કાવશજી માણેકજી મેહતા, સોહરાબ પીરોજશાહ મેહતા, જમશેદજી જીવણજી મોદી, જીવાજી રૂસતમજી મોદી, બરજોર પીરોજશાહ વકીલ.

**એલ. સી. ઇ. ની પદવી**—બરજોર અરદેશર દલાલ, કાવશજી કેખશરૂ ભેદવાર, એમ. ડી. ઘાસવાલા.

**બી. એસ. સી. ની પદવી**—દારાશાહ બેહરામજી દારાબ શેઠના.

**બી. એ. ની પદવી**—અરદેશર રૂસતમજી દલાલ, બરજોરજી અરદેશર બીલીમોરીઆ, પીરોજશાહ બહમનજી ચોકસી, અરદેશર દારાબજી દસ્તુર, અરદેશર બેહરામશાહ આઇબારા, સોરાબજી નશરવાનજી ગજધર, નવરોજજી અરદેશર લાલા, રૂસતમજી દાદાભાઇ લાંમ, રૂસતમજી સોરાબજી પાટક, અરદેશર સોરાબજી એન. વાડીઆ, ફરામરોજ નશરવાનજી આદરાનવાલા, અરદેશર નશરવાનજી અવાશીઆ, રતનજી હોરમજજી બાટલીવાલા, જમશેદજી મનચેરશાહ બીલીમોરીઆ, જમશેદજી માણેકજી બીલીમોરીઆ, જમશેદજી હોરમસજી બીલીમોરીઆ, સોરાબજી ફરામજી કમાશરીએટવાલા, મેહરજીભાઇ બહમનજી કુપર, નવરોજજી અરદેશર કુપર, સોરાબજી માણેકજી કુપર, બહમનશાહ ધનજીશાહ ખરશેદજી, જાંહગીર ખરશેદજી દાદાચાનજી, કાવશશાહ સોરાબજી દાદીનાથા, સોરાબ આદરજી દલાલ, રૂસતમજી ધનજીશાહ ડાલાસ, ખોદાયાર શેહરીયાર દસ્તુર, જાંહગીર રૂસ્તમ ડાકટર, નાદરશાહ દીનશાહ ડાકટર, કેખશરૂ પીરોજશાહ એનજીનીઅર, સોરાબજી સાપુરજી એનજીનીઅર, દીનશાહ જાલભાઇ કાપડીઆ, પીરોજ દાદાભાઇ કરાકા, કેખશરૂ એદલજી કુમાના, હોરમજજી બેજનજી મોબેદ [illegible] સોરાબજી અરદેશર [illegible] પેશોતન જામાસ્પના, ફરદુનજી રૂસતમજી રાનીખેતવાલા, પીરોજશાહ પેશતનજી શબાવાલા, કેખશરૂ પેશોતન સીસોર, કેખશરૂ માણેકશાહ તાલેયારખાન, પેશતનશાહ જમશેદજી તારાચંદ, હોસાભાઇ દોરાબજી વાછા, જાંહગીર બહમનશાહ વકીલ, જમશેદજી રતનજી વાણીઆ.

આ સાલ મેત્રીકયુલેશનમાં ૨૧૫) પારસી પસાર થયા હતાં, જેમાં નીચલાં બાનુઓ હતાં:—બાઇઓ ખરશેદબાઇ ફરામજી બજાં, જાઇજી પીરોજશાહ બનાજી, પીરોજા ખરશેદજી બનાજી, આઇમાય નવરોજજી ભાયા, કુંવરબાઇ ફરદુનજી બીશની, મેહરબાનુ નશરવાનજી કુપર, ખોરશેદ સોરાબજી દાજી, ધનબાઇ સોરાબશાહ ડાકટર, હીરાંબાઇ હોરમજજી કાંગા, મેહરબાનુ દોરાબજી કાપડીઆ, પીરોજા માણેકજી કાતરક, નવાજબાઇ નાહનાભાઈ ખરેધાત, ગુલબાનુ મનચેરજી લાલકાકા, મેહરબાઇ બેહરામજી મેહતા, ગુલબાઇ સોરાબજી પાસંકોલ, રતનબાઇ ખરશેદજી વેસાવેવાલા, શીરીનબાઇ હોરમજશાહ કામા, કેતાયુન કાવસજી મોદી, બાનુબાઇ સ્યાવકશા, મેહરાં બહમનજી પાવરી, રતી બહમનજી પાવરી, ખરશેદબાઈ ધનજીશાહ અંકલેસરીયા, રોશનબાનુ અરદેશર કારંજવાલા, શીરીન ફરદુનજી તારાપોરવાલા.

તા૦ ૨૭ મી ફેબરવારી.

શેઠ હોરમજદયાર શેહરીયાર ઇરાનીએ પુણાંની કદમી તથા શેહનશાહી દરેહમેહેરની પડોસમાં આવેલું રૂા. ૧૦,૦૦૦) ની કીમતનું એક ઘર જેનું ભાડું રૂ. ૫૦) દર માસે જતું, તે ઉપલી દરેમેહરના નીભાવ માટે ટ્રસ્ટમાં આપ્યું હતું.[1]

---

તા૦ ૩ જી મારચ.

કરાંચીવાલા શેઠ પેશતનજી બેહરામજી કોટવાલ ત્યાંની મ્યુનીસીપાલીટી તથા સ્કુલ બોર્ડ સાથે લાંબો વખત જોડાયલા હતા તેમનાં માન અર્થે ત્યાંની નંબર ૧ વાળી ગુજરાતી શાળાને "પેશતનજી બેહરાંમજી કોટવાલ ગુજરાતી સ્કુલ" એવું નામ આપવાનો આજ દીને ત્યાંની મ્યુનીસીપાલીટીની સભામાં ઠરાવ થયો હતો.[2]

---

૧. જામે જમશેદ, તા૦ ૪ થી મારચ ૧૯૦૫.

૨. જામે જમશેદ, તા૦ ૭ મી મારચ ૧૯૦૫.

## ઈ૦ સ૦ ૧૯૦૫.

હા મારચ.

મરહુમ શેઠ જમશેદજી નશરવાનજી તાતાએ આ દેશના વિદ્યા હુનરની શોધખોળ કરવા માટે "રીસર્ચ ઇન્સ્ટીટ્યુટ"[1] સ્થાપવા સારૂ રૂ. ૩૦ લાખની પાદશાહી રકમ સરકારને આપવા માંગણી કરી હતી તે વિષે સરકારી ઠરાવ આજ દીને બહાર પડયો હતો.

હીંદી સરકારે શેઠ તાતાની મીલકતોની કીમત નકી કરવા એક લવાદ નેમવા મુંબઇ સરકારને જણાવ્યું હતું અને જાણીતા બારીસ્ટર મી૦ જી. આર. લાઉન્ડસને લવાદ તરીકે નેમવામાં આવ્યા હતા. મી૦ લાઉન્ડસે મી૦ તાતાના પ્રતીનીધી તથા સરકારના પ્રતીનીધીની દલીલો સાંભળી લઇ ૧૮) મીલકતોનાં ભાડાંની વારસીક ચોખી આવક રૂ.૧,૨૫,૦૦૦) ઠરાવી હતી:

આ મીલકતોનાં ભાડાં ઉપરાંત સરકારના પ્રતીનીધીએ રૂ. ૮,૦૦૦) ની વાર્ષીક આવકની જામીનગીરી માગી હતી, જે માટે શેઠ તાતાએ પોતાની ખાર રોડ એસ્ટેટ આપવા જણાવ્યું હતું.

જામીનગીરીની એ મીલકત માત્ર ૧૦ વરસ સુધી રાખવા મી૦ લાઉંડસે જણાવ્યું હતું અને ૧૦ વરસ પછી જેમ જરૂર જણાય તે મુજબ જામીનગીરીની રકમ લેવામાં આવશે. પણ મી૦ લાઉંડસે ખુલ્લું જણાવ્યું કે જો ઉપલી મીલકતોની આવક રૂ. ૧,૨૫,૦૦૦) કરતાં વધુ ઉપજે તો ટ્રસ્ટીઓ તેમાંથી કાંઇપણ મીલકત ફરીથી આપશે નહી તેમજ જામીનગીરીની રકમ મી૦ તાતા યા તેવણના પ્રતીનીધી રૂ. ૮,૦૦૦) નાં કરતાં વધુ આપશે નહી. એ મીલકતોની વ્યવસ્થા કરવા માટે મી૦ લાઉંડસે ભલામણ કરી હતી કે ત્રણ ગ્રહસ્થોની એક કમીટી નેમવી, જેમાં એક મી૦ તાતા યા તેવણના પ્રતીનીધી, એક કોઇ મુંબઇના મોટા વેપારી અને એક સીટી ટ્રસ્ટના સરનશીન અથવા મુંબઇના કલેકટરને નેમવા. મી૦ તાતા બધી મીલકતોનો વહીવટ કરે અને કમીટીને રીપોર્ટ આપે.

ઉપલી મીલકતો ઉપરનો મી૦ તાતાનો હક, કીમત વગેરે સઘળાં સરકારે તપાસી જોયાં હતાં અને હીંદી સરકારના સ્વદેશ ખાતાના સેક્રેટરી મી૦ રીઝલીએ મુંબઇ સરકારના કેળવણી ખાતાનાં સેક્રેટરી ઉપર તા૦ ૨૮ મી ફેબરવારી ૧૯૦૫ ને દીને પત્ર લખી જણાવ્યું કે વધારાની જામીનગીરી સાથ હીંદી સરકાર મી૦ લાઉંડસે ઠરાવેલાં ભાડાંની રકમ સ્વીકારે છે. એ સઘળામાં મીલકતોના વીમાની બાબદ ઉપરજ ઇસારો કરવામાં આવ્યો નથી અને હીંદી સરકાર તે વીશે જાણવા માગે છે. એ મીલકતોની વ્યવસ્થા માટેની જે બોર્ડ નેમવા મી૦ લાઉંડસે સુચના કીધી છે તેના સરનશીન તરીકે મુંબઇમાં રહેતા કોઇપણ અમલદારની નેમાણુંક કરવા સ્થાનીક સરકારને છુટ આપવી. બાદ મી૦ તાતાના મરણ પછી મી૦ રતન તાતાએ પોતા તરફથી તથા પોતાના ભાઈ મી૦ દોરાબ તાતા તરફથી ઉપલી મીલકતો જો એ ઇનસ્ટીટયુટ એક વરસમાં હેયાતીમાં આવે તો તે 'ચેરીટેબલ એન્ડાઉમેંટ ફન્ડ' ના ખજાનચીના નામ ઉપર ચઢાવી આપવા જણાવ્યું હતું, અને જો એ કાયદો એક વરસમાં અમલમાં નહી આવે તો એ મીલકતો કોઈ પ્રજા ઉપયોગી કામમાં તેઓ વાપરશે એમ જણાવ્યું હતું.

એડવોકેટ જનરલ આ૦ મી૦ સ્કોટે અભીપ્રાય આપ્યો હતો કે મી૦ તાતાના એક્ઝીક્યુટરોને ઉપલી યોજના અમલમાં મુકવાની અરજ કરવાની સતા છે અને મી૦ લાઉંડસે આપેલો ચુકાદો તેઓ અમલમાં લાવી શકે.

---

1 આ ઇનસ્ટીટ્યુટની નેમ નીચે મુજબ જણાવી છે:—

The object of the Institute shall be to establish Chairs and Lectureships in Science and Arts especially with a view to the promotion of advanced instruction and original investigations in all branches of knowledge and their utilisation for the benefit of India and to provide and to assist in the provision of suitable libraries, laboratories, and all other necessary appliances.

ઇ. સ. ૧૮૯૬ ને આશરે શેઠ જમશેદજી નશરવાનજી તાતાએ હિંદુસ્તાન માટે એક રીસર્ચ ઇનસ્ટીટયુટ સ્થાપવાને પોતાની ૩૦) લાખ રૂપીયાની મીલકતો ટ્રસ્ટીઓને સોંપવાનો વિચાર જણાવ્યો, અને તે માટે એક યોજના ઘડવા એક કમીટીની મદદ મેલવી. તા૦ ૩૧ મી ડીસેમ્બર ૧૮૯૮ ને દીને વાઇસરોય લોર્ડ કરજન સનમુખ તે યોજના રજુ કીધી. ત્યાર બાદ માઇસોરની સરકારે બેંગલોર મધે ૩૭૧) એકર જમીન તથા શરૂઆતના ખરચ માટે ૫) લાખ રૂપીયા આપવાની ખાહેશ બતાવી, અને તે સાથ દર સાલ રૂ.૫૦,૦૦૦)ની બક્ષસ આપવાની મરજી બતાવી. એજ વેળા હિંદુસ્તાનની સરકારે દર સાલ રૂ. ૧,૫૦,૦૦૦) દોઢ લાખની ગ્રાંટ આપવાને માથે લીધું. તેટલામાં શેઠ જમશેદજી તાતાનું મરણ ૧૯૦૪ નાં સાલમાં થયું. ત્યાર પછી તેમનાં બેટાઓ સર દોરાબ તથા સર રતન તાતાએ પોતાના પીતાની ખાહેશ પાર પાડવાને ખાતરી આપી, અને આ યોજના અમલમાં મુકવાનું શરૂ કીધું. તા૦ ૨૭ મી મે ૧૯૦૯ ને દીને મજકુર મીલકતો ટ્રસ્ટીઓને સ્વાધીન કરવા માટેના હોકમ બાહર પડયા, અને આ ઇનસ્ટીટયુટને લગતી ઇમારતો બાંધવા માંડી, અને તા૦ ૨૪ મી જુલાઇ ૧૯૧૧ ને દીનથી વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવ્યા.

શરૂઆતમાં જેનરલ તથા એપ્લાઇડ કેમીસ્ટ્રી અને ઇલેક્ટ્રીકલ ટેકનોલોજીના ખાતાંઓ ચાલુ કીધાં અને ૧૯૨૧ નાં સાલમાં બાયો-કેમીસ્ટ્રીનું એક નવું ખાતું ઉઘાડયું. હિંદુસ્તાનના ઉદ્યોગોને સાયન્સની મદદથી ખીલવવા સારૂ માઈસોરનાં સુખડનાં ઝાડોમાંથી તેલ બનાવવા માંડયું, અને ત્યાર પછી રંગને માટે વાઈટ લેડ બનાવવા તથા જુદાં જુદાં લાકડાંમાંથી અરક કાહડવા (wood distillation) તથા ચાહમાંથી કાફેન છુટું પાડવા અને ઇંડયન ક્રોમાઇમાંથી સોડીયમ ડાઇક્રોમેટ બનાવવા વગેરે શરૂ કીધું.

આ ખાતાના લાઇફ મેમ્બર તથા કોર્ટના પ્રમુખ તરીકે સર દોરાબજી જે. તાતા: તથા કાઉનસીલ મધે શેઠો સોરાબ નાહનાભાઇ મુસ, હોરમજજી જહંગીર ભાભા, જીવાજી દીનશાહ ગાંધી, ડા૦ નાહનાભાઇ અરદેશર મુસ; તથા મુંબઈની મીલકતોનાં બોર્ડ ઓફ મેનેજમેંટમાં શેઠો શોરાબજી દોરાબજી સકલાતવાલા તથા ફરામજી રૂસતમજી વાડીઆ નેમાયા છે.

[ પાને ૬ ઠેથી નોટ ચાલુ. ]

રૂ. ૧,૨૫,૦૦૦) ની ઉપલી મીલકતોની વાર્ષીક આવક અને રૂ. ૮,૦૦૦) ની આવકની જામીનગીરીથી નાણાં સંબંધી સ્થીતી પથભર થઈ છે અને મીલકતોના વહીવટ માટે મી૦ લાઉંડસની ભલામણ સરકાર કબુલ રાખે છે.

હીંદી સરકારે ગયા મે માસમાં દર વરસે પોતે આપવા કહેલા રૂ. ૩૦,૦૦૦) ઉપરાંત દશ વરસ સુધી બીજા રૂા. ૭૫,૦૦૦) આપવા જણાવ્યું હતું. માઇસોર સરકારે કોઈપણ વરસના ખરચનો ત્રીજો ભાગ, પણ વધુમાં વધુ રૂ. ૭૫,૦૦૦), આપવા જણાવ્યું હતું.

હીંદી સરકારે એ બાબદ ફરી વીચાર ચલાવી કોલેજો અને શાળાઓને અપાતી ગ્રાન્ટ–ઈન–એડના કોડના કાનુન મુજબ આવકનો અરધો ભાગ યાને વધુમાં વધુ રૂ. ૭૭,૫૦૦) આપવા ઠરાવ્યું છે અને એ રકમ માટે કશી મુદત રાખવામાં આવી નથી. માત્ર એ ખાતાંનાં સામાન્ય નીયમો સરકારને પસંદ પડવા જોઇશે અને ખાતાંનો વહીવટ કરનારી કમીટીએ બહાલ રાખવા જોઇએ. સરકાર પોતાનો ફાળો વધારવા રાજી છે અને ખાતાંની આવકમાં બીજી મદદોથી જેમ વધારો થશે તેમ સરકાર પોતાનો ફાળો વધારશે. પણ તે વધુમાં વધુ રૂ. ૧,૫૦,૦૦૦) સુધીનોજ રાખવામાં આવશે. આવી ગોઠવણ-થી એ ખાતાંનાં વહીવટ માટે રૂ. ૨,૩૨,૫૦૦) ની રકમ હાથ-માં રહેશે અને એ સારી રકમથી સરસ ઉસતાદો મેળવી શકાશે અને વીદ્યાર્થીઓને સારી સ્કોલરશીપો આપી શકાશે.

એ ઇન્સ્ટીટયુટ બાંધવા માટે અને તેની સામગ્રી માટે રૂ. ૬,૫૭,૫૦૦) નો ખરચ થશે, જે માટે માઈસોરની સર-કારે રૂ. ૫,૦૦,૦૦૦) આપવા કબુલ્યું છે. હીંદી સરકારે રૂ. ૧) લાખ આપવા આગળ જણાવ્યું હતું પણ તેમાં સરકારે વધારો કરી માઇસોરની સરકાર રૂ. ૫) લાખની જે મદદ આપે તેનાથી અરધી મદદ પોતે આપવા કબુલ્યું હતું. જેથી એ ઇમારત બાંધવા અને બીજી સામગ્રીઓ માટે રૂ. ૭,૫૦,૦૦૦) હાથપર રહેશે. એ ખાતાં માટે પહેલાં ખાસ કાયદો બાંધવો એમ જણાયું હતું પણ બંગાળના એડવોકેટ જનરલનું મત પુછતાં તેની કશી જરૂર જણાઈ નથી.

એ ખાતાનાં વહીવટની જનરલ કાઉનસીલનું બંધારણ નીચે મુજબ રાખવામાં આવ્યું છે. નામદાર વાઇસરાય પેટ્રન, સ્થાનીક સરકારનો વડો પ્રેસીડન્ટ જેની નેમણુંક વાઇસરોય કરશે, પ્રેસીડન્ટ વાઇસ પ્રેસીડન્ટ નેમે, હીંદી સરકારનો પ્રતી-નીધી, જે સ્થાનિક સરકારો મદદ કરે તેના પ્રતીનીધીઓ, સાયન્સ અને વીદ્યાના પ્રતીનીધીઓ જેની નેમાણુંક કાઉન્સીલ કરે. જે ઉદાર ગ્રહસ્થો રૂ. ૧,૫૦,૦૦૦) ની વાર્ષીક આવકની રકમ આપે તેના પ્રતીનીધીઓ.

એ ઇન્સ્ટીટયુટમાં શું બાબદો શીખવવી, પ્રોફેસરો કેવા નેમવા, તે બાબદ રોયલ સોસાયટીને સોંપવા અરજ કરવા સુચવવામાં આવ્યું હતું, જે સોસાયટી પોતાની એક નાની કમીટી નેમી એ બાબદ સલાહ આપે.

ધી મેસરસ તાતાને અરજ કરવી કે તેઓએ ત્રણ જુદી કમીટીઓ નેમવાની યોજના મોકલવી કે જે કમીટીઓ ચેરી-ટેબલ એન્ડાઉમેંટ એકટની સરતો અમલમાં મુકે. એક કમીટી ઇનસ્ટીટયુટનું એકઝીકયુટીવ કામ કરે, બીજી મીલકતનો વહી-વટ, અને ત્રીજી વખતે વખત જે સવાલ ઉઠે તેનો ફેંસલો કરે.

કાંઇપણ ગુંચવણભર્યા સવાલોનો જલદીથી નીર્ણય થઇ જાય માટે મેસર્સ તાતાએ હીંદી સરકાર સાથ પાધરો વહે-વાર ચલાવવો.

ધી મેસર્સ તાતાએ હવે હીંદી સરકારને ચેરીટેબલ એન-ડાઉમેન્ટ એકટ મુજબ એ યોજનાની સરતોની અરજી કરવી.

હીંદી સરકાર ખુલાસો કરે છે કે એ ખાતું સ્થાપનારની ભલી નેમમાં ગવરનર જનરલ–ઈન–કાઉન્સીલ ભાગ લે છે પણ તેના ખરેખરા વહીવટમાં ભાગ લેવા તેની જરાપણ મરજી નથી, અને કયા ધોરણે શોધખોળ ચલાવવી અને શીખવવા માટે શું રીતી વાપરવી તે નકકી કરવા કશોપણ દાવો કર-નાર નથી. નામદાર ગવરનર જનરલ–ઇન–કાઉન્સીલ મરહુમ મી૦ તાતા જેવા મહાન ઉદાર નરનાં ભેજાંમાંથી બહારપડેલી મોટી યોજનાને બરાબર રીતે આગળ વધારવા ઇચ્છે છે પણ એ અજમાવવામાં આવતા અખતરાનાં પરીણામ યોજનાની હાલની હાલત ઉપર નહી પણ જે શખ્સો તેનો લાભ લેશે તેની બુદ્ધી અને ચાલાકી ઉપર આધાર રાખશે. એ ખાતાંને લગતી મનની ખીલવણીની કેળવણીમાં સરકાર વચ્ચે પડવા જરા પણ આતુર નથી. પણ જે ઉદાર મદદ પોતે આપવા જણાવ્યું છે તેથી જરૂર થઈ પડેલી દેખરેખ અને લાગવગ ધરાવશે.

જામે જમશેદ, તા૦ ૮ મી મારચ ૧૯૦૫.

વળી આ ઇન્સ્ટીટયુટની યોજના સંબંધ તા૦ ૧૮ મી નવેમ્બર ૧૯૦૭ ના સરકારી "ગેઝેટ ઓફ ઇંડયા" મધે નીચલો ઠરાવ બાહેર પાડયો હતો :--

It is proposed to found an Institution which shall be, or correspond to, a teaching University for India, its primary aim being to teach, not to examine. Diplomas, therefore, will be conferred on those who have completed a certain course of higher educationn. This work of higher instruction will be conducted on principles followed now in Europe—*e.g*, in German Seminaria, French Conferences, and English and American Research Classes. These courses will be the beginning of a purely specialist training. In order not to interfere wieh the existing agencies, the new Institution will take up teaching where Colleges and existing Universities leave off. The new courses will be post graduate. The new specialist courses, which are post graduate, will naturally be professional and technical rather than simply literal school sanitary and science practice. For qualified medical men a school of pedagogics for those intending to be higher secondary teachers ( ins-

તા૦ ૯ મી મારચ.

નીચલા પારસી ગ્રહસ્થોને નામદાર સરકારે આ સાલ નવા જસટીસ ઓફ ધી પીસ એટલે સુલેહના અમલદારો નેમ્યા હતા;—ખાન બાહદુર મનચેરજી રુસતમજી ધોલુ, સી. આઇ. ઇ., શેઠ માણેકશાહ ધનજીશાહ ડાકટરના, શેઠ મેહરવાનજી મનચેરજી કામાજી, બી. એ., શેઠ રુસ્તમ બહમનશાહ વકીલ, બી. એ., એલ. એલ. બી.; શેઠ સોરાબજી બહમનજી માસ્તર,[1]

———

ડાકટર બાહદુરજીવાલાં દેવલાલી સેનીટેરીયમમાં બે વધુ બ્લોકો બાંધવાને મરહુમ શેઠ અરદેશર હોરમજજી વાડીઆનાં ધર્મ ખાતાનાં ત્રસ્ટીઓએ રૂ. ૧૧,૦૦૦) ભેટ આપ્યા હતા. આમાંના એક બ્લોકને મરહુમ શેઠ અરદેશરનું અને બીજાને મરહુમ બાઇ મેહરબાઇનું નામ આપવામાં આવશે.[2] એજ મુજબ બાઇ બચુબાઇને મરહુમ

---

pectors headmasters, etc.,) and a school for higher studies, are some of the obvions directions of the development. It is not proposed to take all these up at once. The order in which they may be proceeded with will be best arranged by the Committee. It is not intended to cut off the post graduate students from education in Europe. It is contemplated to select the best for further training in Europe or America, with a view to their future return to this country. It will be necessary to make ample provision for scholarships and fellowships, both for the students in the institution and for those who proceed from it to Europe or America. The development of a scheme so complete must entail a vast capital and annual expenditure, in the construction of Libraries, Laboratories and Museums, and the invitation to specialists to teach and prosecute research—all this must require large sums of money. To secure the necessary financial support by making a general appeal for the funds, to take the preliminary steps in connection with the scheme, and to obtain a short legislative enactment enabling the Institute to hold property, the undermentioned gentlemen will be invited to form themselves into a Provisional Local Committee:—Chairman—The Vice-Chancellor of the University of Bombay: Vice-Chairmen—The Hon'ble Mr. Justice Ranade; Members—The Hon'ble Mr. P. M. Mehta, Dr Bhalchandra, The Hon'ble Mr. Justice Budrudin Tyebji. Mr. R. M. Sayani, the Director of Public Instruction, Mr. N. N. Wadia, Profess r Gujjar, Messrs Ardeshir Framjee, B M Malabari, Jemsetjee N. Tata, the Principals of the Elphinstone, St. Xaviar, Wilson and Grant Medical Colleges, Devan Bahadur Manibhai Jasbhai, Dr. R G. Bhandarker, the Hon'ble Mr. Chandavarker, Mr Grattan Geary, Mr. T. J. Bennett, Rao Bahadur Mansukhram Surajram; and Mr. B. J. Badshah, Honorary Secretary.

His Excellency the Governor, the Chancellor of the University of Bombay, has kindly consented to let it be known that the proposed scheme has his personal approval and sympathy.

The Resolution is accompanied by the report of Conference held at Simla on the 23rd and 25th October. The Government of India accept the recommendations of the Conference, and they desire te place on record their appreciation of the generosity and public spirit displayed by Mr. J. N. Tata in making his munificent offer of an endowment for the proposed University of Research. They are confident that the proposed University will meet a great need, and will contribute to the advancement of higher education and the development of the resources of the country. They wish the undertaking every success. In accordance with the request made by the Conference, the Government of India have requested the Government of Bombay to nominate an officer to arrange with Mr. J. N. Tata for the transfer of the property with which he proposed to endow the University.

(ટાઈમ્સ ઓફ ઇંડયા, તા૦ ૨૦ મી નવેમ્બર ૧૯૦૭.)

અત્યાર સુધીમાં એ ખાતાંનો લાભ લઇ નીચલા પારસીઓ બાહેર પડયા છે:—

શેઠો એચ. કે. સહીઆર, એચ. કે. દાદાચાંનજી, દારાબ દીનશાહ કાંગા, ફરાંમરોજ નશરવાંનજી મોવડાંવાલા, કાવસજી પાલનજી ચવના, હીરજીભાઈ બેહરાંમજી વારડીન, કેખશરૂ જાંહગીર કાપ્ટાજી, જાલ ડી. બેદલ બેહરાંમ, કે. આર. ડોટીવાલા, મીસ માણેક એમ. મેહતા, એન. પી. તલાતી, એમ. જે. કાવસજી, એન. એમ. કાવસમાનેક, જાલ સોરાબજી વાચ્છા ગાંધી, કે. આર. કોઠાવાલા, એન. આર. મીસ્ત્રી, સી. એન. મેહતા, અને કે. એમ. દોરડી.

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૯ મી મારચ ૧૯૦૫.

૨ જામે જમશેદ, તા૦ ૧૦ મી મારચ ૧૯૦૫.

ડાકટર દોરાબજી હોરમજજી ભુજવાલાનાં વીધવાએ બે જુદા બ્લોકો—એક પોતાના તથા પોતાના મરહુમ ધણીનાં નામે[1] તથા બીજો મરહુમ બેટા ડાકટર અરદેશર દોરાબજી અને મરહુમ બેટી બાઇ પીરોજબાઇનાં નામે બંધાવવાને રૂ. ૧૧,૦૦૦) ભેટ આપ્યા હતા.[2]

તા૦ ૧૧ મી મારચ.

મી૦ નશરવાનજી માણેકજી કુપરે લંડનમાં "પારસી ક્રાનીકલ" નામનું ઇગ્રેજી પત્ર કાઢવા માંડયું.[3]

તા૦ ૨૧ મી મારચ.

આ વર્ષની પુણાં વૉલંટીયર રાઇફલ કોરની નીશાનબાજીની હરીફાઇમાં કાર્પોરલ રતનશાહ હોરમજજી નીમચવાલાએ રૂ. ૫૦૦)નું "ચેમપીયનશીપ કપ" તથા દસ્તુર "નોશરવાન શીલ્ડ" જીત્યાં હતાં.[4]

મેસરસ દાદી અને ફરાંમરોજ ખરશેદજી ગોલવાલાંઝ સ્પોરટીંગ મેગેઝીન" નામનું ક્રિકેટ, ફુટ બોલ, ટેનીસ, હૉકી, ગોલ્ફ, પોલો, સાઇકલીંગ, રોઇંગ, નેઝાબાજી, નીશાંનબાજી, તાલીમબાજી, ઘોડેસ્વારી, તરવાનો હુનર, વગેરે જુદી જુદી તનને કસરત આપનારી નીરદોશ રમતગમતોનું જ્ઞાન આપનારૂં બે–માસીક ચોપાન્યું પ્રગટ કરવા માંડયું હતું.

તા૦ ૨૪ મી મારચ.

અત્રેની ગ્રાંટ મેડીકલ કોલેજમાં શિખનારા નીચલા ચંચલ વિદ્યાર્થીઓને ઇનામો તથા સ્કાલરશીપો આપી હતી:—

ડા૦ એસ. એમ. ખંબાતાને રૂ. ૨૫૦) નું સર જમશેદજી મેડીકલ પ્રાઇઝ તથા વેલીંગ્ટન ગ્રેનો સરજરી ચાંદ; ડા૦ મીસ ગુલબાઇ માણેકશાહ ધનજીશાહ ડાકટરને સર જમશેદજી ગોલ્ડ મેડલ; એમ. જે. આતીઆને મીડવાઇફરીમાં રૂ. ૨૫) ની મેકલીનન સ્કાલરશીપ તથા રૂપાનો ચાંદ; ઓફથલમીમાં ડાકટર હંટરવાળું ઇનામ, તથા સ્ત્રીઓનાં દરદો અને જીનીકાલોજીમાં ડા૦ ખરશેદજી ફરામજી ખોરીવાલી રૂ. ૧૫) ની સ્કાલરશીપ, તથા દીનબાઇ દીનશાહ વાછા પ્રાઇઝ; એસ. દી. કયાસને હાઇજીનમાં હયુલેટ પ્રાઇઝ; પી. કે. તારાપોરવાલાને રૂ. ૨૫) ની કરનાક સ્કાલરશીપ; એસ. એસ. વજીફદારને રૂ. ૨૫) ની એન્ડરસન સ્કાલરશીપ; ડી. ડી. ગીલડરને હાઇજીનમાં ખરશેદજી ફરામજી ખોરી પ્રાઇઝ; આર. બી. બીલીમોરીઆને રૂ. ૨૦) ની ફેરીશ સ્કાલરશીપ; પી. બી. ભરૂચાને રૂ. ૧૫) ની રીડ સ્કાલરશીપ; મીસ પી. જે. બાહદુરજીને આવાંબાઇ બેહરાંમજી પટેલવાળું ઇનામ; ઇ. પી. ઘડીઆલીને રૂ. ૧૫) ની રીડ સ્કાલરશીપ; કે. એસ. શેહનાને રૂ. ૧૫) ની એન્ડરસન સ્કાલરશીપ, ડી. એન. બુચીઆને સર કાવસજી જાંહગીરવાલી રૂ. ૮) ની સ્કાલરશીપ.[5]

શેઠ પીરોજશાહ નશરવાનજી મેહતા, એલ. ટી. એમ. ને ઇંગ્લાંડ જઇ ચહતી ટેકનીકલ કેળવણી લેવા માટે હિંદુસ્તાનની સરકારે આપતી કરેલી ત્રણમાંની એક સ્કાલરશીપ ૧૫૦) પાંઉડની મલી હતી.[6]

તા૦ ૨૫ મી મારચ

મરહુમ શેઠ હોરમસજી બમનજી વહાડયાજીનાં પાક આતશબેહેરામનાં બે ત્રસ્ટીઓ મી૦ જમશેદજી બહમનજી વહાડયા તથા મી૦ બહમનજી જમશેદજી વહાડયા એક બાજુએ તથા ઉપલાજ આતશબેહેરામની મેનેજર અને ત્રસ્ટી મી૦ માણેકજી હોરમસજી વહાડયા વચ્ચે ત્રસ્ટડીડમાં સમાયલી એકબીજાની સત્તા નક્કી કરવાને લગતી બાબદ હાઇ કોર્ટમાં નામદાર જડજ મી૦ જસ્ટીસ બદરૂદીન તૈયબજી સનમુખ ચેમ્બરમાં નીકલી હતી.

વાદીઓ મેસર્સ જમશેદજી બમનજી વાડયા અને બમનજી જમશેદજી વાડયાએ સત્તા નક્કી કરવા માટે નીચલા ૧૩ સવાલો ઉભા કરી તે ઉપર નામદાર જડજનો ચુકાદો માંગ્યો હતો:—(૧) આતશબેહેરામ સાહેબના ત્રસ્ટીઓ અથવા બહુમતી ત્રસ્ટીઓ એ મકાનના ત્રસ્ટને લગતા ખતપત્રો, રસીદો, કાગળીઆંઓ, ઓસરીઆંઓ અને હીસાબના ચોપડાઓ અને ત્રસ્ટના એસ્ટેટની જમીનગીરીઓ પોતાના કબજામાં મેનેજરને એ બાબદમાં બાતલ કરીને રાખી શકે યા નહી. (૨) ત્રસ્ટને લગતી મીલકતોના સમારકામ ઉપર દેખરેખ રાખવાને અને તેને માટે પૈસા ચુકવવાને ત્રસ્ટીઓના બહુમતી ભાગને અખત્યાર છે યા નહી. (૩) ફકત આતશબેહેરામને લગતી મીલકતોને ચુનો ધોળાવવાના અને નાનાં સમારકામો કરવાના કામ ઉપર દેખરેખ રાખવાને અને તેને ખાતે નાણાં પગાર

૧ એ બ્લોક તા૦ ૨૭ મી જુલાઇએ તૈયાર કરી ખોલ્લો મુકવામાં આવ્યો હતો.

૨ જામે જમશેદ તા૦ ૧૧ મી મારચ ૧૯૦૫.

૩ રાસ્ત ગોફતાર, તા૦ ૧૨ મી મારચ ૧૯૦૫.

૪ જામે જમશેદ, તા૦ ૨૫ મી મારચ ૧૯૦૫.

૫ જામે જમશેદ, તા૦ ૨૫ મી મારચ ૧૯૦૫.

૬ જામે જમશેદ, તા૦ ૩૧ મી મારચ ૧૯૦૫.

કરવાને મેનેજરને હક છે કે. (૪) આતશબેહેરામમાં વારાદાર બોય દેનાર મોબેદો વરસ દહાડે, મહીને દહાડે અથવા બીજી જે લવાજમો આપે તે લવાજમો વસુલ કરવાનો અને મેળવવાનો ત્રસ્ટીઓ તથા ત્રસ્ટીઓના બહુમતી ભાગને અધીકાર છે કે? (૫) મજકુર વારાદાર બોય દેનાર મોબેદો પાસેથી મજકુર વાર્ષીક, માસીક, અથવા બીજા લવાજમો વસુલ કરવાનો અથવા મેળવવાનો અને એવી રીતે મેળવેલાં નાણાંને પોતાના હાથમાં રાખવાનો અને કરીઆદનામામાં જણાવેલાં ડીડ પોલની ૧૭ મી કલમ મુજબ બેંકમાં ત્રસ્ટના નાણાંને લગતું જે ખાતું ઉઘાડવું જોઇએ તેમાં તે નાણાં પગાર નહી કરવાનો ત્રસ્ટીઓમાંના એક ત્રસ્ટીને હક છે યા નહી? (૬) મજકુર વારાદાર બોય દેનાર મોબેદોને મજકુર લવાજમો અથવા તેમાંનો કોઇ એક ભાગ પાછો આપવાનો ત્રસ્ટીઓના બહુમતી ભાગને અધીકાર છે કે નહી? અને મેનેજરને મેનેજર તરીકે એવાં નાણાં પાછાં આપવાનો હક છે કે? (૭) ત્રસ્ટનાં કામો માટે બેંકમાંથી નાણાં ઉપાડવાના અને ચેકપર સહી કરવાની સત્તા ત્રસ્ટીઓના બહુમતી ભાગને છે કે? (૮) ત્રસ્ટને લગતી સ્થાવર મીલકતોનાં ભાડાં ઉઘરાવવાનો અને તે મીલકતોના ભાડાંના બીલો ઉપર સહી કરવાનો હક ત્રસ્ટીઓના બહુમતી ભાગને છે કે? (૯) આતશબેહેરામને લગતા ખરચો મેનેજરને જે વખતો વખત કરવા પડે અને એવા ખરચોના હીસાબ ત્રસ્ટીઓના બહુમતી ભાગે તપાસ્યા પછી વરસની આખેરીને બદલે મેનેજરે એવી રીતે કીધેલા ખરચોના સંબંધમાં ત્રસ્ટીઓ મેનેજરને આંગ ઉપર સલામતી સાથે પૈસા આપી શકે કે? (૧૦) આતશબેહેરામની મીલકતનો એક ભાગ, જેવું કે દીવાનખાનું પારસીઓને જાહેર ધર્મ સંબંધી ભાષણો અને વાએજ આપવાના કામને માટે વાપરવા આપવાની સત્તા ત્રણે ત્રસ્ટીઓને આપી શકાય કે નહી? (૧૧) મુકતાદની ક્રિયાઓ કરવાનાં કામને માટે આતશબેહેરામની મીલકતનો એક ભાગ વાપરવા આપવાની ત્રસ્ટીઓના બહુમતી ભાગને સત્તા છે કે? (૧૨) મજકુર આતશબેહેરામની સાલગ્રેહને દીવસે થતાં જશનમાં સામેલ થવા માટે પારસી કોમના ગ્રહસ્થો અને બાનુઓને હમેશ મુજબ જે નોતરાં મોકલવામાં આવે છે તે નોતરાં ત્રસ્ટીઓ તથા તેઓના બહુમતી ભાગને ત્રસ્ટીઓનાં નામે બાહેર પાડવાનો હક છે યા નહી? (૧૩) મેનેજર પોતાના ઓહદાને લગતી જે ફરજો બજાવે તે ઉપર કાબુ રાખવાનો અને મજકુર આતશબેહેરામમાં થતી ક્રીયાઓ ઉપર દેખરેખ રાખવાનો ત્રસ્ટીઓને અથવા ત્રસ્ટીઓના બહુમતી ભાગને હક છે કે? અને જો નહી હોય તો એવી સત્તા ત્રસ્ટીઓને અથવા તેઓના બહુમતી ભાગને આપી શકાય કે?

ઉપલા સવાલોના સંબંધમાં નામદાર જડજે બંન્ને તરફના બેરીસ્ટરોની દલીલ સાંભળી લઇ નીચે મુજબ ચુકાદો આપ્યો હતો:—(૧) મેનેજર સુદ્ધાં ત્રણે ત્રસ્ટીઓ ત્રસ્ટના ચોપડા વીગેરે રાખવાનો હક ધરાવે છે. પણ ત્રસ્ટીઓ વધુમતે મેનેજરને ચોપડા જોતાં કે તે તપાસતાં અટકાવી શકે નહીં. કઇ જગાએ અને કેવી રીતે ચોપડા રાખવા તે વીશે મેનેજર અને ત્રસ્ટીઓ સાથે મળી વખતો વખત નક્કી કરે તેવી રીતે અનેતે જગાપર રાખવા, હીસાબ લખવા એક મેહેતો રાખવો, જે સઘળાનો નોકર ઉપર ત્રસ્ટીઓ કરતાં વધુ કાબુ રહેશે. (૨), (૩) આતશબેહેરામની મીલકતની વાર્ષીક મરામત કરાવવાની તથા તે ઉપર દેખરેખ રાખવાની અને તે માટે નાણા આપવાની સત્તા મેનેજરને છે અને ત્રસ્ટને લગતી બીજી મીલકતોના સમારકામ તેમજ તેને લગતો ખરચ ત્રસ્ટીઓ અથવા ત્રસ્ટીઓનો બહુમતી ભાગ કરે. (૪) વારાદાર મોબેદો સાથે લખત કરવાનો હક મેનેજરને છે અને તે રૂપીઆ વસુલ કરવાનો અને મેળવવાનો હક ત્રસ્ટીઓને છે. પણ તેઓમાં એક ત્રસ્ટી તરીકે મેનેજર હોવા જોઇયે. (૫) નહીં. (૬) હા. એવો હક ત્રસ્ટીઓનો બહુમતી ભાગ ધરાવે છે પણ એ બહુમતી ત્રસ્ટીઓમાં એક મેનેજર હોવો જોઇયે. (૭) હા. પણ તેઓમાંનો એક મેનેજર હોવો જોઇયે. (૮) હા. પણ તેઓમાંનો એક મેનેજર હોવો જોઇયે. (૯) આતશબેહેરામના ખરચ માટે જોઇતી રકમ ત્રસ્ટડીડ મુજબ ત્રસ્ટીઓએ મેનેજરને આંગ ઉપર આપવી અને આગલા વરસોના ખરચની સરેરાસ જોઇને બીજાં વરસની રકમ ત્રસ્ટીઓએ નક્કી કરવી અને તે રકમ મેનેજરને આંગપર ખરચ માટે આપવી. (૧૦) આતશબેહેરામના ઉપલા દીવાનખાનામાં ભાષણો વગેરે કરવા દેવાની સત્તા ત્રસ્ટીઓ આપી શકે પણ તેને લગતી રજા ચીઠી આપવાની સત્તા એકલા મેનેજરને છે. (૧૧) મુકતાદ માટે આતશબેહેરામના મકાનનો એક ભાગ વાપરવાની રજા આપવાનો હક મેનેજરને છે. (૧૨) વાર્ષીક જશનના નોતરાં કાઢવાનો હક સઘળા ત્રસ્ટીઓ ધરાવે છે અને તેવાં નોતરાં સઘળાં ત્રસ્ટીઓના ભેગાં નામે કાઢવાં જોઇયે. (૧૩) નહીં. જ્યાં સુધી મેનેજર પોતાની હદમાં રહીને પોતાની સતાનો ઘટતો ઉપયોગ કરે ત્યાં સુધી ત્રસ્ટીઓને મેનેજરના કામની વચમાં આવવાને અથવા તે ઉપર કાબુ ધરાવવાને કાંઇપણ હક નથી.

એ બાદ એ કેસની અપીલ તા૦ ૧૧ મી આગસ્ટ ૧૯૦૫ ને દીને નામદાર ચીફ જસટીશ સર લારન્સ

જેનકીન્સ તથા મી૦ જસટીસ બેતી સન્મુખ નીકળી હતી:—

અપીલ કરનારા વાદીઓએ અપીલ કરવાનાં કારણોમાં જણાવ્યું હતું કે નીચલી કોર્ટે ૧૮૫૧ ના સપ્ટેમ્બર માસમાં થયલાં ત્રસ્ટદીડનો જે અર્થ ઉઠાવ્યો છે, તેમાં ભુલ કરી છે. ત્રસ્ટદીડમાં મેનેજરનો ઓધ્ધો દર્શાવ્યો છે, તે મેનેજર વળી મજકુર દીડનો એક ત્રસ્ટી પણ હોવો જોઇયે એવું ઠરાવવામાં તે કોર્ટે ભુલ કરી છે. નીચલી કોર્ટે મેનેજરને જે ચોકસ સત્તા આપી છે, તે સત્તા જો તે મેનેજર એક ત્રસ્ટી ન હોય તો તેને તે મળવી જોઇયે નહીં. હીસાબના ચોપડા કોણના કબજામાં રાખવા તે સંબંધના પહેલા સવાલમાં નીચલી કોર્ટે ઠરાવ્યું છે કે મેનેજર સીવાય ત્રસ્ટીઓના વધુ મતને તે બાબદ મુકરર કરવાનો હક નથી, તેમાં તે કોર્ટે ભુલ કરી છે. ચોથા સવાલમાં વારાદારો પાસે માસીક, વાર્ષીક વગેરે લવાજમ લેવામાં આવે તે ઉઘરાવવાનો હક મેનેજર સીવાયના બહુમતી ત્રસ્ટીઓને નથી એવું ઠરાવવામાં નીચલી કોરટે ભુલ કરી છે. વારાદારોને વળતર આપવામાં ત્રસ્ટીઓ સાથ મેનેજર પણ હોવો જોઇયે એવું પણ ઠરાવવામાં નીચલી કોર્ટે ભુલ કરી છે. ચેકો સહી કરવામાં ત્રસ્ટીઓની સાથ મેનેજર હોવો જોઇયે એવું ઠરાવવામાં વળી નીચલી કોર્ટે ભુલ કરી છે. ભાડાંનાં બીલો ઉપર મેનેજરે સહી કરવી અને ભાડું ઉઘરાવવું અને બહુમતી ત્રસ્ટીઓને મેનેજર સીવાય તેવું કામ કરવાની સત્તા નથી એવું ઠરાવવામાં નીચલી કોર્ટે ભુલ કરી છે. વળી નીચલી કોર્ટે ઠરાવ્યું છે કે મેનેજરે ત્રસ્ટીઓની સાથે મળી કામ કરવું, પણ તે ચુકાદો ત્રસ્ટદીડની સરતથી ઉલટો છે. ત્રસ્ટદીડનો અર્થ ઉપજાવતાં ત્રસ્ટીઓ અને મેનેજરની સત્તા મુકરર કરવામાં નીચલી કોર્ટે ભુલ કરી છે. વળી વાદીઓને પોતાનો ખરચ આપવાનો હુકમ કરવામાં પણ નીચલી કોર્ટે ભુલ કરી છે. વાદીઓ સામે કાંઇપણ ગેરવર્તણુંક પુરવાર થઇ નથી. પ્રતીવાદીને જે સત્તા મળી નહતી, તે સત્તા ધારણ કરવાથી વાદીઓને આ કોરટમાં આવવું પડયું હતું અને તેથી તેમનો ખરચ ત્રસ્ટ ફંડમાંથી મળવો જોઇતો હતો.

નામદાર જડજોએ ધારાના હીમાયતીઓની તકરાર સાંભળી લઇ ચુકાદો આપ્યો હતો, જેની રૂએ નીચલી કોર્ટે મેનેજરને આપેલી કેટલીક સત્તા કહાડી નાંખવામાં આવી હતી.

પહેલા સવાલનો જવાબ અપીલ કોર્ટે નીચે મુજબ આપ્યો હતો:—ત્રસ્ટીઓ ચોપડાઓ વીગેરે રાખવાનો હક ધરાવે છે. વધુ મતથી ત્રસ્ટીઓ કોઇપણ ત્રસ્ટીને ચોપડા મેળવવાનો અને જોવાનો અટકાવ કરી શકે નહીં. ત્રસ્ટીઓ અથવા વધુ મતથી ત્રસ્ટીઓ વખતોવખત નકી કરે તેવી જગાએ અને તેવી રીતે ચોપડા રાખવા મેનેજરનો હીસાબ રાખવામાં મદદ કરવા માટે અઠવાડીયામાં એક વખત મુંબઇમાં અરજદાર વાદીઓ પોતાના મેહેતાંને પ્રતીવાદી મેનેજરને ઘેર મોકલવા માથે લે છે.

ચોથા સવાલના નીચલી કોર્ટે આપેલા જવાબમાંથી 'મેનેજર નાણાં મેળવનાર એક ત્રસ્ટી હોવો જોઇયે' એવા શબ્દો અપીલ કોર્ટે કાઢી નાખ્યા હતા.

છઠા સવાલના નીચલી કોર્ટે આપેલા જવાબમાં વળતર આપવાના સંબંધમાં વધુમતી ત્રસ્ટીઓમાં મેનેજર હોવો જોઇયે એ શબ્દો કાઢી નાંખી વધુમતી ત્રસ્ટીઓને તેવો હક અપીલ કોર્ટે આપ્યો હતો.

સાતમાં સવાલના જવાબમાં અપીલ કોર્ટે એવું ઠરાવ્યું હતું કે અપીલ કરનારા વાદીઓ માથે લે છે કે તેઓ જે ચેક લખે તે પ્રતીવાદી જવાબદાર ઉપર મોકલી આપે અને પ્રતીવાદી પોતાની મરજીમાં આવે તો તે ઉપર સહી કરે. પ્રતીવાદીએ ચેક ઉપર પત્ર લખ્યો હતો, તે તે પાછો ખેંચી લે છે.

આઠમાં સવાલના જવાબમાં પક્ષકારો વચ્ચે જે સમજુતી થઇ હતી તે મુજબ તેમણે વર્તવું એવું કોર્ટે ઠરાવ્યું હતું.

દશમાં સવાલનો કાંઇ પણ જવાબ આપવા અપીલ કોર્ટે ના પાડી હતી, પણ જણાવ્યું હતું કે માત્ર ત્રસ્ટદીડમાં દરશાવ્યા મુજબ આતશબેહેરામના મકાનનો એક ભાગ વાપરવા દેવો.

છેવટે નામદાર વડા જડજે ખરચના સંબંધમાં ચુકાદો આપતાં જણાવ્યું કે પક્ષકારો વચ્ચે જે વાંધો પડયો, તે પ્રમાણીક વાંધો હતો અને તેથી તેમનો ખર્ચ ત્રસટના ફંડમાંથી મળવો જોઇયે. અમે તે પ્રમાણેનો હુકમ કરીએ છીએ.[1]

બંને પક્ષોએ પોતપોતાનો ખર્ચ ભોગવવો, ફંડમાંથી કાંઇ લેવું નહીં.

---

તા૦ ૨૮ મી મારચ.

મરહુમ શેઠ જમશેદજી નશરવાનજી તાતાએ આ દેશના વેપારની આબાદી અને લોકોની મનશકિતની ખીલવણી કરવાનાં કામમાં વધારો કરવામાં જે કીમતી સેવા બજાવી છે તેવાગુની યાદગારી રાખવાનાં યોગ્ય પગલાં

૧ જામે જમશેદ, તા૦ ૨૦ મી આગસ્ટ ૧૯૦૫.

ભરવાનાં કામસર ઠેરાવ કરવાને મુંબઇના શેરીફ મી૦ સાસુન જે ડેવીડ જોગ કરેલાં રેકવીઝીશનની રૂહે આજ દીને મુંબઇના રેહવાસીઓની એક જાહેર સભા ટાઉન હોલમાં નામદાર ગવરનર લોર્ડ લેમીંગ્ટનનાં પ્રમુખપણા હેઠળ ભરાઇ હતી. આ વેળાએ નામદાર ચીફ જસ્ટીસ સર લારેન્સ જેન્કીનસે દરખાસ્ત કરવાથી અને તેને આનરેબલ મી૦ જસ્ટીસ બદરૂદીન તૈયબજી અને સર ભાલચંદ્ર ક્રિષ્ણાએ ટેકો આપવાથી નીચલો ઠેરાવ સર્વેનાં એકમતથી પસાર થયો હતો:—"મી૦ જમશેદજી નશરવાનજી તાતાનાં મરણથી આખા હીંદુસ્તાનને તેમાં ખાસ કરીને મુંબઇને ભારે ખોટ ખમવી પડી છે કે જેવણે પોતાની આખી ઉદયોગી જીંદગી દરમ્યાન આખા દેશને સઘળી શાખાઓમાં ખીલવવાને પોતાથી બનતું કર્યું હતું; સઘળા મોટા ઉદયોગને લગતા સાહાસ કે જે તેવણે પોતાને માથે ઉઠાવ્યા હતા તેના સંબંધમાં તેવણ હંમેશાં એવીજ નેમ રાખતા હતા કે હીંદુસ્તાનને માટે એક રીસર્ચ ઇન્સ્ટીટયુટ સ્થાપવી, અને તે નેમ પાર પાડવાને માટે તેવણે પોતાની દોલતનો એક ગંજાવર ભાગ અર્પણ કર્યો છે જે યાદગારીનો સ્થંભ તેવણના જાહેર જુસ્સા અને પાદશાહી સખાવત સાથની દેશાભિમાની લાગણીની યાદ સદા અમર રાખશે."

એ બાદ એ મરહુમ ગ્રહસ્થની ઘટતી રીતે યાદગારી રાખવા માટે એક ફંડ ઉભું કરવાને રેવરંડ ડાકટર ડી. મેક્રીકનની દરખાસ્ત અને ઓનરેબલ મી૦ જસટીસ ચંદાવરકરના ટેકાથી એક મોટી કમીટી નેમવામાં આવી હતી, જેમાં આનરરી સેક્રેટરીઓ—આ૦ મી૦ વીઠલદાસ દામોદર, આ૦ મી૦ ડી. આર. ચીચગર, એ. લેસલી, વીજભુખણદાસ આતમારામ, ફાજલભાઇ કરીમભાઇ ઇબરાહીમ, એફ. એમ. ડાંગા, દીનશાહ એદલજી વાચ્છા હતા.

એ બાદ મી૦ જેમ્સ મેકડોનલડની દરખાસ્ત ઉપરથી તથા શેઠ વીજભુખણદાસ આતમારામના ટેકાથી સભા બોલાવવા માટે શેરીફનો તથા સર દીનશાહજી પીટીટની દરખાસ્ત અને આનરેબલ ઇબ્રાહીમ રહીમતુલ્લાના ટેકાથી નામદાર ગવરનરનો પ્રમુખસ્થાને બીરાજવા માટે ઉપકાર માનવામાં આવ્યો હતો. નામદાર ગવરનરે છેવટે એક સુશોભીત ભાષણ કરી મરહુમની વખાણ કીધી અને આ કામ જલ્દીથી પાર પાડવાનો આગ્રહ કીધો હતો. જે બાદ સભા બરખાસ્ત થઇ હતી.[1]

તા૦ ૪ થી એપ્રીલ.

પંજાબ તરફ આજ દીને થયલા મ્હોટા ધરતીકંપથી હજારો લોક નાશ પામ્યું હતું, જેમાં ધરમસલા, લાહોર, મસુરી, કાંગ્રા, સીમલા, વગેરે મથકોપર મુખ્ય નુકસાન થયું જેમાં મદદને માટે શેઠ નવરોજજી માણેકજી વાડીઆ, સી. આઇ. ઇ. એ રૂ. ૫૦૦૦) ની રકમ પંજાબના લફટનંટ ગવરનર ઉપર તુરત તાર મારફતે મોકલી આપી હતી.[2]

---

૧ શેઠ જમશેદજી નશરવાનજી તાતા મેમોરીયલ ફંડમાં પારસીઓની મુખ્ય રકમ નીચે મુજબ હતી:—

રૂ. ૧૫૦૦) બાઇ સુનાબાઇ જમાસપજી પાદશાહ અને કુટુંબ; રૂ. ૧૦૦૦) શેઠ શાવકશાહ રતનજી બહમનજી; રૂ. ૫૦૦) સર ફીરોજશાહ મેહરવાનજી મેહતા, શેઠો હોરમજજી જાંહગીર ભાભા, બહમનજી દીનશાહ પીટીટ, મેહરવાનજી અને હોરમજજી મંચેરજી કામા; રૂ. ૩૫૦) સર દીનશાહ માણેકજી પીટીટ; રૂ. ૩૦૦) શેઠ અરદેશર જમશેદજી બીલીમોરીઆ; રૂ. ૨૫૦) સર જમશેદજી જીજીભાઇ, બેરોનેટ; શેઠો નવરોજજી જાંહગીર ગામડીઆ, જાલભાઇ અરદેશર શેઠ; રૂ. ૨૦૦) શેઠ કાવસજી જમાસપજી પાદશાહ, મેસરસ જાંહગીર કાવસજી જાંહગીર, ફરામજી દોરાબજી; રૂ. ૧૫૦) ખા૦ બા૦ નવરોજી પેસતનજી વકીલ; રૂ. ૧૦૦) શેઠો પેસતનજી બેહરામજી પ્રેસ, માણેકજી કાવસજી પીટીટ, કાવસશાહ શોરાબજી પાંઉવાલા, રૂસતમ શોરાબજી પાંઉવાલા, જાંહગીર ડોસાભાઇ ફરાંમજી, દીનશાહ જીજીભાઇ, અરદેશર ફરાંમજી, ફરાંમરોજ અરદેશર વકીલ, જાંહગીર બ. પીટીટ, ધનજીભાઈ બ. પીટીટ, પીરોજશાહ બ. પીટીટ, ફરાંમજી એદલજી દાવર, એદલજી મેહરવાંનજી દુબાશ, મેહરવાંનજી એન્ડ સન્સ, હોરમજજી આલબ્લેસ એન્ટ સન્સ વગેરે.

૨ જામે જમશેદ, તા૦ ૧૩ મી એપ્રીલ ૧૯૦૫.

એ ધરતીકંપ વખતે ધરમસલામાં રેહનાર એક પારસી ગ્રહસ્થ શેઠ નાદરશાહ નવરોજજી બહાદુરીએ પોતાના જીવપર ખેડી ઘણી મદદ આપી હતી, તથા ઘણાં જાનો બચાવ્યા હતા આથી પંજાબની સરકારે એવણના પોતાના રીપોર્ટમાં મોટો ઉપકાર માન્યો હતો. એનાં રીલીફ ફંડમાં પારસીઓએ ભરેલી મુખ્ય રકમ નીચે મુજબ છે:- રૂ. ૨૫૦૦) દોરાબજી જ. તાતા, રૂ. ૨૦૦૦) રતનજી જ. તાતા, રૂ. ૧૦૦૦) શોરાબજી અને કાવસજી દાદાભાઇ દુબાશ, આવાંબાઈ ફરાંમજી પીટીટ, સર દીનશાહજી માણેકજી પીટીટ. રૂ. ૫૦૦) ખા૦ બા૦ નવરોજજી પેસતનજી વકીલ, મેહરવાંનજી અને હોરમજજી મ. કામા, ફરાંમજી સન્સ, બહમનજી દીનશાહજી પીટીટ, સર જાંહગીર કાવસજી જાંહગીર, શાપુરજી બરજોરજી ભરૂચા, ખા૦ બા૦ બરજોરજી દોરાબજી પટેલ, સી. આઇ. ઇ.; રૂ. ૩૨૫) પારસી બોર્ડીંગ કલબ; રૂ. ૩૦૦) જરબાઇ નવરોજજી વાડીઆ, રૂ. ૨૫૦) મરહુમ શેઠ દાદાભાઇ માણેકજી વાચ્છાનાં ધર્મખાતાં, શાપુરજી બરજોરજી ભરૂચા, ખરશેદજી નવરોજજી વાડીઆ, રૂસતમજી નવરોજજી વાડીઆ; રૂ. ૨૦૦) હોરમજજી સોરાબજી બાટલીવાલાની યાદમાં, બરજોરજી માણેકજી પટેલ, મી૦ અને મીસીસ રૂસતમજી અરદેશર વાડીઆ, માણેકબાઇ નશરવાનજી તાતા, મી૦ અને મીસીસ રૂસતમજી બે. જીજીભાઇ; રૂ. ૧૫૦) આર પી પાટક, રૂ. ૧૨૫) રતનબાઈ ખરશેદજી તારાચંદ

તા૦ ૫ મી એપ્રીલ.

શેઠ દીનશાહ દાદાભાઈ દારૂવાલા, એલ. સી. ઇ. ને લંડનની રેયલ સેનીટરી ઇન્સ્ટીટયુટના એક મેમ્બર તરીકે ચુંટી કાઢયા હતા.[1]

---

ડાકટર કાવશજી એદલજી દાદાચાનજીને મુંબઇનાં મ્યુનીસીપાલ કારપોરેશનની સ્ટેન્ડીંગ કમીટીના આએ સાલના પ્રમુખ તરીકે નેમ્યા હતા.[2]

---

મુંબઇનાં મ્યુનીસીપાલ કારપોરેશનના આએ સાલના પ્રમુખ તરીકે આનરેબલ ફીરોજશાહ મેહરવાનજી મેહતા, એમ. એ; સી. આઇ. ઇ. ને આજ દીને એકમતે ચુંટી કાઢયા હતા.[3]

---

તા૦ ૭ મી એપ્રીલ.

રોજ ૨૬ માહ ૭ (શે૦) ૧૨૭૪ યજદેજરદી.

આજ દીને ભરૂચ મધે મરહુમ શેઠ શેહરીઆરજી દોરાબજી તાડીવાલાનાં ઉઠમણાંમાં તેમની પુંજી મધેથી નરબદા નદીની સામે પારની પુંનગામની આશરે ૪૫ વીંધાં જમીન પંચાયતને એવી સરતે સ્વાધીન આપી કે એ જમીન વેચવી નહી, પણ તેની વરસ દહાડે જે ઉપજ થાય તે ગરીબ જરથોસ્તીઓને આશરો આપવાનાં ફંડમાં, રવાનોને અવલમંજલ પહોંચાડવાનાં ફંડમાં, દોખમાના ફંડમાં અને દારૂવાળાના ધરમખારનાં ફંડમાં સરખે ભાગે આપવી. એ ઉપરાંત એવણનાં ખેશી તથા મીત્રોએ રૂ. ૪૧૩) જુદાં જુદાં ફંડમાં ભર્યા હતા.[4]

---

હેદરાબાદના વડા પ્રધાન સર ક્રીષ્ણાપ્રસાદ બાદકરના ખાનગી સેક્રેટરી શેઠ ફરદુનજી જમશેદજી વાચ્છાને નીઝામ સરકારની રેલવેઓ, ખાંણો અને ટંકશાલની ઉપર દેખરેખ રાખવાનું કામ સોંપ્યું હતું.[5]

---

લાહોરની આર્ય સમાજે ફંડ ઉભું કીધું હતું. તેમાં મુંબઇથી સર ફીરોજશાહ તથા મી૦ દીનશાહ વાચ્છાની મારફતે પારસીઓના રૂ. ૧૮૬૧) હતા.

કમાનડર ઇન ચીફ લાર્ડ કીચનરે ઉભાં કરેલાં ફંડમાં ખાનબાહદુર ધનજીભાઇ કમોડોરે રૂ. ૫૦૦) ભર્યા હતા.

પંજાબની સરકાર તરફનાં ફંડમાં રાવલપીંડીવાલા જમાસપજી એન્ડ સન્સે રૂ. ૧૦૦૦) આપ્યા હતા.

૧ જામે જમશેદ, તા૦ ૮ મી એપ્રીલ ૧૯૦૫.

૨ ટાઈમ્સ ઓફ ઇંડીઆ, તા૦ ૬ ઠી એપ્રીલ ૧૯૦૫.

૩ ટાઇમ્સ ઓફ ઇંડીઆ, તા૦ ૭ મી એપ્રીલ ૧૯૦૫.

૪ જામે જમશેદ, તા૦ ૧૦ મી એપ્રીલ ૧૯૦૫.

૫ જામે જમશેદ, તા૦ ૧૩ મી એપ્રીલ ૧૯૦૫.



તા૦ ૧૧ મી એપ્રીલ.

કાવશજી ફરાંમજી વાડીઆ નામના સુરતના એક પારસી સુંથારને છોટુ મગન નામના ધાંચીના એક છોકરાનું ખુન કરવાના વાંક માટે સુરતના સેશન્સ જડજ મી૦ હારવેએ ફાંસીની સજા ફરમાવી હતી, તે સામે તોહમતદારે મુંબઇની હાઇકાર્ટમાં કરેલી અપીલની સુનાવણી આજ દીને નામદાર જડજો મી૦ રસલ અને જસટીસ ચંદાવરકર સનમુખ નીકલી હતી, જેઓએ ધારાના હીમાયતીઓની તકરાર સાંભળી ફાંસીની સજા ફેરવી જન્મદેશનીકાલની કીધી હતી.[6]

---

શેઠ હોરમજજી કાવશજી દીનશાહજી એડનવાલાએ બેકાર પારસીઓને જુદા જુદા ધંધામાં આગલ પાડવા માટે ધીરવા સારૂં પાંચ વર્ષ સુધી દર સાલ રૂ. ૨૦૦૦) ની મદદ કરવાને જરથોસ્તીઓના લાભ સાચવનારી મંડલીને આપવાને કબુલ કીધું હતું.[7]

---

તા૦ ૧૪ મી એપ્રીલ.

રોજ ૩ માહ ૮ (શે૦) ૧૨૭૪ યજદેજરદી.

**મરણ**—હોરમજજી શોરાબજી બાટલીવાલા[8]—ઉમર વર્ષ ૫૯). એવણ આગલા જાણીતા અને માનવંત વેપારી શેઠ રતનજી એદલજી બાટલીવાલાના નબીરા હતા. અને નાહની વયથી બાપાવાની પેહડીપર તાલીમ મેલવી. તે પેહડી ભાંગી પડતાં, કોલાબા મીલના મેનેજર તરીકે રહી, અનુભવ મેલવી, પોતાની કારસાજી હેઠલ "ધી જમશેદ મેન્યુફેક્ચરીંગ કં૦" ના નામે કાપડ સુતરની તથા "સોરાબ ઉલન મીલ" ને નામે ઉનની એમ બે મીલો કાઢી—તેનો વહીવટ ચલાવતા હતા. રૂ, સાંચાકામ, ઉદ્યોગ હુન્નરની જાણુસા તથા દેશની પેદાયસ વિષે એમનું વાંચન બોહળું હતું, પણ એકમાર્ગી ખતાસને લીધે બાહેરમાં ઝાઝા આવ્યા નાહતાં.

---

તા૦ ૧૫ મી એપ્રીલ.

બાઇ આવાંબાઇ ફરાંમજી પીટીટ અને૨ની એડ્મસ-વાઇલી હાસ્પીટલમાં રૂ. ૨૫,૦૦૦) ની રકમ ભેટ આપી હતી, જે મધેથી રૂ. ૧૦,૦૦૦) ને ખરચે ખાઈના દરદીઓ માટેનો એક ખાસ વાર્ડ એમનાં નામથી બાંધવો.[9]

---

૬ જામે જમશેદ, તા૦ ૧૨ મી એપ્રીલ ૧૯૦૫.

૭ જામે જમશેદ, તા૦ ૧૫ મી એપ્રીલ ૧૯૦૫.

૮ શેઠો સોરાબજી તથા રતનજી હોરમજજી બાટલીવાલાના બાવા.

૯ જામે જમશેદ, તા૦ ૧૫ મી એપ્રીલ ૧૯૦૫.

ઝાંસીથી ૬૦) મૈલ દુર "બીના" નામનું રેલવે સ્ટેશન છે જ્યાં ૫૦) પારસીઓ રહેતાં તેમને માટે ત્યાંના જરથોસ્તીઓએ ફંડ કરી ભુમિડાની જગા રૂ. ૨૮૦૦) ને ખરચે તૈયાર કરી હતી. અને તેની આસપાસ પથરની ફરતી દેવાલ તથા કુવો બંધાવ્યો હતો.[1]

---

તા૦ ૧૬ મી એપ્રીલ.

બીજી દીનવાલાઓને આપણી જરથોસ્તી દીનમાં દાખલ કરવાના સવાલના સંબંધમાં અંજુમનની સભાએ તા૦ ૨ જી આગષ્ટ ૧૯૦૩ ને દીને નેમેલી કમીટીનો રીપોર્ટ રજુ કીધો તે ઉપર ઠેરાવ કરવાને જરથોસ્તી અંજુમનની એક સભા આજ દીને આલબ્લેસ બાગમાં સર જમશેદજી જીજીભાઇ બારોનેટનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. સર જમશેદજીએ એક સુભાષીત ભાષણમાં એ સવાલ વિષે કેટલોક ખુલાસો કર્યા બાદ ડાકટર કાવસજી એદલજી દાદાચાંનજીએ દરખાસ્ત કીધી અને તેને ખાનબાહદુર બહમનજી બેહરામજી પટેલે તથા શેઠ મરજબાન મનચેરજી મરજબાન બારીસ્ટરે ટેકો આપ્યો કે:—

ઠરાવ ૧ લો.

"અંજુમનની આ સભા "બીજી દીનવાળાઓને જરથોસ્તી દીનમાં દાખલ કરવાના સવાલની બાબતમાં જુસતજુ કરવાને તા૦ ૨ જી આગષ્ટ ૧૯૦૩ ને દીને જરથોસ્તી અંજુમને નેમેલી કમીટી" નો તા૦ ૨ જી માર્ચ ૧૯૦૫ નો રીપોર્ટ, જે છપાવી પ્રગટ કરવામાં આવ્યો છે, અને અત્રે વાંચવામાં આવ્યો છે, તેની પહોંચ સ્વીકારે છે અને ઠરાવ કરે છે કે પારસી કોમની હાલની ધર્મ સંબંધી, સંસારી વગેરે હાલત જોતાં બીજી દીન યા કોમવાળાઓને પારસી જરથોસ્તી કોમમાં લેવા નાદરૂસ્ત છે, કારણ કે તે કામ કોમનું અસલપણું અને અયકયતા તોડનારૂં તથા કોમને નુકસાનકારક છે."

શમશુલ ઓલમા દસ્તુર દારાબજી પેશોતનજી સંજાણાએ દરખાસ્ત કીધી અને તેને શેઠ જાંહગીરજી જમશેદજી વીમાદલાલે તથા શેઠ માણેકજી કાવસજી પટેલે ટેકો આપ્યો કે:—

ઠરાવ ૨ જો.

"અંજુમનની આ સભા ઠરાવ કરે છે કે,

(ક)—કોઇપણ પ્રકારે પારસી જરથોસ્તી કોમમાં દાખલ થયાં છે એવો દાવો કરનારા પર કોમ યા દીનવાળાઓને કુલે પારસી જરથોસ્તી કોમના અત્રેના તથા બાહેરગામના કોઇપણ ધરમનાં ફંડોનો અને મકાનોનો જેવાં કે આતશબેહેરામો, આદરીયાનો યા દરેમેહેરો, દોખમાઓ, ધરમશાળાઓ વગેરેનો લાભ ભોગવવાનો અને પારસી જરથોસ્તીઓની મળેલી સભાઓમાં દાખલ થવાનો તથા તેમાં કોઇબી રીતનો ભાગ લેવાનો કોઇપણ પ્રકારનો હક નથી.

(ખ)—કોઇપણ વર્ગના પારસી ધર્મગુરૂઓ બીજી કોમ યા દીનવાળાને પારસી જરથોસ્તી કોમમાં દાખલ કરવા માટે સુદરેહ-કુસ્તીની યા બીજી કોઇપણ પ્રકારની ક્રીયા કરે, તે કામને આ સભા નાપસંદ કરે છે અને તેવા ધર્મગુરૂની વર્તણુંક તરફ સખ્ત અભાવથી જુએ છે અને પારસી જરથોસ્તી કોમના ધર્મ ખાતાનાં તથા ધરમનાં મકાનો જેવાં કે આતશબેહેરામો, આદરીયાનો, દરેમેહેરો, દોખમાઓ, ધરમશાળાઓ વગેરેના સરવે મુતવલીઓ તથા સત્તાધીકારીઓને આ સભા નમ્રતાપુર્વક અરજ કરે છે, કે તેઓએ એવા ધર્મગુરૂઓના કામોને વખોડી કાઢવાં અને તેઓનાં નામો અને ઠેકાણાં જાહેરમાં મુકી તેઓ તરફ સખ્ત નાપસંદગી દેખાડવી તથા તેઓને પોતાને હસ્તકના મજકુર મકાનોમાં કોઇબી પ્રકારની ધર્મક્રીયા કરવાની પરવાનગી પોતાની સત્તાની રૂએ આપવી નહી તથા પારસી જરથોસ્તી કોમને આ સભા અરજ કરે છે, કે તેવા ધર્મગુરૂઓ પાસે પારસી જરથોસ્તીઓએ પોતાના ઘરની ધર્મક્રીયાઓ કરાવવી નહી તેમજ જે ધર્મનાં મકાનોમાં બીજી કોમ યા દીનવાળાને સુદરેહ કુસ્તી પહેરાવવાની ક્રીયા કરવા દેવામાં આવે અથવા તેવી ક્રીયા કરનાર ધરમગુરૂને બીજી કોઇપણ ધરમક્રીયા કરવા દેવામાં આવે, તે મકાનોમાં પારસી જરથોસ્તીઓએ પોતાને ઘેરની ધર્મક્રીયાઓ કરાવવી નહી."

ડાકટર નાદરશાહ હોરમજજી સુખીઆએ દરખાસ્ત કીધી અને તેને ડાકટર સોરાબજી દીનશાહ કયાસે તથા શેઠ મરજબાન મનચેરજી મરજબાને ટેકો આપ્યો કે:—

ઠરાવ ૩ જો.

"પારસી જરથોસ્તીઓની સમસ્ત અંજુમનની આ સભાએ બીજી દીન યા કોમવાળાઓ વિષે અને તેઓના સંબંધમાં આજ દીને જે પહેલા ૨ ઠરાવો પસાર કીધા છે, તે પારસી જરથોસ્તી બાપ તથા તેને પરણવાનો દાવો કરનારી યા પરણ્યા વીનાની બીજી દીન યા કોમવાળી માતાને પેટે આજ દીવસ પછી અવતરેલાં ફરજંદોને તથા તેવા ફરજંદોના સંબંધમાં પણ એકસરખી રીતે લાગુ પડે છે, એમ આ સભા ઠરાવ કરી જાહેર કરે છે તથા એવા ફરજંદોને પારસી જરથોસ્તી કોમમાં દાખલ કરવાને તથા કોમના લાભ હકો આપવાને લગતાં

---

૧ જામે જમશેદ, તા૦ ૨૯ મી એપ્રીલ ૧૯૦૫.

કહેવાતા રીવાજને નુકસાનકારક ગણી આ સભા તેવા રીવાજને બીલકુલ સ્વીકારતી નથી. પણ આજ તુલીક એવાં જે ફરજંદોને પારસી જરથોસ્તી કોમના લાભ અને હકો આપવામાં આવી ગયા હોય, તેઓને એક ખાસ અપવાદ તરીકે આ ઠરાવ લાગુ પડશે નહી, એમ આ સભા વધુ ઠરાવ કરે છે."

ડાકટર સોરાબ ખરશેદજી નરીમાંન, એમ. ડી. એ દરખાસ્ત કીધી અને તેને ડાકટર ખરશેદજી નશરવાંનજી શહીઆરે ટેકો આપ્યો કે :—

ઠરાવ ૪ થો.

"અંજુમનની આ સભા, સભાના માનવંત સર-નશીન સાહેબ તથા પારસી પંચાએતના માનવંત ત્રસ્ટી સાહેબોને સત્તા આપે છે અને અરજ કરે છે, કે તે સાહેબોએ આજની સભામાં પસાર થયલા સર્વે ઠરાવો પોતાની સહી સાથે અત્રે તેમજ બાહેરગામોમાં જાહેર કરવા તથા બહારગામોની પારસી અંજુમનોને અત્રેની અંજુમન તરફથી અરજ કરવી, કે તેઓએ આ સભાના આજના ઠરાવો ઉપર મેહેરબાની કરી અમલ કરવો."

શેઠ માણેકજી કાવશજી પટેલે દરખાસ્ત કીધી અને તેને શેઠ પીરોજશાહ નશરવાનજી પ્લીડર, બી. એ.; એલ. એલ. બી. એ ટેકો આપ્યો કે :—

ઠરાવ ૫ મો.

"અંજુમનની આ સભા "બીજી દીનવાળાઓને જરથોસ્તી દીનમાં દાખલ કરવાના સવાલની બાબદમાં જુસતેજો કરવાને તા૦ ૨ જી આગસ્ટ ૧૯૦૩ ને દીને જરથોસ્તી અનજુમને નેમેલી કમીટીએ જે રીપોર્ટ મોકલ્યો છે, તે માટે તેનો ઉપકાર માને છે."

ડાકટર નાદરશાહ હોરમસજી સુખીઓએ દરખાસ્ત કીધી અને તેને શેઠ ખરશેદજી ધનજીભાઈ શરાફ, બી.એ.; એલ. એલ. બી. એ ટેકો આપ્યો કે :—

ઠરાવ ૬ ઠો.

"બીજી દીનવાળાઓને જરથોસ્તી દીનમાં દાખલ કરવાના સવાલની બાબદમાં જુસતેજો કરવાને તા૦ ૨ જી આગસ્ટ ૧૯૦૩ ને દીને જરથોસ્તી અનજુમને નેમેલી કમીટીનો રીપોર્ટ અંજુમનની સભા આગળ રજુ કરવાને આ સભા બોલાવવા માટે પારસી પંચાયતનાં ધર્મખાતાં-ઓનાં ફંડ તથા મીલકતોના ત્રસ્ટી સાહેબોનો આ સભા ઉપકાર માને છે. આ માનવંત સાહેબોએ કુલે જર-થોસ્તી પારસીઓનાં ભલાં અર્થે જુદદીનને લગતા સવાલમાં જરૂર જોગું મકકમપણું દેખાડયું હતું અને કુલે જર-થોસ્તી પારસી કોમની અછકયતા અને જોર કાયમ રાખવા સારૂ અગતના સ્તુતીપાત્ર પગલાં લીધાં હતાં અને તે માટે આ સભા તેઓનો ખરા દીલથી આભાર માને છે અને તેઓ તરફ કુલ પારસી જરથોસ્તી કોમ સંપુર્ણ વીશ્વાસની લાગણી ધરાવે છે."[1]

---

તા૦ ૧૯ મી એપ્રીલ.

શેઠ ખરશેદજી મેહેરવાનજી બાલીવાળાએ હજાઝ રેલવેનાં ફંડ તથા બીજાં ઇસલામી ધર્મખાતાંઓના લાભ માટે નાટકો કરી સારી મદદ કરવાથી તેમને તરકીના નામદાર સુલતાને "ઑરડર ઓફ મેરીટ" નો એક સોનાનો ચાંદ ઘટતા લેખ સાથે એનાએત કરવાને અત્રેના તરકીશ કોન્સલ ઉપર મોકલ્યો હતો તે આજ રાત્રે એમને એનાયત કરવામાં આવ્યો હતો.[2]

---

દક્ષિણ વિભાગના કમીશનર મી૦ યંગ હસબંડનાં માનમાં આજદીને પુણાં મધે સરદાર નવરોજજી પદમજીએ એક મેળાવડો પોતાના મકાનમાં કીધો હતો.[3]

---

૧ એ ઠેડાવો ત્રસ્ટી સાહેબોએ તા૦ ૨૬ મી એપ્રીલ ૧૯૦૫ ને દીને વર્તમાનપત્રોમાં તથા છુટાં હેન્ડબીલોથી છપાવી દેશ પ્રદેશ જાહેર કીધાં હતાં.

૨ આ ચાંદની એક બાજુ ઉપર નીચે મુજબનો લેખ છે:—

**તમગે લીયાકત.**

સચ્ચાઈ અને બહાદુરી કરનારાઓ માટે આ "ચાંદ" ખાસ છે. સને ૧૩૦૮ હીજરી. ચાંદની બીજી બાજુએ ટરકીના નામદાર સુલતાનનું ખાસ ચીનહ છે.

એ ચાંદ જોડે સુલતાને એક ખરીતો પણ મોકલ્યો છે. જેનો સાર નીચે મુજબ છે :—નામદાર તરકીના સુલતાન ગાજી અબદુલ હમીદખાન ઇબને અબદુલ મજીદખાન તરફથી શાહી ફરમાન.

નાં૦ ૪૬૫૯/૧૭૮.

નામદાર તરકીની સરકાર તરફથી સારી ખેરખાહી, મીત્રા-ચારી અને ઇમામદારી સાથે વફાદારી જાહેર કરનાર તરીકે "ખુરશેદજી બાલીવાળા" એ પોતાની સાબેતી આપેલી હોવાથી ઇસલામના ટરકી શેહેનશાહ તરફથી આ ફરમાન સાથે તેમને "તમગે-લીયાકત" નો ચાંદ એનાયત કરવામાં આવે છે. આ ગ્રહસ્થ જે ખેરખાહ "દોલતે-ઇસલામ" નો છે અને જેણે આ સરકાર ઉપર ઉપકાર કર્યો છે તેને આ ફરમાનની સનદ સાથે "તમગએ-સુલતાનીના ચાંદ" અમારી શેહેનશાહતની એક યાદ તરીકે આપવામાં આવે છે. તા૦ ૨૭ મી રબીઉલ-અવલ સને ૧૩૨૨ હીજરી.

જામે જમશેદ, તા૦ ૧૭ મી એપ્રીલ ૧૯૦૫.

૩ જામે જમશેદ, તા૦ ૨૧ મી એપ્રીલ ૧૯૦૫.

તા૦ ૨૨ મી એપ્રીલ.

"કૈસરે હીંદ" વાલા મી૦ ફરામજી કાવસજી મેહતાએ ૧૮૯૨–૯૩ નાં સાલેમાં "મેથેરાંન જોટીંગસ" નામનું પત્ર મેથેરાંનની શીતલ ટેકડીપર કાહડી તેને ઠીક ફતેહમંદ બનાવ્યું હતું. આ સાલો પછી તે પ્રગટ કરવાનું મોકુફ કરવામાં આવ્યું હતું, પણ ચાલુ માસથી તે પાછું સજીવન કરવામાં આવ્યું, અને દર બુધ અને શનીવારે ત્યાંની આ સીઝનની આખેરી સુધી પ્રગટ કરવામાં આવ્યું હતું.

---

ભરૂચ મધે શેઠ ખરશેદજી મનચેરજી કામા ઉરફે કાપડીઆએ દર વર્ષમાં ચાર ધાહંબારોનાં જમન દારૂ સાથે કરવા સારૂં ત્યાંના ટ્રસ્ટીઓને રૂ. ૨૦,૦૦૦) આપ્યા હતા.[1]

---

વાંદરા મધે ત્યાંની મ્યુનીસીપાલ સ્કુલને માટે એક નવું મકાન બાંધવાને બાઇ આવાંબાઇ ફરામજી પીટીટે રૂ. ૧૦,૦૦૦) આપ્યા હતા તે મકાનનો પાયો ત્યાંના માજીસ્ત્રેટની કોરટની નજદીકની જગાપર આજ દીને ઉત્તર વિભાગના કમીશનર મી૦ કેનેડીએ એક મોટા મેલાવડાની હજુરમાં નાંખ્યો હતો.[2] એ સ્કુલને "નશરવાનજી માણેકજી પીટીટ વાંદરા મ્યુનીસીપાલ સ્કુલ" નામ આપવામાં આવ્યું હતું.

ઉપલા પાયામાં નીચે મુજબનો લેખ કાચની બરણીમાં મેલી પાયાના પથર સાથે દાટવામાં આવ્યો હતો. તથા તેની સાથે ગયા શુકરવારના "ટાઇમ્સ ઓફ ઇંડીઆ" પત્રની એક નકલ પણ બીડવામાં આવી હતી :—

"નશરવાનજી માણેકજી પીટીટ વાંદરા મ્યુનીસીપલ સ્કુલનો આ પાયાનો પથર શનીવાર તા૦ ૨૨ મી એપ્રીલ ૧૯૦૫ ને દીને ઉત્તર વીભાગના કમીશનર મી૦ આર. એમ. કેનેડીએ નાંખ્યો હતો. આ વખતે વાંદરા મુંબઇનું એક પરૂં જનું બાવીશ હજાર પંચોતેર માણસની વસ્તીવાળું પરૂં છે, તથા તે થાણાના કલેકટરના હાથ હેઠળ છે. મ્યુનીસીપાલીટીની સ્થાપના સને ૧૮૭૬ માં કરવામાં આવી હતી, તથા સ્થાનીક બોર્ડ પાસથી તેણે લીધેલી પહેલી શાળા દીમોનટે સ્ત્રીટમાં આવેલી હતી. સને ૧૮૮૫ માં ઘોડબંદર તથા હીલ રોડનાં પુર્વ ખુણામાં આવેલાં બંગલામાં તેને લઇ જવામાં આવી હતી, તથા સને ૧૯૦૩ માં તેને મેજીસ્ટ્રેટની કોર્ટની સામેની હાલની જગ્યાએ લાવવામાં આવી હતી.

સત્તાવાળાઓનાં નામો નીચે મુજબ છે :—

મુંબઇના નામદાર ગવરનર લોર્ડ લેમીંગ્ટન; જાહેર કેળવણી ખાતાંનો વડો ઓનરેબલ મી૦ ઇ. જાઇલ્સ સી. આઇ. ઇ. તથા થાણાનો કલેકટર મી૦ ટી. પી. ઓર.

**મ્યુનીસીપાલીટીના સભાસદો :—**

મી૦ ઇ. જી. ટરનર, એમ. એ. આઇ. સી. એસ. પ્રમુખ, ખાનબહાદુર ડાકટર આર. આર. દાદીના, ઉપપ્રમુખ, મેશર્સ એચ. એસ. સાઇમન્સ, જી. આર. દભોલકર, બાલક્રીષ્ણા વાસુદેવ પાંડુરંગ, બરાઝ એચ. ડી. સોઝા, ખરશેદજી સી. મ્હેતા, તથા ફરામજી એમ. વાંદરાવાળા.

**કર ભરનારાઓ તરફથી ચુંટી કઢાયલા.**

મેશર્સ રોબર્ટ ફ્રાન્સીકાઉ, તથા રાજારામ તુકારામ, ડાકટર ડી. એ. ડીમોન્ટે, મેશર્સ પીટર ડી. પરેરા, રોજર ડી. સીલવા, એન. જી. પવાર, ઇ. એ. કોરક, તથા મોતીરામ ગોવીંદ પટેલ, અને મી૦ જગનાથ હરીશચંદ્ર સેક્રેટરી.

---

તા૦ ૨૪ મી એપ્રીલ.

રોજ ૧૩ માહ ૮ (શે૦) ૧૨૭૪ યજદેજરદી.

**મરણ**—સરજ્યન લફટનંટ કર્નલ કેખશરૂ શેરાબજી નરીમાન[1]—ઉમર વર્ષ ૫૩). ૧૮૬૮ માં મેટ્રીક થઇ, ૧૮૭૪ માં એલ. એમ. એન્ડ એસ. ની વૈદાંની પરીક્ષા પસાર કરી તેમાં રૂ. ૨૫૦) નું સર જમશેદજી મેડીકલ પ્રાઇઝ અને રૂ. ૨૫) ની મેકલીનન સ્કોલરશીપ મેલવી ૧૮૭૫ થી સરકારી નોકરીમાં જોડાઇ, બાદ ઇગ્લાંડ જઇ ૧૮૭૭ માં ઇંડયન મેડીકલ સરવીસની પરીક્ષા પસાર કરી સરકારી નોકરીમાં લડાઇ ખાતામાં બરમાહ વગેરે ઠેકાણે સારી સેવા બજાવી સુરતના કામચલાઉ સીવીલ સરજ્યન નેમાયા. ૧૮૮૭ માં એઓની બદલી નક્કી થયાથી સુરતના ૩૦૦૦) શેહરીઓની સહી સાથની અરજી સરકારને તે મોકુફ કરી એઓને સુરતમાંજ રાખવા માટે થઇ હતી. પણ સરકારી રૂઢી પ્રમાણે બદલી થવી જોઇએ તેથી એક વર્ષ એમને ભરૂચ મોકલી ૧૮૮૮ થી દશ વર્ષ સુધી સુરતના સીવીલ સરજ્યન નેમ્યા. ૧૮૮૯ માં બાર વર્ષની તખીબી લશકરી નોકરી પુરી કરવાથી "સરજ્યન મેજર" ની પદ્દી મેલવી. ૧૮૯૨ માં સુરતની પારસી પંચાયતની

---

૧ જામે જમશેદ, તા૦ ૨૧ મી એપ્રીલ ૧૯૦૫.
૨ જામે જમશેદ, તા૦ ૨૪ મી એપ્રીલ ૧૯૦૫.

૧ ડાકટર બાહદુર, તથા શેઠો રૂસ્તમ, અને ગુસ્તાદ કેખશરૂ નરીમાનના બાવાજી.

બોરડના એક મેમ્બર, અને ૧૮૯૪ માં ત્યાંની પારસી મેટ્રીમોનીઅલ કોર્ટનાં ડેલીગેટ નેમાયા. ૧૮૭૭ માં ગુજરાત ડીસ્ટ્રીક્ટના ડેપ્યુટી સેનીટરી કમીશનર હતા. અને એજ સાલમાં વીશ વર્ષની લશકરી નોકરી પુરી કરવાથી "સરજ્યન લફટનંટ કરનલ" થયા હતા. ૧૯૦૦ માં યુનીવરસીટીના ફેલો નેમાયા, અને "કયસરે હિંદ" નો રૂપાનો ચાંદ સરકારે આપ્યો. ૧૯૦૨ માં એમની બદલી નાશકના સીવીલ સરજ્યન તરીકે થઇ જે ઓધ્ધાપર નાશકમાંજ એવણ ગુજર્યા હતા.

---

મરહુમ શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજીની બાજ આજ દીને હોવાથી તેની યાદમાં તેમનાં સર્વે કોમના મિત્રોનો એક મેળાવડો ફરાંમજી કાવશજી ઇન્સ્ટીટયુટમાં હાનરેબલ જસટીસ બેટીના પ્રમુખપણાં હેઠળ થયો હતો. મેળાવડામાં એમની યાદમાં ગાયણો ગવાયાં હતાં, તથા શમશુલ ઓલમા, જી. જ. મોદી, ડાકટર ભટ, મી૦ અલી મહમદ ભીમજી, પ્રોફેસર વેલીનકર અને પ્રમુખે ભાષણો કીધાં હતાં.[1]

---

તા૦ ૨૪ મી એપ્રીલ.

રોજ ૧૩ માહ ૮ (શે૦) ૧૨૭૪ યજદેજરદી.

**મરણ**—એ૦ પાલણજી નવરોજજી પાવરી[2]—ઉમર વર્ષ ૭૭), એવણે પેહલાં પોતાના એક મીત્ર મરહુમ મી૦ ધનજીભાઇ ફરાંમજી વારડન સાથે કોટમાં એક સ્કુલ અને છોકરાઓને પરીક્ષા માટે તૈયાર કરવાના વર્ગો ઉઘાડયા હતા, જે ૧૮૬૪–૬૫ માં બંધ કરી મી૦ ડી. એસ. કેંપ તથા શેઠ ડોસાભાઇ ખરશેદજી વાછા સાથે મલી "કેમ્પ કં૦" નાં નામથી દવા વેચવાની મોટી દુકાન ઉઘાડી હતી. તેમાં સારૂં નામ અને નાણું મેળવી પછવાડેથી તે જોઇંટ સ્ટોક કું૦ માં ફેરવી સેવટ સુધી તેના એસીસ્ટંટ મેનેજર હતા. એવણ એક ચુસ્ત ભગરીયા મોબેદ હતા, અને અત્રેનાં અંજુમનના આતશબેહરામની કમીટીનાં એક મેમ્બર હતા.

---

તા૦ ૧૭ મી મે.

મુંબઇની જરથોસ્તી રૂવાનોને અવલમંજલ પોંહોંચાડવાની ડુંગરવાડીની જગ્યા ઉપર લાંબી મુદત થઇ એકબી કુવો તે જગોની ઉંચાણને સબબે આજ વેર બંધાયલો નહી હતો પણ મરહુમ લફટેનંટ કર્નલ ડાકટર એદલજી માણેકજી દામલાના પુન્ય માટે તેવણનાં માતાજી બાઇ ધનબાંઇજીએ રૂ. ૧૫૦૦) ના ખરચે આ વરસે ત્યાં એક કુવો બંધાવી આપ્યો છે. જે કુવો એ જગાપર કુલે જરથોસ્તીઓના વપરાસ માટે મુંબઇની પારસી પંચાયતને હસ્તક કરવામાં આવ્યો છે. એ કુવાની ઉપર મારેલી તખ્તીની નકલ નીચે મુજબની છે:—"આએ કુવો મરહુમ લફટેનન્ટ કર્નલ ડાકટર એદલજી માણેકજી દામલાના પુન્યને માટે એવણની પુંજીમાંથી એવણનાં માતાજી બાઇ ધનબાઇજી તે આ૦ રૂસતમજી મનચેરજી રાનજીનાં બેટીએ બંધાવી આપ્યો છે. રોજ ૬ ઠો માહ ૯ મો, ૧૨૭૪ ય૦ જ૦ ઇસવી સને ૧૯૦૫."

---

તા૦ ૧૯ મી મે.

રોજ ૮ માહ ૯ (શે૦) ૧૨૭૪ યજદેજરદી.

કછ ભુજ મધે મરહુમ ખાનબાહદુર પેશતનજી શેરાબજીએ પોતાના બાવા મરહુમ શેઠ શેરાબજી દાદાભાઇ ભુજવાલાની નઇયતે બંધાવેલી દરેમેહરની ઇમારત ઇજાયા આગમજ આજ દીને ત્યાંના માહરાજા રાવશ્રી ખેંગારજી શવાઇ બાહદુરના મુબારક હાથે એક મેલાવડા હજુર ખોલ્લી મુકી હતી. આ વેળાએ કછના પોલીટીકલ એજંટ કર્નલ એબટ પણ હાજર થયા હતા.[3]

---

નામદાર શાહનશાહ એડવરડે આજ દીને સેંટ જેમસીસ પાલેસમાં ભરેલી લેવીમાં શેઠ નશરવાનજી પેશતનજી વાડીઆ હાજર થયા હતા.[4]

---

તા૦ ૨૦ મી મે.

રોજ ૯ માહ ૯ (શે૦) ૧૨૭૪ યજદેજરદી.

**મરણ**—એ૦ બેહરામજી પેશતનજી ભરડા—ઉમર વર્ષ ૪૪). એવણ ઉદવાડાના એક જાણીતા રહીશ હતા, અને મોબેદ હતા, પણ તે ધંધો ચલાવતા ન હતા. થોડીક ઇંગ્રેજી કેળવણી લીધેલી હતી અને જાતે ચંચલ હોવાથી ઉદવાડાનાં સઘલાં જાહેર કામોમાં એમની સામેલગીરી હતી. દમણના જાણીતા પારસી શેઠીયા શેઠ માણેકજી દમણવાલાના ખેશી હતા. અને તેમના સેકરેટરી તરીકે ઘણાંક કામોમાં એઓએ ભાગ લીધો હતો. વળી ઉડ-

---

૧ ટાઇમ્સ ઓફ ઇંડયા, તા૦ ૨૯ મી એપ્રીલ ૧૯૦૫.

૨ શેઠો ફરદુનજી, નવરોજજી, હોરમજજી અને સોરાબજી પાલણજી પાવરીના બાવા.

૩ જામે જમશેદ, તા૦ ૨૫ મી મે ૧૯૦૫.

૪ જામે જમશેદ, તા૦ ૧૦ મી જુન ૧૯૦૫.

વાડાનાં આતશબેહરામનું દાદ્રનું મકાન બંધાવવાને મરહુમ બાઈ મોટલાંબાઈને સમજાવનાર એઓ મુખ્ય હતા અને તેના એઓ એક વરસી હતા. અને તેથી એ આતશબેહરામને લગતા મુકદમામાં એવણે અગત્યનો ભાગ લીધો હતો. વળી ઉદવાડા સ્ટેશનથી ગામ સુધીનો રસ્તો બંધાવવાની આગેવાની પણ એવણેજ કરી હતી. ગામમાં મરકીના હુમલાઓ વેળા પણ સારી સેવા બજાવી હતી. એવણ ઉદવાડાની અંજુમન કમીટીના એક બાહોશ સભાસદ હતા. અને ઘણાં વર્ષ સુધી અંજુમનના સેક્રેટરી તરીકે કામ બજાવ્યુ હતું. એવણ ઉદવાડેજ ગુજર્યા હતા.

---

તા૦ ૨૬ મી મે.

રોજ ૧૫ માહ ૯ (શે૦) ૧૨૭૪ યજદેજરદી.

**મરણ**—દાદાભાઈ હોરમજજી નાણાંવટી—ઉમર વર્ષ ૬૩). એવણે સરકારી નોકરી પોતાની ૧૮) વર્ષની ઉમરે રેવાકાંઠા અને વડોદરા રેસીડન્સીમાં નાહને દરમાયે શરૂ કીધી હતી. અને વધતાં વધતાં ઇ૦ સ૦ ૧૮૬૫ માં પંચમાહલના કલેકટરના હેડ કલાર્ક થયા. પછી ૧૮૭૨ માં ભરૂચની સમોલ કોઝ કોર્ટના રેજીસ્ત્રાર નેમાયા. ૧૮૮૧ માં રેવાકાંઠાના, અને ૧૮૯૨ માં પાલનપુરના, અને ૧૮૯૪ માં હાલાર પ્રાંતના આસીસ્ટંટ પોલીટીકલ એજંટ અને નાહોદના દેશી રાજ્યના એડમીનીસ્ત્રેટર નેમાયા. તે પછી છોટા ઉદેપુરના એડમીનીસ્ત્રેટર અને કુંવરની નાહની વય દરમ્યાન ત્યાંના દીવાન હતા. જે ઓધ્ધાપર છેલ્લાં સાત વર્ષ રહી ૧૯૦૪ થી પેનશનપર રીટાયર થયા. એમની દીવાનગીરી વખતે તા૦ ૨૨ મી ફેબરવારી ૧૯૦૪ ને દીને છોટા ઉદેપુરની રઇયતે કાલકામાતાનાં દેહરાંનાં મેદાનમાં એમને એક માનપત્ર આપ્યું હતું. ગુજરાત અને પંચમહાલ જીલ્લામાં સરકાર અને પ્રજાના માનીતા અમલદાર હતા.

---

તા૦ ૩ જી જુન.

કવેટા ખાતે "બલુચીસ્તાન હેરલ્ડ" નામનું નવું વર્તમાનપત્ર મી૦ પી. ડી. ગોલવાલાએ પ્રગટ કરવા માંડયું હતું.[1]

૧ એ પત્ર અગાઉ મી૦ રૂસતમજી રતનજી ગોલવાલાએ કાઢયું હતું પણ તેઓનાં મરણ બાદ તે બંધ પડયું હતું, તે હાલના માલેકે પાછું કાઢવા માંડયું.

ડાક્ટર પેશતનજી ભીખાજી નરીમાનને જંગબારના સુલતાને "બ્રાઇએદીઆ" ના ચાંદનો ખેતાબ આપ્યો હતો.[2]

---

તા૦ ૧૦ મી જુન.

કરાંચીનો કાવસજી હોરમજજી કાતરક સ્વીમીંગ બાથ તૈયાર થવાથી તે આજ દીને એક મોટા મેલાવડાની હજુરમાં એ શેઠે ખોલ્લો મુકી નાખ્યાં ભરનારાઓ તરફથી જીમખાનાની કમીટીને સપુર્દ કીધો હતો.[3]

---

બલુચીસ્તાન વોલંટીયર રાઇફલસવાલા કારપોરલો હોરમજજી પેશતનજી તલાટી અને લેનસ કારપોરલ અરદેશર ડોશાભાઇ મારફરને વાલંટીયર તરીકેની લાંબી મુદતની નોકરી માટેના ચાંદો મલ્યા હતા.[4]

---

શેઠ ફરામજી શોરાબજી ભાવનગરીએ મુંબઇના પારસી સુવાવડખાનાંનાં ફંડમાં રૂ. ૩૦૦૦) રકમ આપી હતી.[5]

---

લંડનની સોસાયટી ઓફ આર્ટસની સભામાં મીસ બાઇઆઇ લીમજીભાઇ પાલમકોટ અને નશરવાનજી પેશતનજી વાડીઆને એ મંડલીના સભાસદો તરીકે ચુંટી કાઢવામાં આવ્યા હતા.[6]

---

૨ રાસ્ત ગોફતાર, તા૦ ૨ જી જુલાઇ ૧૯૦૫.

૩ જામે જમશેદ, તા૦ ૧૫ જુન ૧૯૦૫.

કરાંચીમાં એક પ્રોફેસર મી૦ બરજોરજી જામાસ્પજી બાદશાહે ત્યાંનું પારસી ઇન્સ્ટીટયુટ ઉભું કર્યું અને બીજા પ્રોફેસર મી૦ દાદીનાએ આ બાથ ઉભો કર્યો તે માટે કરાંચીના પારસીઓએ તેમનો ઉપકાર માની, ડરીલ પુરી થવા પછી પ્રોફેસર દાદીનાએ બાથ કેવી રીતે ઉભો થયો તેનો ઇતીહાસ કહેતાં બોલ્યા કે એક દીવસે શેઠ સોરાબજી દુબાશે મને કહયું કે જો ઇન્સ્ટીટયુટમાં એક બાથ બાંધો તો તે માટે હું રૂ. ૭૦૦) આપું. મેં હસતાં હસતાં તે વાત થોડા છોકરાઓ આગળ કરી અને તેજ વખતે તેમાંના કેટલાકોએ લીસ્ટ કરી પોતાના અરધા પગાર ભર્યા અને બોલ બોલતાં કાગજપર રૂ. ૧૨૦૦) થયા. તે કાગજ લઇને હું શેઠ નશરવાનજી મહેતા પાસે ગયો ને તેવણે સખી દીલગુરદાથી રૂ. ૧૦૦૦) ભર્યા અને શેઠ એદલજી દીનશાહ સી. આઈ. ઇ. એ રૂ. ૧૦૦૦) ભર્યા. એજ રીતે બીજા ગ્રહસ્થો ભરતા ગયા. છેલ્લાં હું મી૦ કાવશજી હોરમજજી કાતરક પાસે ગયો ને તેવણે પણ એ હુન્નર તરફ દીલસોજી બતાવીરૂ. ૨૫૦૦) ભર્યા.

૪ જામે જમશેદ, તા૦ ૧૬ મી જુન ૧૯૦૫.

૫ રાસ્ત ગોફતાર, તા૦ ૨૫ મી જુન ૧૯૦૫.

૬ જામે જમશેદ, તા૦ ૨૯ મી જુલાઇ ૧૯૦૫.

તા૦ ૧ લી જુલાઇ.

અમદાવાદ મધે ગુજરાતી ભાષાના વિદ્વાનો અને લેખકોની મલેલી "સાહીત્ય પરીષદ" ની કોનફરન્સમાં નીચલા પારસી ગ્રહસ્થોએ જુદા જુદા નીબંધો વાંચ્યા હતા.[1]

શેઠ રતનજી ફરામજી શેઠના—સરતું સાહીત્ય.

શેઠ રૂસ્તમ પેશતનજી મસાની, એમ. એ.—સરતું સાહીત્ય.

શેઠ પાલણજી બરજોરજી દેસાઇ—એક નવીન વ્યંજન.

શેઠ પેશતનજી ખરશેદજી તારાપોરવાલા—ગુજરાતી સાહીત્યના વીસ્તીર્ણ ઇતીહાસની અગત્ય.

---

તા૦ ૫ મી જુલાઇ.

તારાપોરવાલા મરહુમ શેઠ નશરવાંનજી મેહરવાંનજી માસ્ટરની એક સુંદર ઓઇલ પેન્ટીંગની તસવીર ત્યાંની દરેમેહરમાં મરહુમના વડા બેટા શેઠ અરદેશર નશરવાંનજી માસ્ટર, એલ. સી. ઇ. એ તૈયાર કરાવી હતી તે આજ દીને એક મોટા મેલાવડાની હજુરમાં ત્યાંની દરેમેહરમાં ખોલ્લી મુકવામાં આવી હતી.[2] આ મેળાવડાના પ્રમુખસ્થાને શેઠ જાંહગીરજી દાદાભાઇ તારાપોરવાલા હતા.

---

નીચલા પારસી ગ્રહસ્થોને મુંબઇના વધુ આનરરી માજીસ્ત્રેટો નેમ્યા હતાઃ—

શેઠો ફરદુનજી મેહરવાનજી બનાજી, જમશેદજી માણેકજી ફરાંમજી પટેલ, ખરશેદજી રૂસતમજી કામાજી, ફરાંમજી દોરાબજી પાંડે, નવરોજજી શેરાબજી બંગાલી, પીરોજશાહ બહમનજી જીજીભાઇ, શાપુરજી બરજોરજી ભરૂચા.

---

પ્રોફેસર જમશેદજી નવરોજજી ઉનવાલા બનારસની સેંટ્રલ હીંદુ કોલેજના પોતાની જાતી આવકના ભોગે ઇંગ્રેજીના હાનરરી પ્રોફેસર થયા હતા.[3]

---

તા૦ ૧૧ મી જુલાઇ.

રોજ ૧ માહ ૧૧ (શે૦) ૧૨૭૪ યજદેજરદી.

**મરણ**—ફરાંમજી શેરાબજી ભાવનગરી—ઉંમર વર્ષ ૮૨). એવણ સુરતના વાડીઆ કુટુંબના હતા, પણ લાંબી મુદત સુધી ભાવનગર રાજ્યના અત્રેના એજંટ હોવાથી એ રાજ્યની નોકરીમાં જીંદગી કાઢવાથી 'ભાવનગરી' ની અટકથી ઓળખાતા હતા. ઇ૦ સ૦ ૧૮૬૬ થી ઇંગ્રેજ સરકારે ભાવનગરના ઠાકોર પાસેથી દીવાની તથા ફોજદારી હકુમત છીનવી લીધી તે બાબદસર વડી સરકાર તથા ઇંગ્લાંડની કોર્ટ વગેરેને અરજીઓ કરવાનું મરહુમ શેઠ મેહરવાનજી ભાવનગરીને સોંપ્યું હતું, અને તેવણના હાથ હેઠલ અવલથીજ એ કામસર મરહુમ શેઠ ફરામજીને રાખેલા હતા. લંબાણ અરજીઓ, સંદેસા વગેરે પછી ૧૮૬૬ માં ઇંગ્રેજ સરકારે ઠાકોરને એ સત્તા પાછી આપ્યાથી ઠાકોર સાહેબે એવણને રૂ. ૫૦૦૦) નું ઇનામ આપ્યું હતું. ૧૮૭૨ થી એવણે સર મનચેરજી ભાવનગરી સાથે ભાવનગરના મુંબઇના એજંટનું કામ ચલાવ્યું હતું અને તે ઓધ્ધો તા૦ ૧ લી એપ્રીલ ૧૮૯૩ થી રૂ. ૧૭૫) નાં માસીક પેનશનપર છોડયો હતો. પોતાની હયાતીમાં પોતાની પુંજીમાંથી ૧૮૯૨ માં સર દીનશાહ પીટીટ જીમનેશીયમને રૂ. ૫૦૦) પોતાને નામનો સોનાનો ચાંદ ઇનામમાં આપવા આપ્યા. ૧૮૯૭ માં મુંબઇની યુનીવરસીટીમાં ઇન્ટર—આર્ટસ પરીક્ષામાં અવસ્તા પેહલવી ભાષામાં ચહડતા આવનાર વિદ્યાર્થીને સ્કાલરશીપ આપવા રૂ. ૬૦૦૦) આપયા હતા. ૧૮૯૮ માં જરથોસ્તી છોકરીઓની નિશાળ મંડલીને રૂ. ૧૨૦૦) ના બોન્ડ તેના વ્યાજમાંથી કાપડ લઇ વેતરતાં, શીવતાં શીખવવા આપયા. અને પારસી સુવાવડખાતામાં એક બીછાનું સ્થાપવા રૂ. ૩૦૦૦) આપ્યા હતા.

---

તા૦ ૧૨ મી જુલાઇ.

બાઇ સાહેબ રતનબાઇ એદલજી બામજી તરફથી નવસારીમાં વસતા ગરીબ જરથોસ્તીઓને તુરત વેળાની મદદ આપવા માટે સ્થાપેલાં "નોશેરવાને અદલ ફંડ" ની વ્યવસ્થા કરવા માટે નીચલા ગ્રહસ્થોની સ્થાનીક કમીટી નેમવામાં આવી હતીઃ—ડાકટર સોરાબજી આદરજી પાત્રાંવાળા, મી૦ હોરમસજી જમશેદજી કોટવાલ અને તાતા એંગ્લો વર્નાક્યુલર સ્કુલના હેડમાસ્તર મી૦ રૂસ્તમજી જમશેદજી દેશાઇ. એ ફંડનાં વ્યાજમાંથી દર માસે તેવા લાયક અશક્ત જરથોસ્તીઓને રોકડ, કપડાં, દવાદારૂ અથવા અનાજ વગેરેની જરૂરીયાત માટે ફાયદેમંદ મદદ આપવાનો વીચાર રાખવામાં આવ્યો છે.[4]

---

[1] મુંબઇ સમાચાર, તા૦ ૫, ૧૫, ૨૦ મી જુલાઇ ૧૯૦૫.

[2] જામે જમશેદ, તા૦ ૮ મી જુલાઇ ૧૯૦૫

[3] જામે જમશેદ, તા૦ ૮ મી જુલાઇ ૧૯૦૫.

[4] જામે જમશેદ, તા૦ ૧૫ મી જુલાઇ ૧૯૦૫.

અમદાવાદવાલા ડાકટર બેહરામજી હોરમજજી નાણાંવટી, એફ. આર. સી. એસ. ને ત્યાંના લોકો તરફથી તેમની જાહેર સેવા બદલ એક રૂપાનું કપ નામદાર સરકારની ખાસ પરવાનગીથી ભેટ આપયું હતું.[1]

---

તા૦ ૧૫ મી જુલાઇ.

રોજ ૫ માહ ૧૧ (શે૦) ૧૨૭૪ યજદેજરદી.

**મરણ—ધનજીશાહ મેહરવાનજી ડાકટર[2]—ઉમર** વર્ષ ૮૫). એવણે ભરૂચની સીવીલ આસ્પીટલમાં કમ્પાઉંડર તરીકે પોતાની નોકરીની શરૂઆત કરી હતી અને પોતાની ચાલાકીથી વઇદાંનું જ્ઞાન મેળવી 'એપોથીકરી' તરીકે લશ્કરી ખાતામાં દાખલ થયા હતા. સીંધ, સકકર, હૈદ્રાબાદ, વગેરે ઠેકાણે લશ્કરી ખાતામાં નોકરી કરી ૧૮૫૭ માં પાછા ભરૂચની સીવીલ આસ્પીટાલના આસીસ્ટંટ તરીકે નેમાયા હતા. ૧૮૫૯ માં એવણે સરકાર તરફથી ટુંક નોકરીનું પેનશન મેળવ્યું હતું. ભરૂચની પ્રજામાં તબીબ તરીકે એઓની મોટી ધરાકી હતી. ૧૮૬૪ થી એઓ ભરૂચની પારસી પંચાયતના અકાબર તરીકે નેમાયા હતા, તથા છેવટે પંચાયતના પ્રમુખ પણ ઠર્યા હતા. ભરૂચની મ્યુનીસીપાલીટીના કાઉન્સીલર તરીકે ત્રણ દાયકા સુધી સરકાર તરફથી એવણુ નેમાયા કીધા હતા. ભરૂચ મધે ગરીબ જરથોસ્તીઓને માંદગીને વખતે હવા ફેરફાર કરવા માટે એવણે ૧૮૯૬ માં એક સેનાટેરીયમ બંધાવ્યું હતું.

---

તા૦ ૨૭ મી જુલાઇ.

કોટમાં મોદીખાને ફ્રીઅર રોડના લત્તાપર ઉઘરાણુંથી એક ઘર બાંધી તેમાં શેઠ માણેકજી હોરમજજી મેહેનટીવાલી કસરતશાળા લાવવામાં આવી હતી. તે ઘર ખુલ્લુ મુકવાની ક્રીયા આજ દીને સાંજનાં શેઠ ફરાંમરોજ રૂસતમજી જોશીનાં પ્રમુખપણાં હેઠલ થઇ હતી. કમીટીના એક સેક્રેટરી મી૦ જીજીભાઇ ડોસાભાઇ ખંબાતાએ વાંચેલા રીપોર્ટમાં જણાવ્યું હતું કે—મરકીને સબબે આ ખાતાનો લાભ લેનારાઓની સંખ્યા ઘટવાથી મી૦ માણેકજીને કોઇ રીતે નાણાની સારી મદદ આપવાનો હાલના તથા આગલા ચેલાઓએ વીચાર કીધો હતો. એ માટે તા૦ ૨૯ મી જુન ૧૯૦૪ ને દીને એક કમીટી નેમવામાં આવી હતી અને તેણે રૂ. ૬૭૦૬) ની રકમ ભેગી કરી હતી, જેમાં મુખ્ય ફાળો મી૦ દામોદરદાસ સુખડવાળાનો રૂ. ૧૦૦૦) નો અને મી૦ દોરાબજી દીનશાહ એડનવાળાનો રૂ. ૩૦૦) નો હતો. આ જમીનનો કકડો તે પછી મેળવવામાં આવ્યો હતો અને તેપર ઇમારત બાંધવામાં મી૦ મનચેરજી પાલનજી કંત્રાકટરે બીન સ્વાર્થે મદદ આપી હતી. પોર્ટ ટ્રસ્ટીઓ પાસેથી એ ટુકડો ૫૦ વરસને પટે લેવામાં આવ્યો છે. આજે ખુલ્લી મુકાતી ઇમારતનો પાયો મી૦ દામોદરદાસે નાંખ્યો હતો. એની પાછળ રૂ. ૧૦,૦૦૦) નો ખરચ થવા ગયો છે. ઇમારતનો નીચલો ભાગ કસરતશાળા માટે વાપરવામાં આવશે અને પહેલો માળ માસીક ભાડે આપવામાં આવ્યો છે.[3]

---

રોયલ એશીયાટીક સોસાયટીની મુંબઇની શાખા તરફથી મી૦ રતનશાહ કેરશાસ્પજી દાદાચાનજીએ "ફ્રવષી વીષેના અવસ્તાના વીચારોની પલેટોનાં 'આઇડીઆઝ' ને લગતા વીચારો, તથા બીજા ત્યાર પછી ઉભા થયલા વીચારો સાથની સરખામણી; અને તે ઉપરથી અસલી ધર્મની ઉત્પતી ઉપર પડતું અજવાળું, ફ્રવષીને લગતા વીચારોનો જમાનો; તથા અવસ્તાના "મઇનયો" અને વેદના "મનુ" વચ્ચેનો સંબંધ, તથા અસલી આર્યન લોકો હીંદુસ્તાનમાં આવી વસ્યા તેનાં કારણો અને વખત." એ વીષય ઉપર ભાષણ આપ્યું હતું.

---

તા૦ ૧ લી આગસ્ટ.

અમદાવાદમાં આએ સાલમાં આવેલી રેલથી સંકટમાં આવી પડેલાંઓના આસરા માટે શેઠ રતનજી જમશેદજી તાતાએ રૂ. ૧૦૦૦) તથા શેઠ નવરોજજી માણેકજી વાડીઆ, સી. આઇ. ઇ. એ રૂ. ૫૦૦) તથા શેઠ દોરાબજી જમશેદજી તાતાએ રૂ. ૫૦૦) મોકલ્યા હતા.[4]

---

તા૦ ૧૦ મી આગસ્ટ.

સીમલાનાં ફાઇન આર્ટસ સોસાઇટીનાં ચિત્રોના પ્રદર્શણમાં પેહલું ઇનામ શેઠ મનચેરજી ફકીરજી પીથાંવાલા ને મલ્યું હતું.[5]

---

તા૦ ૧૪ મી આગસ્ટ.

નામદાર શાહનશાહનો વડો બેટો પ્રીન્સ ઑફ વેલ્સ આવતા નવેમ્બર માસમાં હિંદુસ્થાંનની મુસાફરી કરવાને

---

૧ જામે જમશેદ, તા૦ ૧૫ મી જુલાઇ ૧૯૦૫.

૨ મરહુમ મી૦ માણેકશાહ તથા ડા૦ કેખશરૂ ધનજીશાહ ડાકટરનાં બાવા.

૩ જામે જમશેદ, તા૦ ૨૮ મી જુલાઇ ૧૯૦૫.

૪ અખબારે સોદાગર, તા૦ ૨ જી આગસ્ટ ૧૯૦૫.

૫ જામે જમશેદ, તા૦ ૧૪ મી આગસ્ટ ૧૯૦૫.

મુંબઇ આવનાર હોવાથી તે નામદારને આવકાર આપવાની લાયક ગોઠવણો કરવાને માટે અને આ શહેરની તેઓ નામદારની પધરામણી વખતે કેવા પ્રકારની ધામધુમ કરવી અને યાદગારી રાખવી તે બાબેના ઠરાવો કરવાને અત્રેના રેહવાસીઓની એક જાહેર સભા બોલાવવાને ગઇ તા૦ ૧૨ મી જુલાઈ ને દીને અત્રેના આગેવાન ગૃહસ્થોએ શેરીફ મી૦ સાસુન જે. ડેવીડને કરેલાં રેકવીઝીશનની રૂહે આજ દીને એક જાહેર સભા ટાઉનહાલમાં મળી હતી. સર જમશેદજી જીજીભાઇ બેરોનેટની દરખાસ્ત ઉપરથી નામદાર ગવરનર લૉર્ડ લેમીંગટનને પ્રમુખની ખુરસી આપવામાં આવી હતી. આ વેળાએ ચીફ જસ્ટીસ સર લારનસ જેનકીન્સની દરખાસ્ત ઉપરથી અને તેને હાનરેબલ મી૦ આરમસ્ટ્રૉંગ તથા ખાનબહાદુર મનચેરજી કાવશજી મરજબાન, સી. આઇ. ઇ. એ ટેકો આપવાથી ઠરાવ થયો કે—

૧—નામદાર પ્રીન્સ ઑફ વેલ્સ તથા બાનુ હીંદુસ્તાનની થોડા વખતમાં મોલાકાત લેનાર છે, એની ખબર આ સભાએ ખુશાલીની લાગણીથી સાંભળી છે તથા આ સભા એવો ઠરાવ કરે છે કે તે નામદારો અત્રે આવી પહોંચે તે વેળાએ તેઓને મુંબઇની પ્રજા વફાદાર, દીલોજાન તથા ઉત્સાહીક આવકાર આપશે.

હાનરેબલ સર પીરોજશાહ મેહરવાનજી મેહતા, સી. આઇ. ઇ. એ એ દરખાસ્ત કીધી અને તેને રેવરંડ ડૉકટર મેકીકને ટેકો આપ્યો કે—

૨—એ ખુશાલી ભરેલા પ્રસંગે ધામધુમ કરવા માટે ઘટતી ગોઠવણો કરવા ઉપરાંત એ મહાન બનાવની યાદગારી જાથુકને માટે કાયમ રાખવા સારૂ યાદગારીનો એક સ્થંભ ઉભો કરવાના પગલાં ભરવાનું ઘણું ઇચ્છવા જોગ છે અને તેવા સ્તંભને આર્ટ ગેલરી, બગીચા તથા ઉભા કરવામાં આવનારા ફંડમાંથી લોકોની રમતગમત માટેના બીજાં જે સાધનો પુરાં પાડવાનું બની શકે તેવાં સાધનો સાથના એક જાહેર મ્યુઝીયમનું રૂપ આપવું જોઇયે એવો આ સભાનો અભીપ્રાય છે.

૩—એ બાદ ફંડ ઉઘરાવવા તથા આ સભાની નેમ પુરી પાડવા માટે ચોક્કસ ગૃહસ્થોની એક કમીટી તથા ૩ ઇંગ્રેજ, ૧ યાહુદી, ૨ હિંદુ, ૩ મુસલમાન અને ૨ પારસી—ખાંન બહાદુર મનચેરજી કાવશજી મરજીબાન, સી. આઇ. ઇ. તથા શેઠ દીનશાહ એદલજી વાછાને હાનરેરી સેક્રેટરીઓ નેમ્યા હતા.[1]

૪—સેવટે સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટની દરખાસ્ત ઉપરથી નામદાર ગવરનરનો ઉપકાર માની સભા બરખાસ્ત થઇ હતી.[2]

---

તા૦ ૧૭ મી આગસ્ટ.

શેઠ શાપુરજી એદલજી ચીનાઇએ ગુલબરગાની પારસી આરામગાહની જગાને લગતી દીવાલ તથા તેને લગતો ક્રિયા કરવાનો એક ઓરડો રૂ. ૧૫૦૦) ને ખરચે બંધાવી આપ્યો હતો.[3]

શેઠ નવરોજજી માણેકજી વાડીઆ, સી. આઇ. ઇ. એ સુરત ડીસ્ટ્રીકટનાં ઓલપાડ તાલુકાનાં ઇછાપોર ગામથી તે ઠેઠ સુમારી સુધીનો ૬ મૈલ અને ૨ ફરલાંગનો પાકો રસ્તો બાંધવા માટે રૂ. ૧૦૦૦૦) રૈયત તરફની મદદ તરીકે આપ્યા હતા.

એ રસ્તાનું નામ "બાઇ મોટલાંબાઇ વાડીઆ ઇચ્છાપોર–સુમારી રોડ" આપવામાં આવ્યું હતું.[4]

---

તા૦ ૧૮ આગસ્ટ.

રોજ ૯ માહ ૧૨ (શે૦) ૧૨૭૪ યજદેજરદી.

**મરણ**—મેજર અરદેસર પેશતનજી એડીબાંમના—ઉજનના ઓપીઅમ એજંટ પેશતનજી કાવશજી એડીબાંમના વડા બેટા, એવણ ગ્વાલીયર રાજમાં ઇમ્પીરીયલ ટ્રાન્સપોર્ટના કમાનડીંગ ઑફીસર હતા, અને ટીરાહવાળી ચઢાઇમાં ભાગ લીધો હતો. ગ્વાલીયરના મહારાજા તરફથી દીલ્લી દરબારમાં ગયા હતા, અને ત્યાં નીકળેલાં હાથીઓનાં સરઘસ કે જેમાં હીંદના મોટા રાજ્યવંશીઓ હતા, તેમાં હાથીપર બેસી ફરવાનું માન

---

૧ આ ફંડ મધે કુલ્લે રૂ. ૪,૨૫,૮૪૮ ભરવામાં આવ્યા હતા તે મધે મુંબઇ મ્યુનીસીપાલીટીએ રૂ. ૨૭૫૦૦ ભરયા હતા. પારસીઓમાં મોટી રકમ નીચલાઓએ ભરી હતી:—રૂ. ૫૦૦૦ શેઠ રતનજી જમશેદજી તાતા, રૂ. ૨૦૦૦ તલકચંદ અને શાપુરજી (બરજોરજી ભરૂચા), રૂ. ૧૦૦૦ સર જમશેદજી જીજીભાઇ, સર જહાંગીર કાવસજી જહાંગીર. શેઠો મહેરવાનજી મહેતા, શાપુરજી હોરમસજી હારવર, મહેરવાનજી અને હોરમસજી મંચેરજી કામા, નવરોજી માણેકજી વહાડયા, રૂ. ૫૦૦ મહેરવાનજી એન્ડ સન્સ, શેઠ દોરાબ જમશેદજી તાતા, રૂ. ૪૦૦ જાલભાઇ અરદેશર શેઠ, રૂ. ૩૦૦ શેઠ જાંગીર બમનજી પીતીત, ખા૦ બા૦ મંચેરજી કાવસજી મરજબાન.

બાનુઓનું ફંડ રૂ. ૧૦૯૯૯) નું ભરાયું હતું. મીસ શીરીન માણેકજી ખરશેદજી તથા લેડી ધનબાઇ કાવસજી જહાંગીર તેનાં ઓ૦ સેક્રેટરી હતાં.

૨ ટાઇમ્સ ઑફ ઇંડીયા તા ૧૫ મી આગસ્ટ ૧૯૦૫.

૩ જામે જમશેદ, તા૦ ૧૯ મા આગસ્ટ ૧૯૦૫.

૪ ,, તા૦ ૨૧ મી ,, ,,

પારસીઓમાં એમનેજ મલ્યું હતું. એવણુ એક અછા ઘોડેસ્વાર હતા અને એક તોફાની ઘોડાએ નાખી દીધાથી થયલી ઇજાની અસરથી એવણુ ઇંદોર મધે ગુજર્યાં હતા.

---

તા૦ ૨૧ મી આગસ્ટ.

રોજ ૧૨ માહ ૧૨ (શે૦) ૧૨૭૪ યજદેજરદી.

**મરણ**—રતનશાહ દાદાભાઇ આયરન ફાઉન્ડરી-વાલા[1]—ઉમર વર્ષ ૪૭). એવણુ પોતાના સસરાના લોખંડનાં કારખાનામાં એક ભાગયા તરીકે જોડાયા હતા અને તેનાં કામકાજમાં સારો વધારો કીધો હતો. ૧૮૮૭ માં એઓ પહેલવહેલા ઇંગલંડ જઇ ત્યાંથી સંચા વગેરે લોખંડકામની એજન્સીઓ લાવ્યા હતા અને મુંબઇની ઘણીક મીલોના સાંચાકામ એઓની પહેડીએ ઇંગલંડથી મંગાવી આપ્યાં હતાં. ૧૮૮૮ ના મે મહીનામાં એવણુને લંડનની સીવીલ એન્જીનીયરીંગની ઇન્સ્ટીટયુટના એસોશીયેટ મેમ્બર (એ. એમ. આઇ. સી.) ચુંટી કહાડયા હતા. ૧૮૯૬ માં એઓએ ગ્લોબ મેન્યુફેકચરીંગ કંપની ઉભી કીધી અને તેના એજંટ થયા હતા. એવણે યુરોપ અને અમેરીકાની ઘણીક મુસાફરીઓ કરી સાંચાકામનો ઘણો અનુભવ મેળવ્યો હતો. ૧૯૦૨ માં નામદાર સરકારે એઓને સુલેહના અમલદારનું માન આપ્યું હતું.

---

તા૦ ૨૯ મી આગસ્ટ.

રોજ ૨૦ માહ ૧૨ (શે૦) ૧૨૭૪ યજદેજરદી.

નવસારીની વડી દરેમેહેરમાં જશનો કરવા માટેનો જુનો ઓટલો કાઢી નાખી એક માલ સાથનો નવો ઓટલો મુંબઇવાલાં બાઇ દીનબાઇ ને મરહુમ શેઠ જહાંગીરજી રૂસ્તમજી મોદીનાં વીધવાએ રૂ. ૪૫૦૦) ને ખરચે બંધાવી આપી તે આજ દીને જશન કરી ખુલ્લો મુકયો હતો.[2]

---

૧ શેઠો હોરમજજી તથા જાંહગીરજી રતનશાહ દાદાભાઇના બાવા

૨ જામે જમશેદ તા૦ ૩૧ મી આગસ્ટ ૧૯૦૫.

આ મકાન ઉપર નીચે પ્રમાણે તખ્તી મારવામાં આવી છે:—

"શ્રી દાદાર હોરમજદની મદદ હોજો."

"મુંબઇનાં રહેવાસી બાઇ દીનબાઇ તે મરહુમ શેઠ "જહાંગીરજી રૂસતમજી મોદીનાં ધણીઆણી તથા મરહુમ શેઠ "મેરવાનજી ભીમજી ઉમરીગરનાં બેટીએ શ્રી નવસારી મધે "વડી દરેમહેરમાં ભગરસાથ અંજુમનના વપરાસ માટે આ "ઓટલો માળ સાથે નવેસરથી બંધાવીને અંજુમનને સ્વાધીન "કીધો છે. રોજ ૨૦ મો બેહેરામ યઝદ, માહા ૧૨ મો "સ્પંદારમદ અમસાસ્પંદ સને ૧૨૭૪ યઝદેજરદી શેહેનશાહી, "તા૦ ૨૯ મી આગસ્ટ સને ૧૯૦૫ ઇસવી, સંવત ૧૯૬૧ ના "શ્રાવણ વદ ૧૪ ને વાર મંગળ."

તા૦ ૪ થી સપટેમ્બર

**શેઠ દાદાભાઇ નવરોજજીની આજ દીને પડેલી ૮૧ માં વર્ષની સાલગરેહની ખુશાલીનો જયંતીનો મેળાવડો મુંબઇ ઉપરાંત નીચલાં ૩૪ મથકોપર તે સાથ જણાવેલા શહરીઓનાં પ્રમુખસ્થાન હેઠળ થયો હતો:—[3]**

મુંબઇ–ઓ. મી. ગોખલે. મદ્રાસ–ડો. નાયર. અલાહાબાદ–પંડીત બીશંભરનાથ, અમદાવાદ–દી૦ બા૦ અંબાલાલ દેસાઇ, લાહોર–શેઠ ઉમરબક્ષ, જામનગર–વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવીન્દજી, નડીયાદ–રા૦ બા૦ ત્રીપાઠી, નવસારી–સુબા સાહેબ રા૦ બા૦ ખાશેરાવ જાદવ, ઉદવાડા–મોબેદ દોરાબજી જમશેદજી સીધવા. બનારસ–બાબુ ગોવીંદદાસ. દમણ–રેવરંડ ફાધર સાંટઆં, પાદરા–મુનસફ મી૦ ઝવેરભાઇ ડુંગર. બેલારી–મી૦ ટી૦ રવીવડ ચારલુ, તીનડીવાનમ–મી૦ વેનકાત્રમીર વકીલ, અજમેર–પંડીત ફતેહચંદ બેરીસ્ટર, દીલ્લી–મી૦ મોતીલાલ દ્વારકાદાસ, દીહોર–નાયબ ફોજદાર મી૦ હીરજીભાઇ જગજીવનદાસ, નારયણ–મી૦ પી૦ ગોવીંદ, એલારી–મી૦ રાઘવચારી વકીલ, વડોદરા–દીવાન સાહેબ ખા૦ બા૦ કેરશાસ્પજી, ત્રીચીનાપલી–મી૦ એસ૦ એસ૦ વ્યાસરાવ, ગોપીચેટી પાલાપલ–મી૦ વેંકટરાવ પ્લીડર, મેંગલોર–મી૦ પુરશોતમ રામજી, લખનો–ડો૦ હરીદત પંથ, અમરીતસર–બાબુ કનઇયાલાલ વકીલ, કોઇમ્બેતોર–મી૦ રામસ્વામી આયર, પારડી–મી૦ લલ્લુભાઇ ભગવાનજી, પોરબંદર–શેઠ અબદુલ કરીમ ઝવેરી, કરાંચી–મી૦ રતનસી.

એ ઉપરાંત મેળાવડા નીચલાં મથકોએ થયા હતા:—

બોરસદ, કાનપોર, પાલઘાટ, રાસ, ગુતી.

એ પ્રમાણે ઉપલાં ૩૪ શહેરોમાં મી૦ દાદાભાઇની સાલગ્રેહ પાળવામાં આવી હતી. (છેલ્લાં પાંચ શહેરોની સભાના પ્રમુખોનાં નામો મળ્યાં નથી તેથી તે આપવામાં આવ્યાં નથી.)

---

તા૦ ૭ મી સપટેમ્બર.

વડોદરાના દીવાન ખાંનબહાદુર કેરશારપજી રૂસતમજી દાદાચાનજીની એક ઑઇલ પેનટીંગની મોટી તસવીર નવસારીના વતનીઓ તરફથી તૈયાર કરી આજ રોજે તેમની સાલગ્રેહના મુબારક દીવસે ત્યાંના લક્ષ્મણ હૉલમાં સુબા સાહેબ રાવબહાદુર ખાશેરાવ જાદવે એક મોટા મેળાવડાની હજુરમાં ખુલ્લી મુકી હતી.[4]

---

૩ સાંજ વર્તમાન, તા૦ ૧૩ મી સપટેમ્બર ૧૯૦૫.

૪ જામે જમશેદ, તા૦ ૧૧ મી સપટેમ્બર ૧૯૦૫.

આ છબીની નીચે એક નાની ચાંદીની તખ્તી જડેલી છે, જેમાં કોતરેલું છે કે, ખા૦ બા૦ કેરસાસ્પજી રૂ૦ દાદાચાનજી બી. એ. એલ એલ. બી. વડોદરા રાજ્યના દીવાન. દીવાનપદ મળ્યું તા૦ ૧ લી જુલાઇ ૧૯૦૪

નવસારીની પ્રજા તરફથી છબી ખુલી મુકવાની તારીખ ૨૯ મી આગસ્ટ ૧૯૦૫.

તા૦ ૧૨ મી સપટેમ્બર.

મુંબઇ ઇલાકાના ચુંટી કહાડેલા ૧૧ ચુનંદા રમનારા તથા ૧૧ પારસી ચુનંદા રમનારાઓ વચ્ચે આજ દીને પુના મધે રમાયલી ક્રીકેટ મૅચમાં પારસીઓ ૧ ઇનીંગ અને ૨૨૬ રને જીત્યા હતા.[1]

---

તા૦ ૧૫ મી સપટેમ્બર.

કરાંચીની પારસી નાટકશાળામાં જે. શાપુરજી અને એ. વારવીક નામના ચેમપીયન યુરોપીયન વચ્ચે રાત્રે નવ વાગે મુક્કાબાજીની એક મેચ રમાઇ હતી, જે જોવા માટે યુરોપીયન આફીસરો તથા દેશીઓ મોટી સંખ્યામાં હાજર થયા હતા. પહેલી સાઉથ વેલ્સ બોરડર્સના કમાનડીંગ આફીસર કરનલ કીંગ હનટરે અમપાયરનું કામ બજાવ્યું હતું. શરત ૨૦ રાઉંડની હતી અને ૭ આઉંસના ગલવસ પહેરવાના હતાં. પહેલાજ રાઉંડમાં, રમત શરૂ થવા પછી બે મીનીટમાં, પારસી બોક્ષરે એવો તો જોરમાં એક મુકકો લગાવ્યો કે સામેવાળો નીચે જમીનપર પડી ગયો અને ઠેરવેલા વખતમાં તે પાછો ઉભો નહી થઇ શકવાથી અમપાયરે તેને હારેલો જાહેર કરયો અને એ રીતે એ પારસી ચેમપીયન રૂ. ૨૦૦ નું ઇનામ જીતી ગયો, જે ઇનામ મી૦ બરજોરજી દુબાશે આપ્યું હતું. એ જીતનાર પારસી ગૃહસ્થને મી૦ ખાલીવાળાએ એક હીરાની વીંટી પણ બક્ષેશ આપી હતી. (મી૦ જે. શાપુરજી આ વેળા નૉર્થ વેસ્ટર્ન રેલ્વેમાં ગાર્ડ હતા).[2]

---

પુના મધે નામદાર ગવરનરની ટીમ તથા મી. જમશેદજી પટેલવાળા ટીમ વચ્ચેની ક્રીકેટ મૅચમાં છેલ્લી ટીમે ૧૭ રને જીત મેળવી હતી.[3]

---

શેઠ માણેકજી ફરદુનજીએ પંચમહાલમાં દાહોદની આજુબાજુ એક જંગલી વાઘ ભટકતો હતો. તેને આજ દીને ઠાર કરી નાખ્યો હતો.[4]

---

જંઝીબારના પોલીસ ઇનસ્પેકટર શેઠ માણેકજી બહમનજી દલાલને જરમનીના નામદાર શાહનશાહે "ઑરડર ઑફ ધી ક્રાઉન" નો ચાંદ એનાયત કીધો હતો.[5]

---

તા૦ ૧ લી અકટોબર.

રોજ ૧૮ માહ ૧ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

મરહુમ—નવરોજજી માણેકજી લંગડાના—ઉમર વર્ષ ૭૯). એવણ અત્રેના એક દલાલ હતા. એવણે પોતાની જવાનીનાં કેટલાંક વર્ષો ચીનમાં ગુજાર્યાં હતાં. ચીનમાં મેશરસ કાવસજી લંગડાનાની પેઢી ધીકતી હતી, જેનાં કેટલાંક બારકસો દરીયામાં ફરતાં હતાં. એક બારકસ એક વાર તોફાનમાં સપડાયું, તેને કપટાન કલાર્કે બચાવ્યું હતું. તે કપટાનને પેઢી તરફથી મેજબાની આપી, જયાં તેણે કબુલાત આપી કે, મારાં પેહલાં બાળકને હું "લંગડાના" નામ આપીશ. તે કપટાંનને ત્યાં પેહલાં બાળક તરીકે એક બેટી જન્મી હતી, જેનું નામ "લંગડાના" આપવામાં આવ્યું. એ છોકરી મોટી થયા પછી એક બાહોશ ગાનારી નીવડી હતી. મરહુમને કેટલાક અગતના સવાલો ઉપર વર્તમાન પત્રોમાં વીવેચન કરવાનો શોખ હતો. એવણ વાંદરા ખાતે વસતા હતા. કુતરાં ઉપરનો કર, લેડી જમશેદજી પુલપરનો વેરો, છાપતીનાં ઘરો ઉપરના કર વગેરે સવાલોપર એવણે ચર્ચા ચલાવી હતી.

---

તા૦ ૨૪ મી અકટોબર.

અમદાવાદમાં લાલ દરવાજે "પારસી જીમખાના" માટે બંધાયલું નવું મકાન ખોલ્લું મુકવાની ક્રીઆ આજ દીને ત્યાંના કલેકટર મી૦ દોડરેટે એક મોટા મેળાવડાની હજુરમાં કીધી હતી.[6]

---

તા૦ ૩ જી નવેમ્બર.

નામદાર શાહજાદો પ્રીન્સ ઑફ વેલ્સ અને તેની બાનુ આજ દીને એડન આવી પુગ્યાં હતાં, અને કીનારે નહિં ઉતરતાં મનવાર ઉપરજ રહયાં હતાં. એડનનો

---

૧ ટાઇમ્સ ઑફ ઇંડીઆ, તા૦ ૧૩ મી સપ્ટેમ્બર ૧૯૦૫.

| પારસીઓનો પહેલો દાવ. | રન. |
|---|---|
| હોમી કાંગા, કોટ એંડ બોલ્ડ સ્ટાઇલમેન………… | ૨૩૩ |
| જેમી મોદી, બોલ્ડ ફીડલ, કોટ સ્ટાઇલમેન………… | ૨૬ |
| કેકી મીસ્ત્રી, સ્ટમપડ આઉટ, બોલ્ડ સ્ટાઇલમેન……… | ૮૯ |
| મેહેરહોમજી, બોલ્ડ સ્ટાઇલમેન…………………… | ૦ |
| દારૂવાળો બોલ્ડ સ્ટાઇલમેન…………………… | ૨૯ |
| દીનશાહ કાંગા, બોલ્ડ પોવેલ, કોટ લીથસ……… | ૭ |
| રાજા, બોલ્ડ ફીડલ…………………………… | ૨૫ |
| પાવરી (નોટ આઉટ)………………………… | ૩૬ |
| જે. દુબાશ, બોલ્ડ ફીડલ…………………… | ૦ |
| કે. બી. મીસ્ત્રી (અજમેરવાળા), બોલ્ડ ફીડલ……… | ૯ |
| વોરડન, બોલ્ડ ગ્રેગ………………………… | ૯ |
| મરચુટણ………… | ૪૦ |
| જુમલો… | ૫૦૩ |

૨ જામેજમશેદ, તા૦ ૨૦ મી સપટેમ્બર ૧૯૦૫.

૩ ,, તા૦ ૧૯ મી ,, ,,

૪ જામેજમશેદ, તા૦ ૯ મી અકટોબર ૧૯૦૫.

૫ સાંજ વર્તમાન, તા૦ ૬ ઠી અકટોબર ૧૯૦૫.

૬ જામેજમશેદ, તા૦ ૨૮ મી અકટોબર …

બ્રીગેડીયર જનરલ તથા રેસીડન્સીના અમલદારો મનવાર પરજ તે નામદારને માન આપવાને ગયા હતા. શેઠો કાવસજી દીનશાહ અને ભાઇઓની પહેડીએ તે નામદારો પર ઉંચી જાતની ફુટોની ટોપલીઓ ભેટ મોકલી હતી, જે માટે તેઓનો શાહજાદાના લૉર્ડ ઇકવેરી ઇન વેટીંગે આભાર માન્યો હતો.[1]

---

મુંબઇના એક મરહુમ વડા દસ્તુર સમશુલ ઓલમા દસ્તુર પેશોતનજી બહેરામજી સંજાણાની યાદગારી જાળવવા માટે એક દફતર (memorial volume) ડા. ઇ. ડબ્લ્યુ વેસ્ત તથા બીજા ૧૧ યુરોપીઅન, અમેરીકન વિ. ચુનંદા સાવાંઓએ સાથે મળી જુદા જુદા વિષયો ઉપર લખાણ કરી બાહર પાડયું હતું.

---

તા૦ ૯ મી નવેમ્બર.

પ્રીન્સ ઑફ વેલ્સ હિંદુસ્થાન ફરવાને નીકળ્યો તે આજ દીને મુંબઇ આવ્યો હતો. તેને પાલવા બંદરેથી ઉતરતાં પહેલ વહેલું આવકારનું માનપત્ર મુંબઇનાં મ્યુનીસીપલ કારપોરેશન તરફથી આપવામાં આવ્યું હતું. તે પ્રમુખ હાનરેબલ સર પીરોજશાહ મેહરવાંનજી મેહતા, સી. આઇ. ઇ. એ બુલંદ અવાજે વાંચી સંભળાવ્યું હતું.

બીજે દીને શાહજાદો પ્રીન્સેસ સ્ટ્રીટ ઉઘાડવાની ક્રિઆ કરવા આવતો હતો તે વેળાએ ગીરગાંમના લતા તરફથી એક પારસીની લાશ લઇ જવામાં આવતી હતી, જે પર નજર પડતાં શાહજાદાએ તુરત પોતાની ટોપી ઉતારી પાડી હતી અને પાયદસ્ત પસાર થઇ ત્યાં સુધી ઉઘાડે માથે બેઠા હતા. આ જોઇ બીજા સાથવાલાઓએબી ટોપી ઉતારી હતી. નવા પ્રીન્સેસ સ્ટ્રીટ ઉઘાડવાની ક્રીઆ કરવા જતી વખતે તેજ રસ્તા ઉપર મરહુમ શેઠ હોરમજજી વાડીઆનાં આતશબેહેરાંમના દરવાજા આગળ શેહનશાહી પારસીઓના બંધે દસ્તુરો તથા ઘણાક મોબેદોએ જામો પીછોડી સાથે ઉભા રહી પ્રીન્સની ગાડી થોભાવી અવસ્તા ભાષામાં આશીરવાદ દીધા હતા.

તા૦ ૧૧ મીએ અત્રે ઉઘડનારાં નવાં મ્યુઝીયમનો પાયો નામદાર શાહજાદાએ નાખ્યો, તથા નામદાર પ્રીન્સેસને અત્રેની દેશી બાનુઓ તરફનો આવકાર તથા માનપત્ર ટાઉન હૉલમાં આપવામાં આવ્યું હતું. બધી જાતની દેશી બાનુઓ ભેગી મલી હતી. નામદાર પ્રીન્સેસને સીહડીપરથી ચહડતાંજ લેડી દીનબાઇ દીનશાહ પીટીટે આખું મીઠું કીધું હતું. માનપત્રો ઇંગ્રેજી, ગુજરાતી, મરાઠી તથા ઉરદુ ભાષાઓમાં હતાં. લેડી જમશેદજીની વતી તેમનાં બેટી વીરબાઇજી જાંહગીરજી દાવરે ગુજરાતી માનપત્ર વાંચી સંભળાવ્યું હતું. સઘળી ગોઠવણો લેડી ધનબાઇ રેડીમની તથા મીસ શીરીન માણેકજી ખરશેદજી, તે એ કામને થકી નેમાયલી કમિટીના ઑનરેરી સેક્રેટરીઓએ, કીધી હતી. એજ સાંજે મેદાનનો મેળો ઉઘાડયો હતો, જે ખા. બા. મંચેરજી કાવસજી મરજબાંનની કારસાજીથી ફતેહમંદ થયો હતો. ત્રીજે દીને એટલે તા૦ ૧૨ મીએ રવીવાર હોવાથી પ્રીન્સ તથા પ્રીન્સેસ કોટનાં મોટાં દેવલમાં બંદગી કરવા ગયાં હતાં પછી પ્રીન્સેસ કામા હૉસ્પીટલ જોવા ગયાં હતાં.

નામદાર પ્રીન્સેસ ટાઉનહૉલના બાનુઓના મેળાવડાથી અતીશય રાજી થયાં હતાં અને તેવણે તે વિષે પોતાની ખુશાલી જાહેર કરી લેડી ધનબાઇ જેહાંગીર કાવશજી ઉપર પોતાના લેડી-ઇન-વેટીંગ લેડી ઇવા ડગડેલ મારફતે એક કાગળ લખાવ્યો હતો તથા તેવણને ભેટ આપવામાં આવેલી આલબમથી પણ તેવણ ઘણા મગન થયાં હતાં. લેડી ડગડેલે નામદાર પ્રીન્સેસ તરફથી લખતાં લેડી જેહાંગીરને જણાવ્યું કે 'શનીવારને દીવસે ટાઉનહૉલમાં થયલા મેળાવડાથી નામદાર પ્રીન્સેસ બહુજ રાજી થયાં છે. તે દેખાવ બેશક ઘણોજ મનોરંજક અને બેહદ મનમોહક હતો જે અમારી યાદદાસ્તમાં સદા જળવાઇ રહેશે. નામદાર પ્રીન્સેસને તમો ઉપર પોતાનો ફોટોગ્રાફ મોકલી આપતાં બહુ ખુશાલી ઉપજે છે.' નામદાર પ્રીન્સેસે ઉપલાં પત્ર સાથે લેડી જેહાંગીર ઉપર પોતાના હાથની કાઢેલી સહી સાથ સબી મોકલી હતી. લેડી જમશેદજી જીજીભાઇ તથા લેડી દીનબાઇ પીટીટને પણ નામદાર શાહજાદીએ પોતાની સબી ભેટ કરી હતી.

તા૦ ૧૯ મીએ નામદાર શાહજાદાએ કેટલાક દેશી અગ્રેસરોની સરકારી મેહલમાં મોલાકાત લીધી હતી, જેમાં પારસીઓમાં સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, હાનરેબલ સર પીરોજશાહ મેહેરવાંનજી મહેતા અને શેઠ બેહેરાંમજી મેહરવાંનજી મલબારી હતા.

વળી સર પીરોઝશાહને નામદાર પ્રીન્સ તથા પ્રીન્સેસે ખાસ ખાનગી મુલાકાતનું માન આપીને તેમની સાથે જુદા જુદા અગત્યના સવાલો વિષે વાતચીત કરી હતી. તે નામદારે જણાવ્યું કે મુંબઇની પ્રજાએ જે હરખભરેલો આવકાર આપ્યો છે તેથી તેઓ પોતાની પ્રજાની ઉમદા રાજ્યભકતી જોઇને બેહદ ખુશી થયાં છે અને પ્રજાના આગેવાન તરીકે પ્રજાના તેવા ચાહ માટે તેઓએ સર પીરોઝશાહ આગળ પોતાના આભારની

---

[1] રાસ્ત ગોફતાર, તા૦ ૧૨ મી નવેમ્બર ૧૯૦૫.

લાગણી જાહેર કરી હતી. આ પ્રસંગે નામદાર પ્રીન્સેસે પોતાની સુંદર આલબમમાં ઓટોગ્રાફ સહી મેલવાનું માન સર ફીરોઝશાહને આપ્યું હતું.

પ્રીન્સના માનમાં થયલી જંગી રોશનીમાં જે નાના મોટા અકસ્માતો બનવા પામ્યા હતા, તેમાંના ઘણા ખરા પારસી એમબ્યુલંસ બ્રીગેડના સભાસદો તરફથી સમય-સુચકતા વાપરી સાજા કરવામાં આવ્યા હતા. પહેલી ગોઠવણ મુજબ પારસી બ્રીગેડના ૪૦ સભાસદો એલફીનસ્ટન હાઈ સ્કુલની પેરેડ ગ્રાઉન્ડપર એકઠા થઇ સર્વે એમબ્યુલંસ સામગ્રી સહીત પોતપોતાના આગળથી નક્કી કરેલા સ્ટેશનો પર જવા સાંજનાં છ કલાકે ઉપડયા હતા.

એ પ્રમાણે પારસી એમબ્યુલંસ બ્રીગેડ કે જેને મુંબઇની સૌથી સરસ બ્રીગેડની ઉપમા આપવામાં આવી છે, તેના સભાસદોએ છેલ્લી બાદશાહી પધરામણી તથા રવાનગી વેળાએ ચાર જાનો ખુવાર થતાં, તથા ૬ જાનો વધુ ગંભાર બનતા અટકાવ્યાં હતાં. જેથી તેના સુકાનીઓ મી૦ જયોર્જ લુંડ તથા મી૦ મોતીશા ધન્યાદને પાત્ર થયા હતા.[1]

૧ આંટરોડના જાણીતા સ્ટેશન માસ્તર મી૦ ડોસાભાઇને નામદાર પ્રીન્સેસ ઑફ વેલ્સે સ્ટેશન ઉપરથી ઉપડતી વેળા તેવણે કરેલી સારી ગોઠવણની પીછાણમાં મેડલીયનો ભેટ કીધા હતા. મી૦ ડોસાભાઇની એ રેલ્વેના ટ્રાફીક મેનેજરે સર વોલટર લોરેન્સ સાથ ઓળખાણ કરાવી હતી અને નામદાર પ્રીન્સેસે મી૦ ડોસાભાઇએ બાદશાહી રવાનગીના સંબંધમાં આંટરોડ સ્ટેશન ઉપર કરેલા ગોઠવણનાં પીછાણમાં ઉપલા મેડલીયનો ભેટ કીધા હતા.

નામદાર શાહજાદાએ મુંબઇથી વીદાય થયા આગમચ નામદાર ગવરનર લૉર્ડ લેમીંગટન પર કાગળ લખ્યો કે "મુંબઇની દીલસોઝ વલણથી અમને એમ લાગ્યું છે કે અમો જાણે અમારે ઘરેબારે અમારાં પોતાનાં લોકોની વચ્ચેજ વસ્યાં છીએ."

બીકાનેરમાં નામદાર શાહજાદાએ માહારાજાના પ્રાઇવેટ સેક્રેટરી મી૦ આર. ડી. કુપરને મેહલ તથા કેંપની સારી ગોઠવણ કરવા માટે "પ્રીન્સ ઑફ વેલ્સ મેડલ" આપ્યો હતો.

નામદાર શાહજાદાની તા૦ ૩૦ મી ડીસેમ્બરને દીને કલકત્તા ખાતે ભેટ લેવામાં નીચલા પારસીઓ બીરાજ્યા હતા:—શેઠો રૂસતમજી ધનજીભાઇ મહેતા, સી. આઇ. ઇ; નસરવાંનજી રૂસતમજી મેહતા, અરદેસર ધનજીભાઇ પટેલ, રૂસતમજી હીરજીભાઇ મા. રૂસતમજી, એસ. સી. શેઠના, નવરોજજી જામાસપજી અરજાંણી, આર. ફરામજી, કાવસજી માણેકજી રૂસતમજી, બેહરાંમજી રૂસતમજી મેહતા, આઇ. સી. એસ; માણેકજી રૂસતમજી મહેતા.

પેશાવરથી પ્રીન્સ અને પ્રીન્સેસ ખાઇબર પાસમાં થઇ લુંડીકોટલ સુધી મુલાકાતે ગયાં હતાં. એ મુસાફરી



તા. ૧૦ મી નવેમ્બર.

નામદાર શાહજાદાએ આજ રાત્રે ૧૦ કલાકે સેક્રેટરીએટનાં દીવાનખાનામાં લેવી ભરી હતી જે વેળા ખાનગી એન્ટ્રીમાં નીચલાઓ હાજર થયા હતા:—[2]

શેઠો બમનજી દીનશાહ પીટીટ, બમનજી જમશેદજી દસ્તુર, ડા. કાવસજી હોરમજજી, ખા. બ. દારાશાહ રતનજી ચીરાગર, સર દીનશાહ માણેકજી પીટીટ, ફરદુનજી કુવરજી તારાપોરવાલા, શમસુલઓલમા ખા૦ બા૦ દ. હોસંગ ન્નમારપ, સર જમશેદજી જીજીભાઇ, સર જહાંગીર કાવસજી જહાંગીર, ડા. કાવસજી એદલજી દાદાચાનજી, ખા બા. મંચેરજી કાવસજી મર્ઝબાન, નારોજજી દોરાબજી ખંડાલેવાલા, નવરોજજી માણેકજી વાહાડયા, ખા. બા. નવરોજજી પેસ્તનજી વકીલ, ઑ૦ સર ફીરોઝશાહ મહેરવાનજી મહેતા તથા રૂસતમજી મહેરવાનજી પટેલ.

---

તા. ૧૨ મી નવેમ્બર.

મેશરસ દાદી અને ફરાંમરોજ ખરશેદજી ગોલવાલાએ પોતાના વિક્ટોરિયા સ્વીમીંગ બાથમાં આજ દીને નામદાર બાદશાહી જોડાંની આમદની યાદગારીમાં એક મોટા મેળાવડા સન્મુખ દશ કલાક લાગત ખાધા પીધા વગર, વગર અટકવે "બ્રેસ્ટ સ્ટ્રોકસ" થી તરયા કરવાનો એક પ્રયોગ ફતેહમંદીથી કરી બતાવ્યો હતો.[3] સેવટે પ્રમુખ સર જમશેદજી જીજીભાઇએ બંને ભાઇઓને મેળાવડા તરફથી શાબાશી આપી હતી.[4]

---

તા૦ ૧૫ મી નવેમ્બર.

અત્રેની હાઇ કોરટના એડવોકેટની પરીક્ષા આજ રોજથી ચાલુ થઇ તેના એક પરીક્ષક તરીકે નામદાર જડજોએ શેઠ દીનશાહ ધનજીભાઇ દાવરને નેમ્યા હતા.[5]

ઘણી સગવડભરી અને ઝડપી બનાવવા માટે નામદાર પ્રીન્સે મી૦ ધનજીભાઇ કોમોડોરની સેવાઓની કદરસનાસી કીધી હતી. મી૦ ધનજીભાઇએ માર્ગમાં ઘોડા બદલવાની એવી તો અચ્છી ગોઠવણ કીધી હતી કે લુંડીકોટલ જતાં અને ત્યાંથી પાછા ફરતાં નામદાર પ્રીન્સને જરાપણ નાહકનું ખોટી રહેવું પડયું નહતું. નામદાર પ્રીન્સે એવી અચ્છી ગોઠવણ માટે મી૦ ધનજીભાઇને સૌથી પહેલી શાબાશી આપી હતી.

નામદાર શાહજાદા તા૦ ૧૯ મી માર્ચ ૧૯૦૬ ને દીને કરાંચીથી પાછો ઇંગ્લાંડ સીધાર્યો હતો.

૨ ટાઇમ્સ ઑફ ઇંડીઆ તા. ૧૧ મી નવેમ્બર ૧૯૦૫.

૩ બાથના ઓ. સેક્રેટરી મી૦ રૂસતમ બરજોરજી પેમાસ્તર વકીલે આ પ્રયોગની ખુબીઓ કહી સંભળાવી વેલાતના ચુનંદા તરનારાઓ સાથ આ પારસી વીરલાઓની સહનશક્તિની સરખામણી કરી હતી.

૪ જામેજમશેદ, તા૦ ૧૩ મી નવેમ્બર ૧૯૦૫.

૫ ટાઇમ્સ ઑફ ઇંડીઆ, તા૦ ૧૭ મી નવેમ્બર ૧૯૦૫.

બેલજીયમમાં આવેલાં લીજ ખાતેનાં પ્રદર્શનમાં નમુનાઓ ઇનામને સારૂં પસંદ કરવા માટે નેમવામાં આવેલા જુરરોમાં મુંબઈવાળા મી૦ નશરવાનજી માણેકજી બેજનજી કુપરને પણ એક જુરર તરીકે નેમવામાં આવ્યા હતા અને તેમણે બજાવેલાં તારીફલાયક અને અપક્ષપાત કામને માટે બેલજીયમની સરકારે પોતાના ઉદ્યોગખાતાનાં પ્રધાન મારફતે મી૦ કુપરનો આભાર માન્યો હતો.[1]

તા૦ ૨૦ મી નવેમ્બર.

રોજ ૮ માહ ૩ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

મુંબઈના નામદાર ગવરનરની લેજીસલેટીવ કાઉન્સીલના મ્યુનીસીપાલ કારપોરેશન તરફના અધિકારી તરીકે ઓનરેબલ ફીરોજશાહ મેરવાનજી મેહતાને આજ દીને પાછા ચુંટી કાઢ્યા હતા.[2]

**મરણ**—ખાનબાહદુર દાદાભાઈ પાલણજી ભેદવાર[3]—ઉમર વર્ષ ૮૨). એવણ આગલા વખતના એક જાણીતા એલફીનસ્ટોનીયન હતા, અને સરકારી નોકરીમાં ૧૮૪૧ માં અફઘાન લડાઈ વેળા અને ૧૮૪૩ માં મીઆંની અને હૈદ્રાબાદની લડાઈઓમાં અને ૧૮૪૬ તથા ૧૮૪૮ માં પંજાબની બે લડાઈઓ વખતે એઓ કમીસરીએટ ખાતાં સાથે તેનાત ગયા હતા. ૧૮૫૭ ના બળવા વખતે અને ૧૮૬૭ ની એબીસીનીઆની ચહાઈ વખતે પુનાની કમીસરીયટ ઓફીસના હેડ કલાર્ક તરીકે એવણને ખાનબાહદુરનો ખેતાબ આપ્યો હતો. બાદ પેનશન પર ઓઘો છોડી પુનામાં એકાંત જીંદગી ગુજારતા હતા. વર્તમાન પત્રોમાં પોતાની માહીતીને લગતી બાબદો એવણ અવાર નવાર લખતા હતા. ૧૮૯૪ માં એવણે અફઘાનીસ્તાન, સીંધ, બલુચીસ્તાન તથા પંજાબમાં ૬૦) વરસો ઉપર જે ફેરફારો થયા હતા, અને સીંધ તથા પંજાબના મુલકો અંગ્રેજોએ પોતાની હકુમતમાં લીધા હતા તેની તવારીખનું ચોપાનીઉં લખી પ્રગટ કર્યું હતું.

તા૦ ૨૮ મી નવેમ્બર.

રોજ ૧૬ માહ ૩ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

**મરણ**—આદરજી ભીમજીભાઇ ખજાનદાર[4]—ઉમર વર્ષ ૭૨). એવણ તારાપોરના રહીશ હતા. પોતાની જીંદગીનો મોટો ભાગ નીઝામ સરકારની સલતનતમાં નાનદેર અને બીલોલીના ખજાનદાર તરીકે પસાર કીધો હતો. પોતાની ૧૫) વર્ષની ઉમરે પોતાના પીતાજી સાથે નીઝામની સલતનતમાં ગયા હતા, અને ૧૦ વર્ષ પછી જ્યારે એમના પીતા રીટાયર થયા ત્યારથી એવણ ખજાનદાર નેમાયા અને ૨૭) વર્ષ સુધી સેવા કરી પોતાને વતન રીટાયર થયા હતા. ૧૮૬૩-૬૪ માં તારાપોરનું દોખમું બાંધતી વેળા એવણે ઘણી સેવા બજાવી હતી.

તા૦ ૨૯ મી નવેમ્બર.

જામનગરના નામદાર જામ સાહેબે પોતાના જનાનાનાં બાનુ તબીબ તરીકે રૂ. ૨૫૦ ના દરમાયાએ મીસીસ માણેકબાઇ હોરમસજી દાદીનાની નેમણુંક કરી હતી. ડા૦ માણેકબાઇ દાદીના આપણા હીંદના દાદા શેઠ દાદાભાઇ નવરોજજીનાં બેટી થાય છે.[5]

તા૦ ૩૦ મી નવેમ્બર.

રોજ ૧૮ માહ ૩ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

**મરણ**—ડાકટર પેસતનજી ઉકરજી—ઉમર વર્ષ ૪૩). સરકારી ઇજનેરી ખાતાંવાળા મરહુમ શેઠ ઉકરજી સોરાબજી મુરેખાનવાળાના વડા દીકરા. અત્રેની મેડીકલ કૉલેજમાં ૩) વર્ષ અભ્યાસ કરી ઇગ્લાંડ ગયા, અને ૧૮૯૧ માં એડીનબરોની રોયલ કૉલેજ ઑફ સરજ્યનસ ઍન્ડ ફીઝીશીયનસની પરીક્ષા પસાર કરી લંડનનાં મેડીકલ અને સરજીકલ હોમના હાઉસ સરજ્યન તથા ઓરતો અને બચ્ચાંઓની હોસપીટલના ડેમનસ્ટ્રેટર નેમાયા. જે પછી મુંબઇ આવી પ્રેકટીસ કરતા માંડી અને મચી ગયા હતા. એવણનું મરણ વેસાવાની ખાડીમાં નાહતાં ડુબી જવાથી નીપજ્યું હતું.

તા૦ ૫ મી ડીસેમ્બર.

ઇરાનના એક જરથોસ્તી વેપારી અરબાબ જમશેદ બહમનને રશીયાના નામદાર ઝારે એ સોનાના ચાંદ તથા માનપત્રનો એક રૂકો આપ્યો હતો.[6]

તા૦ ૭ મી ડીસેમ્બર.

ખાન બાહદુર મનચેરજી કાવસજી મરઝબાન, સી. આઇ. ઇ. ને નામદાર સરકારે મુંબઇના ઇ૦ સ૦ ૧૯૦૬ નાં શેરીફ નેમ્યા હતા.[7]

૧ જામે જમશેદ, તા૦ ૪ થી ડીસેમ્બર ૧૯૦૫.
૨ ટાઇમ્સ ઑફ ઇંડીઆ, તા૦ ૨૧ મી નવેમ્બર ૧૯૦૫.
૩ શેઠ ફીરોજશાહ દાદાભાઇ ભેદવારના બાવા.
૪ શેઠો રૂસતમજી અને બેહરામજી આદરજી ખજાનદારના બાવા.
૫ જામે જમશેદ, તા૦ ૨૫ મી નવેમ્બર ૧૯૦૫.
૬ જામે જમશેદ, તા૦ ૨૯ મી જાનેવારી ૧૯૦૬.
૭ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૭ મી ડીસેમ્બર ૧૯૦૫.

તા૦ ૧૪ મી ડીસેમ્બર.

બાઇ જરબાઇ નવરોજજી વાડીઆએ ચોપાટી મધે પંચાતની જગા ઉપર પારસી ફીવર હોસ્પીટલને માટે એક મકાન બાંધવાને રૂ. ૩૦૦૦૦) ની રકમ મુંબઇની પારસી પંચાએતનાં ફંડના ત્રસ્ટીઓ ઉપર મોકલી આપી હતી.[1]

તા૦ ૧૫ મી ડીસેમ્બર.

હેદરાબાદના નામદાર નીઝામની ૪૦ માં વર્ષની જુબીલીની ખુશાળીમાં આજ દીને ત્યાંની મરહુમ શેઠો વીકાજી તથા પેસતનજી મેહરજીની દરેમેહરમાં દસ્તુર ખુરશેદજી બેહરામજી જામાસ્પ આશાનાએ પોતાને ખરચે શુકરગુજારીનું એક જશન કીધું હતું, જેમાં હેદરાબાદના બધા જરથોસ્તીઓ પોતાનાં કુટુંબ સાથે શામેલ થયા હતા.[2] જશનની ક્રીયા પુરી થવા બાદ દસ્તુર મોસુફે એક સુભાખીત ભાષણ કરી નામદાર નીઝામનાં રાજ્યમાં તેની તમામ આલમ ને રઇયત કેટલી સુખી અને સંતોશી છે અને તે સર્વે તેના રાજ્યપતી નામદાર નીઝામના અપક્ષપાતપણા અને તે નામદારના સખી તબેહને આભારી છે, એમ સમજાવી એવા ભલા પાદશાહને હરદમ ભલી દુવા ચાહવાને આપણો બુલંદ જરથોશ્તી ધર્મ જાણે આપણને ખાસ ફરજ પાડે છે, અને હર વખત જશન વગેરેની ક્રીયામાં આપણે માથેના રાજકરતા પાદશાહને એવી દુવાઓ ગુજારવાનું ચોકસ ભણતર આવે છે. વળી નામદાર નીઝામની રીઆસતમાં બીજી કોમો કરતાં પારસી કોમ કેવા આલે દરજ્જેના માનમરતબા ભોગવતી આવી છે તેનો ટુંક ઇસારો કરી તે નામદારની જુબીલીની ખુશાળીમાં તમામ જરથોસ્તીઓએ ભાગ લેવો અવશયનો જણાવ્યો.

ચઉમાહલા મેહલમાં પારસી અહરથો તથા બાનુઓની મીજલસ મલી ત્યાં નામદાર નીઝામને આછુંમીઠું કરી મીસીસ ભીખાઇજી ખરશેદજી બેહરામજી દસ્તુરે ઉરદુમાં મુબારકબાદીનો એડરેસ વાંચી સંભલાવ્યો હતો.[3]

તા૦ ૨૦ મીએ બાગે આમમાં રૈયત તરફનાં માનપત્રો તથા નઝર અપાયાં, તેમાં પારસીઓ તરફનું પણ દસ્તુરજી, શેઠો શાપુરજી ચીનાઇ, જહાંગીરજી તારાપોરવાળા અને રતનજી રૂસ્તમફરામનાં ડેપ્યુટેશને જઇ આપ્યું હતું. જ્યારે પારસીઓનાં[4] ડેપ્યુટેશન સાથે પધારેલા દસ્તુર સાહેબ ખોરશેદજી પોતા તરફથી ખરા ફેરબાની નસબીહ નઝર આપવા હાજર થયા, ત્યારે નામદાર પાદશાહ પોતાની બેઠકપરથી સેહેજ ઉઠયા અને દસ્તુરજીના બંને હાથ પોતાના શીરપર ધર્યા, જાણે કહેતા હોય કે દુવા ગુજારો. તે તરાહથી એ નઝર નામદાર નીઝામે સ્વીકારી હતી. આ દેખાવથી સઘળી મીજલસમાં નામદાર પાદશાહની આવી સાદાઇ તથા ખોદા તરફના તે નામદારના પાક એમાન વીશે તે નામદારની તારીફ થવા લાગી હતી, તથા પારસી ડેપ્યુટેશનવાળાઓને અતી સંતોશ થયો હતો.

એ ખુશાળીમાં અપાયલા ખેતાબોમાં શેઠ ફરેદુનજી જમશેદજી વાચ્છાને "નવાબ ફરેદુન જંગ" તથા તેમના ભાઇ શેઠ બરજોરજી જમશેદજી વાચ્છાને "નવાબ બરજોર જંગ" તથા શેઠ સોરાબજી જમશેદજી ચીનાઇ (મેડક ડીસ્ટ્રીકટના અવલ તાલુકદાર) ને "નવાબ સોરાબ જંગ બાહદુર" ના ખેતાબો આપ્યા હતા.[5]

તા૦ ૨૦ મી ડીસેમ્બર.

મરહુમ શેઠ દીનશાહ અરદેશર ચીનાઇનાં પુનને માટે એવણનાં કુટુંબે દેવલાલીનાં મરહુમ ડાકટર બાધુરજીવાલાં સેનીટેરીયમની પાસેની જગાપર એક મોટો કુવો બંધાવી તે ઉપર વીંડમીલ ગોઠવીને બીમારોને પાણીનું સુખ થાય એવાં જરૂરી કામ ઉપર ખરચવાને રૂ.૨૦૦૦) ની રકમ ભેટ આપી હતી.[6]

બનારસ મધે ભરાયલાં આએ સાલનાં પ્રદર્શનમાં નીચલાઓને ચાંદાની ભેટ થઇ હતી :—

**સોનાંના ચાંદા**—મેશરસ ગોદરેજ અને બોઇસને ફાયરપ્રુફ તીજોરી માટે એક અને તાલાં માટે એક; માણેકજી પીટીટ મેન્યુફેકચરીંગ કું૦ ને સુતર માટે એક, તુવાલ અને હોઝીયરી માટે એક અને દોરા માટે એક મલી ત્રણ ચાંદા; હોરમજજી દોરાબજી પદમજીને દખણ પેપર મીલસનાં કાગજો માટે; મીસ આવાંબાઇ પી. ઘડીઆળીને ગુંથણકામ માટે; મેશરસ કુવરજી ડી. મીસ્ત્રીને ટેબલ હારમોનીયમ માટે; મેશરસ વારડનની કું૦ ને સીગાર, સીગારેટસ, માટીનાં વાસણો અને નળીઆં માટે બે ચાંદા; મી૦ મનચેરજી ફકીરજી પીઠાંવાળાને સરસ સખી ચીનારવા માટે; ખરશેદજી સોરાબજી જશાંવાલાને વૉટર લીફ્ટ અને વેનટીલેટર માટે.

**રૂપાંના ચાંદા**—મેશરસ ફરામજી પેસતનજી ભમગરાને લાકડાંનાં કોતરકામ માટે; બહમનશાહ બેદલજી

૧ જામે જમશેદ, તા૦ ૧૪ મી ડીસેમ્બર ૧૯૦૫.
૨ જામે જમશેદ, તા૦ ૨૦ મી ડીસેમ્બર ૧૯૦૫.
૩-૪ જામે જમશેદ, તા૦ ૨૬ મી જાનેવારી ૧૯૦૬.
૫ જામે જમશેદ, તા૦ ૫ મી જાનેવારી ૧૯૦૫.
૬ જામે જમશેદ, તા૦ ૨૩ મી ડીસેમ્બર ૧૯૦૫.

અમરાને સરસ શરબત માટે; હોરમજજી હોરાબજી પદમજી-ને ભ્લાંક ફોનો સીલીનડર માટે; મીસીસ પેસતનજી એમ. વડીઆળી અને મીસ શીરીન એફ. માડનને ગુંથણકામ માટે; સુનાબાઇ પાલણજી મીસ્ત્રીને તથા મેશરસ આર. એમ. દારૂવાલા એંડ સન્સને કરીપાઉડર, ચટણી અને શરબત માટે; મેશરસ હીરજી ફુબાશને ટેબલ હારમોની-અમ માટે; મેશરસ માણેકજી પુંજીઆજી એંડ સન્સને ચટણી તથા જેલી માટે; મીસ બાઇઆઇ લીમજીભાઇ પાલમકોટને પોર્ટરેટ માટે; એચ. કાવશજીને ગારી અને બગી માટે.

**કાંસાંનો ચાંદ—**મીસ જરબાઇ સોરાબજી ખરગેહદ કામાને સીલક એમબ્રોઇડર્ડ ફોટો ફ્રેમ માટે.[1]

---

તા૦ ૩૦ મી ડીસેમ્બર.

રોજ ૧૮ માહ ૪ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

**મરણ—**હોરમજજી મનચેરજી ચાયગર—ઉમર વર્ષ ૫૮). એવણે ૧૮૭૮ ના જાનેવારી માસમાં સોલીસીટરની પરીક્ષા પસાર કરી હાઇ કોર્ટમાં સપત લીધા હતા, અને મી૦ નાનુ નારાયણ કોઠારી સાથે ભાગમાં 'નાનુ અને હોરમસજી' ના નામથી સોલીસીટરની પેઢી ઉઘાડી હતી. એઓની પેઢડીએ ઘણી નામના મેળવી હતી. એઓ એક છટાદાર બોલનાર તથા સારા લખનાર હતા. છેલ્લા બે દશકામાં એવણે હાઇ કોર્ટ જાહેર કુંપનીઓને લગતા કેટલાક અગતનાં મુકદમાઓ ચલાવવામાં ભાગ લીધો હતો. પારસીઓને લગતાં કેટલાંક આગલાં ધર્મખાતાંઓની પુંજી સાચવવાનાં ટ્રસ્ટડીડો એવણે કરી આપ્યાં હતાં. એવણ ઘણા સુધરેલા વિચારના હતા. ૧૮૮૪ માં પોતાના છોકરાંઓની નવજોત એવણે સાંજે ઉજીરન ગેહમાં કીધી હતી. જે વખતે તે એક અસાધારણ બનાવ ગણાતો હતો.

---

તા૦ ૩૧ મી ડીસેમ્બર.

**મરણ—**એદલજી મેહરનોશજી ડોટીવાલા—ઉમર વર્ષ ૮૪). એવણ સુરતના રૂસતમપરાના રહીશ હતા, અને છેલ્લાં ૬૫ વર્ષ સુધી ચીન તથા જાપાન ખાતે વેપાર કરતા હતા. આટલા જઇફ છતાં ભારે ઉતસાહી અને મેહનતુ હતા. ગયાં ત્રણ વર્ષમાં ત્રણ વાર જાપાનથી અત્રે આવી ગયા હતા, ત્યાં સુધી એમના બત્રીસ દાંત સલામત હતા, અને જાપાનની લડાઇ દરમ્યાન પણ મુસાફરી કરતા અટક્યા નહી હતા અને તે મુસાફરી નોકર કે સોબતી વગર એકલાએ કરી હતી. એઓ જાપાનમાંજ ગુજર્યા હતા. 'હીંદના દાદા' ના એઓ મીત્ર હતા અને વેલાનનાં કામકાજની પોતાની આડત એમનેજ સોંપતા હતા. ખાવાપીવામાં ઘણોજ અંદાજે રાખતા હતા. ઠંડું પાણી પીતા હતા નહી અને છેલ્લા ૩ માસપરજ જાપાનથી અત્રે ફેરો મારી ગયા હતા.

1 જામે જમશેદ, તા૦ ૩૧ મી મે ૧૯૦૬.

---

તા૦ ૩૧ મી ડીસેમ્બર.

આ વર્ષમાં યાને તા૦ ૧ લી જાનેવારીથી તે તા૦ ૩૧ મી ડીસેમ્બર ૧૯૦૫ સુધીમાં મુંબઇના પારસીઓમાં **૧૩૧૯** જન્મ થયાં હતાં.

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં **૪૨૩** જોડાંનાં લગન તથા **૨૩** જોડાંનાં ગગરનાં નીચે મુજબની વીગતે થયાં હતાં:—

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| **લગન—**૧૧ થી ૧૫ વર્ષનાં... | ૧ | ૩૪ | ૩૫ |
| ૧૬ થી ૨૦ વર્ષનાં... | ૧૨ | ૧૪૧ | ૧૫૩ |
| ૨૧ થી ૨૫ વર્ષનાં... | ૧૧૯ | ૧૫૭ | ૨૭૬ |
| ૨૬ થી ૩૦ વર્ષનાં... | ૧૪૫ | ૭૧ | ૨૧૬ |
| ૩૧ થી ૩૫ વર્ષનાં... | ૯૪ | ૧૭ | ૧૧૧ |
| ૩૬ થી ૪૦ વર્ષનાં... | ૩૫* | ૨ | ૩૭ |
| ૪૧ થી ૪૫ વર્ષનાં... | ૧૨ | ૧ | ૧૩ |
| ૪૬ થી ૫૦ વર્ષનાં... | ૪† | ૦ | ૪ |
| ૫૧ થી ૫૫ વર્ષનાં... | ૧‡ | ૦ | ૧ |
| | ૪૨૩ | ૪૨૩ | ૮૪૬ |

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| **ગગરનાં—**૧૬ થી ૨૦ વર્ષનાં... | ૦ | ૨ | ૨ |
| ૨૧ થી ૨૫ વર્ષનાં... | ૧ | ૫ | ૬ |
| ૨૬ થી ૩૦ વર્ષનાં... | ૨ | ૬ | ૮ |
| ૩૧ થી ૩૫ વર્ષનાં... | ૩ | ૫ | ૮ |
| ૩૬ થી ૪૦ વર્ષનાં... | ૯§ | ૪ | ૧૩ |
| ૪૧ થી ૪૫ વર્ષનાં... | ૨ | ૧ | ૩ |
| ૪૬ થી ૫૦ વર્ષનાં... | ૨ | ૦ | ૨ |
| ૫૧ થી ૫૫ વર્ષનાં... | ૧ | ૦ | ૧ |
| ૫૬ થી ૬૦ વર્ષનાં... | ૨$ | ૦ | ૨ |
| ૬૧ થી ૬૫ વર્ષનાં... | ૧¶ | ૦ | ૧ |
| | ૨૩ | ૨૩ | ૪૬ |

* એમાં એક ૪૦) નો કુંવારો ઇરાની ૧૭) ની કુંવારી સાથે.

† એમા એક ૪૮) નો બીજવર ૩૦) ની કુંવારી સાથે.

‡ એ એક ૫૩) નો બીજવર ૪૧) ની કુંવારી સાથે.

§ એમાં એક ૩૮) વર્ષનો રંડાયલો ૪૨) વર્ષની રંડાયલી સાથે.

$ એમાં એક ૫૯) નો ચોથવર ૩૭) ની રંડાયલી સાથે તથા બીજો ૫૯) નો રંડાયલો ૩૯) ની રંડાયલી સાથે.

¶ એ એક ૬૨) નો રંડાયલો ૩૫) ની રંડાયલી સાથે.

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં નીચે મુજબની વીગતે **૧૪૩૬** મરણુ નીપજ્યાં હતાં :—

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| તરતનાં જનમેલાં ... ... | ૩૭ | ૩૩ | ૭૦ |
| ૧ દીનથી ૧ માસ સુધીનાં ... | ૫૪ | ૫૩ | ૧૦૭ |
| ૧ માસથી ૧ વર્ષ સુધીનાં ... | ૧૦૨ | ૯૦ | ૧૯૨ |
| ૧ થી ૫ વર્ષનાં ... ... | ૭૧ | ૮૩ | ૧૫૪ |
| ૬ થી ૧૦ વર્ષનાં ... ... | ૨૩ | ૧૯ | ૪૨ |
| ૧૧ થી ૨૦ વર્ષનાં ... ... | ૪૭ | ૪૪ | ૯૧ |
| ૨૧ થી ૩૦ વર્ષનાં ... ... | ૬૩ | ૬૬ | ૧૨૯ |
| ૩૧ થી ૪૦ વર્ષનાં ... ... | ૭૫ | ૬૨ | ૧૩૭ |
| ૪૧ થી ૫૦ વર્ષનાં ... ... | ૮૧ | ૩૭ | ૧૧૮ |
| ૫૧ થી ૬૦ વર્ષનાં ... ... | ૭૭ | ૭૨ | ૧૪૯ |
| ૬૧ થી ૭૦ વર્ષનાં ... ... | ૫૪ | ૬૬ | ૧૨૦ |
| ૭૧ થી ૮૦ વર્ષનાં ... ... | ૩૭ | ૫૬ | ૯૩ |
| ૮૧ થી ૯૦ વર્ષનાં ... ... | ૧૧ | ૧૪ | ૨૫ |
| ૯૧ થી ૧૦૦ વર્ષનાં ... ... | ૩* | ૫† | ૮ |
| ૧૦૧ થી ૧૦૫ વર્ષનાં ... ... | ૦ | ૧‡ | ૧ |
| | ૭૩૫ | ૭૦૧ | ૧૪૩૬ |

એ **૧૪૩૬** મરણ નીચલા લટાઓપર થયાં હતાં :—

| | | | |
|---|---|---|---|
| કોલાબા ... ... | ૧૫ | માહીમ ... ... | ૬ |
| કોટ ... ... ... | ૩૧૬ | વાંદરા ... ... | ૩૩ |
| ધોબીતલાવ .... | ૨૫૪ | સાંતાક્રુઝ ... ... | ૨ |
| કરેલવાડી (થાકોરદ્વાર) | ૩૬ | સીમ ... ... | ૨ |
| ગીરગામ ... ... | ૨૪ | કુરલા ... ... | ૩ |
| ચોપાતી ... ... | ૧૮ | પાહડી ... ... | ૧ |
| ગ્રાંટરોડ ... ... | ૭૫ | નાશકથી ... ... | ૧ |
| તારદેવ ... ... | ૩૪ | પુણાથી ... ... | ૧ |
| ગોવાલીઆ તલાવ ... | ૯ | સર જ. જી. હાસ્પીટલ. | ૨૦ |
| ખંબાલા ... ... | ૮ | મોટલાંબાઇ હાસ્પીટલ. | ૧૩ |
| વાલકેશર ... ... | ૩ | આલબ્લેસ હાસ્પીટલ. | ૧૬ |
| માહલક્ષમી ... ... | ૨ | ગોકલદાસ હાસ્પીટલ. | ૩ |
| બાહેરકોટ ... ... | ૭૮ | કામા હાસ્પીટલ ... | ૩ |
| ખેતવાડી ... ... | ૧૫૪ | સર દીનશાહ પીટીટ | |
| નલબજાર ... ... | ૧૨ | હાસ્પીટલ ... | ૧ |
| કામાટીપરા ... ... | ૩ | પારસી હાસ્પીટલ ... | ૬૧ |
| બેટાંકી ... ... | ૨ | ડાકટર માસીનાની | |
| ભીંડીબજાર ... | ૧૪ | હાસ્પીટલ ... | ૪૨ |
| ભાયખલા ... ... | ૧૩ | એડમસ વાઇલી | |
| મજગાંમ ... ... | ૩૭ | હાસ્પીટલ ... | ૧ |
| પરેલ.... ... ... | ૪૮ | મરાઠા હાસ્પીટલ ... | ૧૪ |
| ચીચપોગલી... ... | ૬ | આરદર રોડ | |
| દાદર... ... ... | ૭ | હાસ્પીટલ... ... | ૨ |
| નાએગાંમ ... ... | ૧ | પારસી સુવાવડખાનું. | ૪૨ |
| | | | ૧૪૩૬ |

* એમાં એક ૧૦૦) નો મરદ.

† એમાં એક ૧૦૦) ની ઓરત.

‡ એ એક ૧૦૫) વર્ષની ઇરાની ઓરત હતી.

એ **૧૪૩૬** મરણ નીચલાં કારણોથી નીપજ્યાં હતાં :—

| | | | |
|---|---|---|---|
| તાવ ... ... ... | ૧૫૯ | શાંધાને લગતાં દરદો... | ૧૧ |
| મરકી ... ... | ૨૦૧ | જહરી તથા નાકવતી. | ૧૧૭ |
| જ્ઞાનતંતુને લગતાં દરદો | ૧૪૬ | ઇજા ... ... ... | ૭ |
| લોહી વીકાર ... | ૫૯ | આપઘાત ... ... | ૧૪§ |
| ખાંસી... ... ... | ૩૫ | (૯ જેહર ખાઇને | |
| છાતીને લગતાં દરદો. | ૧૭૯ | ૪ ડુબી જઇને | |
| શીતલા ... ... | ૨૩ | ૧ બારી એથી | |
| ગોવરૂં ... ... | ૫ | કુદકો મારીને) | |
| કાલેગા ... ... | ૩ | હોનારત અકસ્માત | |
| મરડો ... ... | ૬૩ | વગેરે ... ... | ૩¶ |
| અતેસાર ... ... | ૭૫ | ૧ ગાડીની અડફતમાં | |
| નાસુર ... ... | ૧૮ | આવી જવાથી | |
| પીશાબને લગતાં દરદો. | ૨૬ | ૧ છાતીની નેસમાં | |
| પાંચનશકિતને લગતાં | | અકસમાત લોહી | |
| દરદો ... ... | ૯૮ | ની ગાંઠ બંધા- | |
| ગલસુલો ... ... | ૪ | વાથી | |
| જનક અવ્યવો ... | ૧૬ | ૧ કુવાપર કપી | |
| સુવાવડ ... ... | ૫ | ટાંગવા જતાં | |
| અધુરે માસનાં જનમેલાં. | ૨૦ | અકસમાતથી) | |
| મુવેલાં જનમેલાં ... | ૫૯ | સામાન્ય દરદો ... | ૯૫ |
| | | | ૧૪૩૬ |

§ એ ૧૪) આપઘાતો ૧૦) પુરૂષ અને ૪) સ્ત્રીઓએ કીધા હતા. પુરૂષોમાં એક ૪૧) વર્ષના કલાર્કે તથા બીજા ૨૫) વર્ષના રેલવે નોકરે માંદગીથી કંટાળી, એક ૩૯) વર્ષનાએ સટામાં નાણાં જવાથી, એક ૩૦) વર્ષના ઘડીઆળીએ કાંઇ જણાયલાં કારણ વગર, એક ૨૫) વર્ષનાએ રેલવેની નોકરીથી રજા મલવાની નીરાશીમાં, એક ૨૨) વર્ષનાએ મગજની અસ્થિર હાલતમાં, એક ૨૦) વર્ષનાએ ઉદાઉપણાના અવેશમાં અને ૧૮) વર્ષના જવાને ઉદાશીને લીધે એ આઠેએ જેહર ખાઇને; એક ૪૫) વર્ષના દલાલે નાચારીને લીધે અને એક ૫૫) વર્ષના ઇરાની ખેડુતે કરજદારીને લીધે દરીયા તથા કુવામાં ડુબીને આપઘાત કીધા હતા. સ્ત્રીઓમાં એક ૬૪) વર્ષની માંદગીથી કંટાળી અને બીજી ૪૫) વર્ષની તરતની થયલી વીધવાએ ભરથાર તથા છોકરાના મરણના ગમમાં બંનેએ જેહર ખાઇ, તથા એક ૩૯) વર્ષની સોવાસણે માંદગીથી કંટાળી કુવામાં પડી અને બીજી ૪૩) વર્ષનીએ મગજની અસ્થિર હાલતમાં ચોથે માળની બારીએથી નખાવી દઇ આપઘાત કીધા હતા.

¶ હોનારતથી મરણ પામેલાં ૩) જણમાં ત્રણે પુરૂષો હતા. તેઓમાં એક ૭૦) વર્ષનો બળદની ગાડીની અડફતમાં આવી જવાથી, એક ૬૦) વર્ષનાએ માર ખાવાથી છાતીની નેસમાં લોહીની ગાંઠ બંધાવાથી, અને એક ૨૫) વર્ષનો જવાન ચોથે માળથી કુવાપર કપી બાંધવા જતાં અકસમાત કુવામાં પડી જવાથી મરણ પામ્યા હતા.

## ઉઠમણામાં સખાવત ઈ૦ સ૦ ૧૮૦૫.

| તારીખ. | ઉઠમણું કોણનું. | રકમ રૂપીયા. | આપનાર. | આધાર. |
|---|---|---|---|---|
| સને ૧૨૭૪ યજદેજરદી. સને ૧૮૦૫ ઇસવી. | | | | ૧૮૦૫. તારીખ. |
| રોજ ૨૧ માહ ૪ (શે૦), તા૦ ૨ જી જાનેવારી. | આ૦ અરદેશરજી ખરશેદજી પાવરી—જજ્દેલ. | ૨૮૫૨ | પોતાની પુંજીમાંથી રૂ. ૨૦૦૦) અને ખેશીઓ. | જામે જમશેદ, ૨૮— ૧ |
| " ૧ " ૫ (શે૦), તા૦ ૧૨ મી " | શેઠ હોરમજજી શાપુરજી ચોથીઆ—વકીલ. | ૨૫૫૦૨ | રૂ. ૧૫૦૦૦) પોતાના, ૫૦૦૦) વીધવા તથા છોકરાંઓ અને ૫૫૦૨) ખેશીઓએ. | સાંજ વર્તમાન, ૧૩— ૧ |
| " ૭ " ૫ (શે૦), તા૦ ૧૮ મી " | બાઈ માણેકબાઈ તે એ૦ માણેકજી જમશેદજી દસ્તુર મેહેરજીરાણાના વીધવા. | ૫૫૨ | પોતાની પુંજીમાંથી. | જામે જમશેદ, ૨૪— ૧ |
| " ૧૦ " ૬ (શે૦), તા૦ ૨૦ મી ફેબ્રુઆરી. | બાઈ ખરશેદબાઈ તે આ૦ રુસ્તમજી એદલજી પંથકીનાં વીધવા. | ૧૧૮૨ | રૂ. ૧૦૦૦) દીકરી અને જમાઈ શેઠ જમશેદજી બાખાજી પંથકી અને ખેશીઓએ. | " " , ૨૨— ૨ |
| " ૧૧ " ૬ (શે૦), તા૦ ૨૧ મી " | બાઈ નવાજબાઈ તે શેઠ ફીરોજશાહ મેહેરવાનજી છીછીબાઈનાં વીધવા તથા સર દીનશાહજી મા. પીટીટ પેહલા બેરોનેટના દીકરી. | ૫૩૦૦૦ | પોતાની પુંજીમાંથી રૂ. ૨૦૦૦૦), તથા ભાઈ બેહનો અને તેઓનાં છોકરાંઓએ.[1] | " " , ૨૨— ૨ |
| " ૧૭ " ૬ (શે૦), તા૦ ૨૭ મી " | બાઈ જરબાઈ તે શેઠ શાપુરજી બેહરામજી કાતરકનાં ધણીઆંની તથા એ૦ પાલનજી નવરોજજી પાવરીનાં દીકરી. | ૫૩૮૧ | પોતાની પુંજીમાંથી રૂ. ૧૦૦૦), ખાવીંદે રૂ. ૧૦૦૦), માય-બાવાએ રૂ. ૨૦૦૦) અને ખેશીઓએ. | " " , ૪— ૩ |
| " ૩૦ " ૬ (શે૦), તા૦ ૧૨ મી માર્ચ. | બાઈ નવાજબાઈ તે આ૦ હોરમજજી કેરશાસપજી દાદાચાનજીનાં ધણીઆંની (નવસારી). | ૧૨૦૦ | પોતાની પુંજીમાંથી અને ખેશીઓએ. | " " , ૧૫— ૩ |
| " ૧૦ " ૭ (શે૦), તા૦ ૨૨ મી " | બાઈ નવાજબાઈ તે શેઠ ધનજીશાહ પેસ્તનજી ડુંગાજીનાં વીધવા (ભરૂચ). | ૧૨૯૮ | પોતાની પુંજીમાંથી અને ખેશીઓએ. | મુંબઈ સમાચાર, ૨૮— ૩ |
| " ૧૧ " ૭ (શે૦), તા૦ ૨૩ મી " | બાઈ ભીખાઈજી તે શેઠ દાદાભાઈ કાવસજી તાતાનાં વીધવા (નવસારી). | ૭૪૩૦ | દીકરા રતનજીએ રૂ. ૫૦૦૦) અને ખેશીઓએ.[2] | સાંજ વર્તમાન, ૨૪— ૩ |

૧ પાછલી રાતનાં ઉઠમણામાં મરહુમની પોતાની પુંજીમાંથી બીજા રૂ. ૫૦૦૦) ધર્મ ખાતે આપ્યા હતા.

૨ એજ ઉઠમણામાં બાઈ રતનબાઈ અંદલજી બામજી તથા એમનાં કુટુંબનાં બીજાં દીલસોજ બાનુંઓએ "નવસારીમાં વસતા જરથોસ્તી અશકતો માટે મદદ કરવાનું નોશરવાન અદલ ફંડ" ઉભું કરી તેમાં રૂ. ૨૨૦૦) ની રકમ ભરી હતી.

| તારીખ. | ઉઠમણું કોણનું. | રકમ રૂપીયા. | આપનાર. | આધાર. | |
|---|---|---|---|---|---|
| સને ૧૨૭૪ યજદેજરદી. સને ૧૯૦૫ ઇસવી. | | | | | ૧૯૦૫. તારીખ. |
| રોજ ૧૨ માહ ૯ (કo), તા૦ ૨૩ મી એપ્રીલ. | શેઠ અરદેશર અસપંદીઆર ઇરાંની (પુના) | ૧૨૧૩ | પોતાની પુંજીમાંથી તથા ખેશીઓએ. | જામે જમશેદ, | ૨૬— ૪ |
| " ૧૫ " ૮ (શે૦), તા૦ ૨૬ મી " | એ૦ પાલણજી નવરોજજી પાવરી. | ૫૭૦૦ | પોતાની પુંજીમાંથી રૂ. ૨૦૦૦) અને કુંટુંબે. | " | " , ૨૯— ૪ |
| " ૧ " ૯ (શે૦), તા૦ ૧૨ મી મેએ. | શેઠ દાદાભાઇ જમશેદજી કરંજીઆ (કરંજ). | ૨૦૨૨ | દીકરા શેઠ શેહરીઆરજીએ રૂ. ૧૦૦૧) અને ખેશીઓએ.[1] | " | " , ૧૭— ૫ |
| " ૧૨ " ૯ (શે૦), તા૦ ૨૩ મી " | બાઇ ખરશેદબાઇ તે શેઠ બરજોરજી પીરોજશાહ ભરૂચાનાં બેટી (પુના). | ૭૪૯ | બાવા-માએ તથા ખેશીઓએ. | " | " , ૨૬— ૫ |
| " ૨૫ " ૯ (શે૦), તા૦ ૫ મી જુન. | બાઇ દીનબાઇ તે શેઠ જમશેદજી રતનજી બાટલીવાલાનાં ધણીઆંની. | ૬૦૦ | બેહને રૂ. ૫૦૦) તથા ભાઇએ રૂ. ૧૦૦). | " | " , ૭— ૬ |
| " ૧૩ " ૧૦ (શે૦), તા૦ ૨૩ મી " | શેઠ પેસતનજી મનચેરજી કુંગાજી (ભરૂચ). | ૮૭૩ | માતપીતાએ રૂ. ૫૦૦) અને ખેશીઓએ. | મુંબઇ સમાચાર, | ૨૬— ૬ |
| " ૧૭ " ૧૦ (શે૦), તા૦ ૨૭ મી " | બાઇ મમાઇજી તે શેઠ ખરશેદજી મનચેરજી વાચ્છાનાં દીકરી (દેવલાલી). | ૫૩૮ | પોતાની પુંજીમાંથી તથા ખેશીઓએ. | જામે જમશેદ, | ૨૯— ૬ |
| " ૨૮ " ૧૦ (શે૦), તા૦ ૪ થી જુલાઇ. | શેઠ રૂસ્તમજી બેજનજી ચોકસી (નવસારી). | ૧૧૪૩ | પોતાની પુંજીમાંથી રૂ. ૨૫૦) અને ખેશીઓએ. | " | " , ૬— ૭ |
| " ૨૫ " ૧૦ (શે૦), તા૦ ૫ મી " | શેઠ નશરવાનજી બહમનશાહ મેહતાજી (ભરૂચ). | ૯૦૦૦ | પોતાની પુંજીમાંથી રૂ. ૮૫૦૦) અને ફરજંદોએ.[2] | " | " , ૭— ૭ |
| " ૩ " ૧૧ (શે૦), તા૦ ૧૩ મી " | બાઇ ભીખાઇજી તે મરહુમ શેઠ ડોસાભાઇ ફરામજી કરાકા, સી. એસ. આઇ. નાં વીધવા. | ૩૧૭૫ | પોતાની પુંજીમાંથી રૂ. ૫૦૦) અને ફરજંદોએ. | " | " , ૧૫— ૭ |
| " ૭ " ૧૧ (શે૦), તા૦ ૧૭ મી " | શેઠ ધનજીશાહ મેહરવાનજી ડાકટર (ભરૂચ). | ૧૦૩૮ | પોતાની પુંજીમાંથી રૂ. ૫૦૦) અને ખેશીઓએ.[3] | " | " , ૧૯— ૭ |
| " ૯ " ૧૧ (શે૦), તા૦ ૧૯ મી " | બાઇ ધનબાઇજી તે શેઠ માણેકજી એદલજી આલબલેસનાં વીધવા. | ૧૮૩૯૨ | પોતાની પુંજીમાંથી રૂ. ૧૩૬૦૦), બાવાએ રૂ. ૨૦૦૦) અને ખેશીઓએ. | " | " , ૨૦ તથા ૨૧— ૭ |
| " ૧૪ " ૧૨ (શે૦), તા૦ ૨૩ મી આગસ્ટ. | શેઠ રતનશાહ દાદાભાઇ આએરન ફાઉન્ડરીવાલા. | ૧૨૭૭૨ | પોતાની પુંજીમાંથી રૂ. ૩૦૦૦) અને ખેશીઓએ. | " | " , ૨૮— ૮ |

૧ એ રકમ કરંજ મધે એક ધર્મશાળા બાંધવાનાં કારણસર આપી હતી.

૨ એમાંથી રૂ. ૭૦૦૦) ભરૂચ મધે હાઇવૈદની સગવડ બાબુક માટે કરવાને એપ્રેલ ૧૯૦૭ માં પંચાતનાં ફંડમાં આપ્યા હતા.

૩ ઉઠમણાની સેવટે મરનારે ભરૂચની અંજુમનની લાંબી મુદત સુધી બજાવેલી સેવાઓ માટે તેમનાં કુટુંબ ઉપર અંજુમનની તરફથી દીલાસાપત્ર મોકલવાનો ઠેરાવ થયો હતો.

એ પછી મરનારના એક ખેશી શેઠ ડોસાભાઇ જમાસપજી દારૂવાળા ઉર્ફે જીવાજી મનાજી તાડીવાલાનાએ રૂ. ૧૧૨૫) ની રકમનું એક નવું ખાતું પંચાતનાં દફતરમાં પડાવી ભરૂચ મધે નવું દોખમું બંધાય તે વેળાએ તેનાં ફંડમાં રૂ. ૧૦૦૦) ભરવા તથા બાકીની રકમ વ્યાજે વધારી દોખમાંનાં કારણસર વાપરવાનો બંદોબસ્ત કરવો.

| તારીખ. | ઉઠમણું કોણનું. | રકમ રૂપીયા. | આપનાર. | આધાર. |
|---|---|---|---|---|
| સને ૧૨૭૪ યજદેજરદી. સને ૧૯૦૫ ઇસવી. | | | | ૧૯૦૫. તારીખ. |
| રોજ ૨૧ માહ ૧૨ (શે૦), તા૦ ૩૦ મી આગસ્ટ. | શેઠ જહાંગીરજી શાપુરજી મોરાબજી નાલીએરવાલા. | ૪૮૧૮૨ | પોતાની પુંજીમાંથી રૂ. ૪૭૫૦૦) તથા બાઇ એહતોએ. | જામે જમશેદ, ૨—૯ |
| યજદેજરદી સને ૧૨૭૫. | | | | |
| રોજ ૧૯ માહ ૧ (શે૦), તા૦ ૨ જી અકટોબર. | શેઠ ધનજીભાઇ પેસતનજી તારાચંદ. | ૫૦૭ | પોતાની પુંજીમાંથી અને બેહેનોએ. | „ „ , ૪—૧૦ |
| „ ૨૨ „ ૧ (શે૦), તા૦ ૫ મી „ | શેઠ હોરમજજી શાપુરજી ઉમરીગર (ભાવનગર). | ૬૭૨૧ | પોતાની પુંજીમાંથી રૂ. ૬૦૦૦)[1] અને બેહેનોએ. | રાસ્ત ગોફતાર, ૧૫—૧૦ |
| „ ૯ „ ૨ (શે૦), તા૦ ૨૨ મી „ | બાઇ આવાંબાઇ તે શેઠ રૂસતમજી કુવરજી મોદીનાં ધણીઆંની. | ૨૦૮૪ | આવીંદ અને બેહેનોએ. | જામે જમશેદ, ૨૫—૧૦ |
| „ ૧૮ „ ૨ (શે૦), તા૦ ૩૧ મી „ | શેઠ નશરવાનજી માણેકજી ગયારા (સુરત). | ૧૮૦૩૨ | પોતાની પુંજીમાંથી રૂ ૧૫૦૦૦)[2] અને બેહેનોએ. | „ „ , ૨—૧૧ |
| „ ૨૨ „ ૨ (શે૦), તા૦ ૪ થી નવેમ્બર. | શેઠ ફરામજી રતનજી ઉમરીગર. | ૧૧૩૪ | પોતાની પુંજીમાંથી તથા બેહેનોએ. | „ „ , ૨૨—૧૧ |
| „ ૨૩ „ ૨ (શે૦), તા૦ ૫ મી „ | બાઇ આલીબાઇ તે શેઠ ખરશેદજી પાલણજી લાલકાકાનાં વીધવા (મુંબઇ, સુરત ને અમદાવાદ). | ૨૦૪૬ | બેહેનોએ. | ... ... |
| „ ૧૭ „ ૪ (ક૦), તા૦ ૨૯ મી „ | શેઠ બીખાજી કાવરશાહ મામા. | ૫૨૮૩ | બેહને રૂ. ૩૦૦૦) અને બેહેનોએ. | „ „ , ૩૦—૧૧ |
| „ ૮ „ ૪ (શે૦), તા૦ ૨૦ મી ડીસેમ્બર. | બાઇ માણેકબાઇ તે શેઠ ડોસાભાઇ રૂસતમજી ઉમરીગરનાં ધણીઆંની. | ૧૯૮૨ | બેહેનોએ. | „ „ , ૨૨—૧૨ |
| „ ૧૧ „ ૪ (શે૦), તા૦ ૨૩ મી „ | બાઇ ગુલબાઇ તે શેઠ અરદેશર રૂસતમજી દલાલનાં ધણીઆંની (ભરૂચ). | ૨૨૭૨ | દીકરાઓ અને બેહેનોએ.[3] | „ „ , ૨૭—૧૨ |
| „ ૧૮ „ ૪ (શે૦), તા૦ ૩૦ મી „ | બાઇ સુખલીબાઇ તે શેઠ શેહરીઆરજી મોરાબજી કરંજીઆનાં વીધવા. | ૫૧૦ | બેહેનોએ. | „ „ , ૬-૧-૦૬ |
| „ ૧૮ „ ૪ (શે૦), તા૦ ૩૦ મી „ | બાઇ માણેકબાઇ તે શેઠ કાવશજી એરચજી દેસાઇનાં બેટી (નવસારી). | ૧૫૦૦ | બેહેનોએ. | રાસ્ત ગોફતાર, ૭-૧-૦૬ |

૧ એ રૂ. ૬૦૦૦) એવી સરતે કે ભાવનગર મધે જો કદી પારસીઓ માટે દોખમું બંધાય તો ઉપલી રકમમાંથી તે દોખમાંને લગતી સગડી બાંધવી.

૨ મરનારની પુંજીમાંના રૂ. ૧૩૦૦૦) સુરત શેહર અને તેની આજુબાજુનાં ગામોના જરથોસ્તીઓનું દર સાલ ધાહમબારનું જશન તથા જમન કરવામાં વાપડવાનો બંદોબસ્ત કીધો હતો.

૩ એ રૂપીયા એવી શરતે આપ્યા છે કે મરનારનું ખાતું પાડી મરહુમ ખાનબહાદુર રૂસતમજી સોરાબજી દલાલના નામે ઓળખાતી વાડી જે ભરૂચની પારસી પંચાયતને બક્ષેશ આપી દેવામાં આવી છે તેમાં કોઇ પ્રસંગે ભરૂચના જરથોશ્તીઓના ઉપયોગનું અને જરૂરનું કાંઇ સારૂં કામ નીકળે તે વખતે એ મુદલ તથા વ્યાજના રૂપીઆ એજ વાડીમાં વાપરવા.

# નેમણુક તથા ઓહ્દા—૧૯૦૫.

| તારીખ. | નામ. | ઓહ્દો. | આધાર. | |
|---|---|---|---|---|
| ૧૯૦૫. | | | | ૧૯૦૫. તારીખ. |
| ૫ મી જાનેવારી. | શેઠ રૂસતમજી મેહરવાંનજી પટેલ, એમ. એ. | મુંબઇની સમાલકાઝ કોરટના કામચલાઉ વડા જડજ. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૫—૧ |
| ૧૬ મી ,, | ડા૦ તેહમુલજી ભીખાજી નરીમાંન<br>ખા૦ બા૦ મનચેરજી કાવસજી મરજબાંન.<br>પ્રોફેસર આદરજી મેહરનોસજી મસાની. | મું૦ યુનીવરસીટીની નવા કાયદા પ્રમાણેની સીંડીકેટના અનુક્રમ પ્રમાણે વૈદાંના સીનડીક તરીકે, એનજીનીઅરીંગના. અને આર્ટસના સીનડીક ચુંટાયા. | જામે જમશેદ, | ૧૭—૧ |
| ૯ મી ફેબરવારી. | શેઠ કેખશરૂ ફરાંમજી મોદી, બી. એ. એલ. એલ. બી. | હાઇ કોરટની આપેલેટ સાઇડના ડે. રેજીસ્ત્રાર અને સીલર | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૯—૨ |
| ૯ મી ,, | ,, ફીરોજ બેહરાંમજી મલબારી. | સીન્યર જડજના કલારક, તથા એફીડેવીટ લેનાર કમીશનર અને આ૦ રેજીસ્ત્રાર તથા હાઇકોરટ પ્રેસના સુપ્રીન્ટેંડેંટ. | ,, ,, ,, | ૯—૨ |
| ૧૭ મી ,, | ડા૦ રતનજી ખરશેદજી દાદાચાંનજી. | અમદાવાદની બે. જી. મેડીકલ સ્કુલમાં ફીજીઆલોજીનાં શીક્ષક. | ,, ,, ,, | ૧૭—૨ |
| ૨૩ મી ,, | ડા૦ શાપુરજી માણેકજી મેહતા. | શાવંતવાડીના સીવીલ મેડીકલ આફીસર. | જામે જમશેદ, | ૨૩—૨ |
| ૨૩ મી ,, | શેઠ ડી. ડોસાભાઇ સાંગા[1] | મુંબઇની વેટરીનરી કૉલેજનો આનરેરી ડીપલોમાં. | ,, ,, | ૨૩—૨ |
| ૧૦ મી માર્ચ. | ખા૦ બા૦ કાવશજી જમશેદજી લાલકાકા. | બરમાહના પોસ્ટ માસટર જનરલ. | ,, ,, | ૧૩—૩ |
| ૨૧ મી ,, | શેઠ નશરવાંનજી ફરામજી કયાંતી. | મધરાજની સરકારે નીલઘરીના હાનરરી માજીસ્ટ્રેટ. | ,, ,, | ૨૭—૩ |
| ૨૩ મી ,, | ,, દાદાભાઇ રતનજી સેતારેવાલા. | રતનાગીરી અને કોલાબા જીલ્લાના એકઝીકયુટીવ એનજીનીયર. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૨૩—૩ |
| ૨૩ મી ,, | ડા૦ દારાબશાહ એદલજી ડોસાવાલા. | ધુલીઆના કામચલાઉ સીવીલ સરજયન. | ,, ,, ,, | ૨૩—૩ |
| ૩૦ મી ,, | શેઠ જીજીભાઇ એદલજી મોદી. | મુંબઇની સ્માલ કાઝ કોરટના ચોથા જડજ. | ,, ,, ,, | ૩૦—૩ |
| ૧૧ મી એપ્રીલ. | ,, કાવસજી જમશેદજી સંજાણા, એમ એ. | ભાવનગરની શામલદાસ કાલેજના પ્રીનસીપાલ. | જામે જમશેદ, | ૧૫—૪ |
| ૧૧ મી ,, | ,, બરજોરજી અરદેશર ગોંદી બી. એ. | ,, હાઇ સ્કુલના હેડ-માસ્ટર અને ડીરેકટર. | ,, ,, | ૧૫—૪ |
| ૨૭ મી ,, | ,, સોરાબજી રતનજી માસટર. | પંચમહાલના કામચલાઉ ડીસ્ત્રીકટ ડેપ્યુટી કલેકટર. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૨૭—૪ |
| ૧ લી મેએ. | ડા૦ શોરાબ પેસતજી સરાફ (લાહોરની કૉલેજમાંથી પસાર થયલા) | કાશમીર સ્ટેટના સેનીટરી આફીસર | જામે જમશેદ, | ૨૬—૪ |
| ૧ લી ,, | શેઠ રુસતમ હોરમજદ દરાંની | કવેટા ખાતે નોર્થ વેસ્ટ રેલ્વેના આસીસ્ટંટ એનજીનીયર | ,, ,, | ૨—૫ |
| ૪ થી ,, | ,, હોરજીભાઇ હોરમજજી વાડીઆ. (બારીસ્ટર) | હાઇ કોરટના ત્રીજા ડે૦ રેજીસ્ત્રાર અને આફીડેવીટ લેનાર કમીશનર. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૪—૫ |

[1] પુનાની સાયન્સ કૉલેજના વેટરીનરી લેકચરર શેઠ ડી. ડોસાભાઇ સાંગાને એ ડીપલોમાં એક ખાસ કેસ તરીકે આપવાને સરકારે મંજુરીઆત આપી છે.

| તારીખ. | નામ. | હોદ્દો. | આધાર. | |
|---|---|---|---|---|
| ૧૯૦૫. | | | | ૧૯૦૫. તારીખ. |
| ૩ જી જુન. | શેઠો શોરાબ ફરાંમજી ભરૂચા અને શેઠ જી અરદેસર તારાપોરવાલા. | લંડનની "સોસાયટી ઑફ આરકીટેક્સ" ના મેમ્બરો ચુંટાયા. | જામે જમશેદ, | ૩— ૬ |
| ૫ મી „ | શેઠ નશરવાંનજી રૂસતમજી ધનજીભાઇ મેહતા. | કલકત્તાની હાઇ કોરટના એટરનીની સનદ મલી. | „ „ , | ૮— ૬ |
| ૧૩ મી „ | „ ડોશાભાઇ નશરવાનજી કાંગા. | નવસારીના પોલીસ પ્રોસીક્યુટર. | ગુજરાત મિત્ર, | ૨૫— ૬ |
| ૬ ઠી જુલાઇ. | „ ફરાંમરોજ રૂસતમજી ઉનવાલા. | થાંણા જીલ્લાના એકટીંગ એકઝીક્યુટીવ એનજીનીઅર. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૬— ૭ |
| ૧૭ મી „ | „ નશરવાંનજી પેશતનજી વાડીઆ. | લંડનની રાયલ સ્ટેટીસ્ટીકલ સોસાઇટીના ફેલો ચુંટાયા | જામે જમશેદ, | ૨૧— ૭ |
| ૨૦ મી „ | „ બેજનજી માણેકજી જંબુસરીઆ. | સુરતની ડી૦ પારસી મેટરીમોનીઅલ કોરટના ડેલીગેટ. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૨૦— ૭ |
| ૨૦ મી „ | „ નવરોજજી દોરાબજી પાકમારવાલા. | મુંબઇની વેટરીનરી કાલેજના "બોવાઇન પેથોલોજી" ના પ્રોફેસર. | „ „ „ , | ૨૦— ૭ |
| ૩ જી આગસ્ટ. | „ દોરાબજી હીરજીભાઇ વાછા. | સુરત હાઇ સ્કુલના કામચલાઉ હેડમાસ્ટર. | „ „ „ , | ૩— ૮ |
| ૧૦ મી „ | „ કેખશરૂ અરદેશર બાલા. | મુંબઇની સરકારી ગુજરાતી શાળાઓના ડે. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર. | „ „ „ , | ૧૦— ૮ |
| ૧૪ મી „ | સરજ્યન લફટનંટ બેહરાંમ બરજોરજી પેમાસટર. | સરજ્યન કેપટનની પદ્દીએ ચઢાવ્યા હતા. | જામે જમશેદ, | ૧૪— ૮ |
| ૧૪ મી „ | શેઠ માણેકશાહ રતનજી દસ્તુર. | આકોલાના ડીસ્ત્રીકટ જડજ. | „ „ , | ૧૮— ૮ |
| ૧૪ મી „ | ડા૦ કાવશજી બેહરાંમજી સરાફ | મુંબઇની મ્યુનીસીપાલીટીના કામચલાઉ ડીવીઝનલ હેલ્થ આફીસર. | „ „ , | ૨૧— ૮ |
| ૧૭ મી „ | શેઠ રતનજી એદલજી કાંગા. | સુરતની ડીસ્ત્રીકટ પારસી મેત્રીમોનીઅલ કોરટના ડેલીગેટ. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૧૭— ૮ |
| ૨૪ મી „ | „ નાનાભાઇ દાદાભાઈ સેતારેવાલા. | સીંધ હેદરાબાદના ડીવીઝનલ ફારેસ્ટ આફીસર. | „ „ „ , | ૨૪— ૮ |
| ૨૪ મી „ | „ શેરાબજી રતનજી માસટર. | પંચ મહાલના ડીસ્ત્રીકટ ડેપ્યુટી કલેકટર. | „ „ „ , | ૨૪— ૮ |
| ૭ મી સપટેમ્બર. | „ બરજોરજી એદલજી વાછા. | પૂર્વ કનેરા જીલ્લાના એકઝીક્યુટીવ એનજીનીઅર. | „ „ „ , | ૭— ૯ |
| ૨૧ મી „ | „ અરદેશર કેખશરૂ કામા. | થાંણાના આસીસ્ટંટ કલેકટર. | „ „ „ , | ૨૧— ૯ |
| ૨૫ મી „ | ડા૦ એસ. પી. મીસ્ત્રી એલ. આર. સી. પી. | સુરત મ્યુંનીસીપાલીટીના સેનીટરી સુપરીન્ટેંડંટ | જામે જમશેદ, | ૨૮— ૯ |
| ૨૫ મી „ | શેઠ અરદેશર કે. વકીલ, એલ. સી. ઇ. | ઇંદોરનાં પાણી ખાતામાં વાટર વર્કસ એનજીનીઅર. | „ „ , | ૨૯— ૯ |
| ૫ મી અકટોબર. | ડા૦ ધનજીભાઇ પેશતનજી શેઠના. | સર જ. જી. હાસપીટલના હાનરરી આસીસ્ટંટ ફીઝીશીયન. (એક વર્ષની મુદત માટે). | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૫—૧૦ |
| ૧૦ મી „ | ડા૦ કાવશજી બેહરાંમજી સરાફ. | લંડનની "રોયલ ઇનસ્ટીટયુટ ઑફ પબલીક હેલ્થ" ના એક ફેલો ચુંટાયા. | જામે જમશેદ, | ૨૮—૧૦ |
| ૧૯ મી „ | શેઠ દોરાબજી હીરજીભાઈ વાછા. | મુંબઇની ત્રેનીંગ કૉલેજ ફૉર ટીચર્સના વાઇસ પ્રન્સીપાલ. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૧૯—૧૦ |
| ૨૪ મી „ | „ દોરાબજી તેમુલજી પાવરી. | વડોદરાની આપણી પારટીના સર કામદાર. | જામે જમશેદ, | ૨૮—૧૦ |
| ૨૪ મી „ | „ મેહરવાંનજી માણેકજી ખંબાતા. | મીરપુર બટોરાના મુખત્યારકર. | „ „ , | ૩૦—૧૦ |

| તારીખ. | નામ. | ઓહ્દો. | આધાર. |
|---|---|---|---|
| ૧૯૦૫. | | | ૧૯૦૫. તારીખ. |
| ૨૬ મી અક્ટોબર. | શેઠ ખરશેદજી નશરવાનજી કંટ્રાકટર. | સુરત હાઇ સ્કુલના હેડ-માસ્ટર. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૬—૧૦ |
| ૨૬ મી „ | „ નોશીરવાંન ગુસ્તાસ્પ. | નોરધન સરકલના ડીવીઝનલ ફૉરેસ્ટ ઑફીસર. | „ „ „, ૨૬—૧૦ |
| ૨૬ મી „ | ડા૦ કેરશા દીનશા ખંબાતા. | પુનાની વૉલંટીયર રાઇફલ્સ પલટનના સરજ્યન લફટનંટ. | „ „ „, ૨૬—૧૦ |
| ૪ થી નવેમ્બર. | શેઠ શેરાબજી લીમજીભાઇ પાલમકોટ. | લંડનની "રૉયલ ચાર્ટર્ડ જરનાલીસ્ટ ઇનસ્ટીટયુટ" ના મેમ્બર ચુંટાયા. | સાંજ વર્તમાન, ૪—૧૨ |
| ૭ મી ડીજેમ્બર. | „ ફીરોજ મેહરાંમજી મલબારી. | મુંબઇની હાઇ કોરટના કામચલાઉ ડેપ્યુટી રેજીસ્ત્રાર અને સીલર. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૭—૧૨ |
| ૭ મી „ | ડા૦ રૂસતમ નશરવાંનજી કુરલાવાલા. | લંડનની "રૉયલ સેનીટરી ઇનસ્ટીટયુટ" ના મેમ્બર ચુંટાયા. | જામે જમશેદ, ૨૩—૧૨ |
| ૭ મી „ | શેઠ શાવકશાહ હોરમજજી કંટ્રાકટર. | લંડનની સોસાઇટી ઑફ આર્ટસ તથા સાયન્સના મેમ્બર. | „ „, ૨૪-૧-૦૬ |
| ૧૪ મી „ | ડા૦ દારાં જામાસ્પજી આશા. | સીંધ હેદરાબાદની મેડીકલ સ્કુલના શીક્ષક. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૪—૧૨ |
| ૧૪ મી „ | શેઠ પેશતનજી દીનશાહજી ખાંન (કોલંબેવાલા) | લંડનની "રૉયલ કોલોનીઅલ ઇનસ્ટીટયુટ"ના ફેલો ચુંટાયા. | સાંજ વર્તમાન, ૨-૧-૦૬ |

## ઇ૦ સ૦ ૧૯૦૫ માં નીચલા પારસીઓએ જુદી જુદી પરીક્ષાઓ પસાર કરી પદ્વીઓ મેળવી હતી.

| તારીખ. | નામ. | પદ્વી. | આધાર. |
|---|---|---|---|
| ૧૯૦૫. | | | ૧૯૦૫. |
| ૫ મી જાનેવારી. | શેઠ રૂસતમજી જમશેદજી મેહ્તા. | મુંબઇની સરકાર તરફથી લેવાયલી સ્કુલ ફાઇનલમાં એકલા પારસી. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૫— ૧ |
| ૧૦ મી „ | „ જાંહગીર હોરમજજી નશરવાનજી વકીલ. | બારીસ્ટર.[1] | ટાઇમસ ઑફ ઇંડીઆ, ૧૩— ૧ |
| ૧૦ મી „ | „ જમશેદજી સોરાબશાહ મુનસફ. | એડીનબરોની એમ. આર. સી. પી. | જામે જમશેદ, ૨૦— ૧ |
| ૧૮ મી „ | „ એદલજી નશરવાનજી કોલાબેવાલા. | મુંબઇની "વેટરીનરી કૉલેજ" ના ગ્રેડયુએટ. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૮— ૧ |
| ૪ થી ફેબ્રરવારી. | શેઠો ધનજીભાઇ ફરદુનજી મુલ્લાંફીરોજ અને સોરાબ કેખશરૂ એનજીનીઅર. | એડીનબરોની એલ. આર. સી. પી; અને ગ્લાસગોની એલ. આર. સી. એસ; અને એસ. જી. ની પદ્વીઓ મેલવી. | અખબારે સોદાગર, ૨૩— ૨ |

૧ એ પરીક્ષામાં એવણે ત્રણ વર્ષ ચાલે તેમ ૧૦૦) પોંડની સ્કાલરશીપ તથા ૫૦) પોંડનું ખાસ ઇનામ મેલવ્યું હતું.

| તારીખ. | નામ. | પદ્વી. | આધાર. |
|---|---|---|---|
| ૧૯૦૫. | | | ૧૯૦૫. |
| ૫ મી એપ્રીલ. | શેઠ નશરવાનજી રૂસતમજી ધનજીભાઈ મેહતા. | કલકતા મધે ત્યાંની હાઈ કોર્ટના સોલીસીટરની પરીક્ષા પસાર કીધી હતી. | રાસ્ત ગોફતાર, ૨૩— ૪ |
| ૨૫ મી મેએ. | શેઠ કેખશરૂ અરદેશર દારૂખાનાવાલા (મઊના) ,, દેરાબશાહ સોરાબજી આંતીઆ (ઈંદોરના) | કલકતા યુનીવર્સીટીની આ સાલની એનટ્રનસની પરીક્ષા પસાર કીધી હતી. | જામે જમશેદ, ૩૦— ૫ |
| ૩ જી જુન. | ડા૦ અરદેશર કાવશજી દોંડી. | એડીનબરોની એલ. આર. સી. પી., એલ. આર. સી. એસ., તથા ગ્લાસગોની એલ. એફ. પી. એસ., અને ડબલીનની એલ. એમ. | ,, ,, ૨૮— ૬ |
| ૧ લી જુલાઈ. | ,, માણેકજી પીરોજશાહ દેરાંવાલા. | એડીનબરોની એલ. આર. સી. પી., એલ. આર. સી. એસ., ગ્લાસગોની એલ. એફ. પી. એસ.. અને બ્રસલસની એમ. ડી. | ,, ,, ૩— ૭ |
| ૨૭ મી ,, | શેઠો નવરોજજી કુવરજી પટેલ અને દારાશાહ નવરોજજી વકીલ. | ડીસ્ટ્રીકટ પલીડરની પરીક્ષા પસાર કીધી હતી. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૭— ૭ |
| ૨૭ મી ,, | શેઠ બાપુજી દોરાબજી વાચ્છા. | બારીસ્ટર. | કયસરે હિન્દ, ૩૦— ૭ |
| ૧૦ મી અકટોબર. | ડા૦ જમશેદ દાદાભાઈ મુનસફ. | ઈંગ્લાંડ મધે એફ. આર. સી. એસ. અને ડી. પી. એચ. | જામે જમશેદ, ૧૨—૧૦ |
| ૧૦ મી ,, | ડા૦ સોરાબ કેખશરૂ એનજીનીઅર. | ઈંગ્લાંડ મધે એમ. આર. સી. પી. | ,, ,, ૧૮—૧૦ |
| ૧૦ મી ,, | શેઠ સી. જેહાંગીર (સર કાવસજી જેહાંગીર જુન્યર). | કેમબ્રીજ યુનીવર્સીટીની એમ. એ. | ,, ,, ૪—૧૧ |
| ૧૦ મી ,, | ,, નાનાભાઈ નશરવાનજી સાયેર. | કેમબ્રીજ યુનીવર્સીટીની "માસ્ટર ઑફ આર્ટસ" અને "માસ્ટર ઑફ લૉઝ." | ,, ,, ૧૮—૧૧ |
| ૧૨ મી નવેમ્બર. | ,, ફરેદુન ફીરોજશાહ તારાપોરવાલા. | અલાહબાદ યુનીવર્સીટીની બી. એ. | ,, ,, ૨૨—૧૧ |
| ૧૨ મી ,, | ડા૦ માણેકશાહ ફીરોજશાહ દેરાંવાલા અને મી૦ બલસારા. | આએરલાંડની એલ. એમ. આર. સી. પી. | ,, ,, ૨૫—૧૧ |
| ૧૭ મી ,, | શેઠ ફીરોજ કેરશાસ્પજી દાદાચાનજી. | બારીસ્ટર. | અખબારે સોદાગર, ૯—૧૨ |
| ૧૭ મી ડીસેમ્બર. | ડા૦ રૂસ્તમ નશરવાનજી કુરલાવાલા. | ડી. પી. એચ અને પબલીક હેલ્થનો ડીપલોમા. | જામે જમશેદ, ૨૩—૧૨ |
| ૧૪ મી ,, | શેઠો મનચેરજી રૂસતમજી ગીયગર અને દાદાભાઈ નવરોજજી માડન. | મુંબઈની વેટરીનરી કૉલેજના ગ્રેજ્યુએટ થયા. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૪—૧૨ |
| ૩૦ મી ,, | શેઠ દીનશાહ દાદાભાઈ દારૂવાલા એલ. સી. ઈ. | લંડનનાં સીવીલ એનજીનીઅરોનાં ઈનસ્ટીટયુટ તરફથી મુંબઈ મધે લેવાયલી એ. એમ. આઈ. સી. ઈ. ની પરીક્ષા પસાર કીધી. | જામે જમશેદ, ૬-૧-૦૬ |

## પુસ્તકો—ઇ૦ સ૦ ૧૯૦૫.

| તારીખ. | પુસ્તકો. | કર્તા. |
|---|---|---|
| ૧૨ મી જાનેવારી. | કદીમ ઇરાનીઓ. | એમ૦ જીવણજી જ. મોદી. |
| ૧૨ મી ,, | પારસી ઓરતોની માસીક અડચણ (ઇનામનો રેસાલો). | ડા૦ સોરાબજી એદલજી દુબાશ. |
| ૧૭ મી ,, | સાપ, તેની રચના, ખાસીયત, ઝેરીપણું વગેરે. | શેઠ કાવશજી ધનજીભાઇ માહલક્ષ્મીવાલા. |
| ૧૭ મી ,, | The boy's own music book. | ,, અરદેશર મનચેરજી ખોદાયજી. |
| ૧૭ મી ,, | સામાન્ય હુન્નર જ્ઞાન. | ,, રતનજી ફરાંમજી શેઠના. |
| ૪ થી ફેબ્રુવારી. | પારસી અને પારસી ધર્મ.[૧] | મીસ મેના. |
| ૪ થી ,, | કએ લોહરાસ્પ અને નેબુકદનેઝર.[૨] | ડાકટર લુઇ ગ્રે. |
| ૪ થી ,, | વિચાર–શકિત તેનો કાબુ અને કેળવણી. | શેઠ નશરવાંનજી મનચેરજી દેશાઇ. |
| ૨૦ મી ,, | લૉર્ડ બેકનના નીબંધો. | ,, રતનજી ફરાંમજી શેઠના. |
| ૨૦ મી ,, | ખોરશેદ અથવા જ્ઞાનની સરસાઇ (એક વાર્તા). | બાઇ જરબાનુ મેહરવાનજી કોહાવાલા. |
| ૨૦ મી ,, | છેલ્લાં પ્રદર્શણની એક યાદગારી.[૩] | શેઠ મરઝબાન મ. મરઝબાન. |
| ૨૦ મી ,, | Men & Women of India.[૪] | ,, સોરાબ મંચેરજી રતનાગર. |
| ૨૭ મી ,, | તનદરોસ્તી અને તે સાચવવાનાં સાધનો. | ડા૦ ધનજીભાઇ હોરમજજી મેહતા. |
| ૨૭ મી ,, | તન–સુખમાળા. | શેઠ રૂસતમ પેસતનજી મસાંની. |
| ૩ જી માર્ચ. | પોશાકની ફેશીન અને તેનું શાસ્ત્ર. | ,, રતનજી ફરાંમજી શેઠના. |
| ૩ જી ,, | જરથુસ્ત અને યુનાનીઓ.[૫] | રેવરંડ ડા૦ મીલસ. |
| ૩ જી ,, | વેલાતનાં કાલાં મેંઢાં. | શેઠ ધનજીભાઇ નવરોજજી પટેલ. |
| ૩ જી ,, | હિંદુસ્તાન માટે ટેકનીકલ કેળવણી (ઇંગ્રેજીમાં). | ,, અરદેશર બરજોરજી માસ્ટર. |
| ૩ જી ,, | "ઝુલમા"—વાર્તા. | ,, ડોશાભાઇ એદલજી ભરૂચા. |
| ૧૧ મી ,, | The Philosophers & the French Revolution. | પ્રોફેસર પેસતનજી અરદેશર વાડીઆ. |
| ૧૫ મી એપ્રીલ. | ખોરાકની ખરી સમજદારી વધારવા માટે ચુંટી કાઢેલા થોડાક પાઠો. | ખાં૦ બા૦ દારાશાહ રતનજી ચીચગર. |
| ૨૨ મી ,, | La Fille De Roland a Drama. | શેઠ મેહરવાનજી રતનજી પારખ. |
| ૨૩ મી ,, | વિલાસકા. | ,, અરદેશર ફરાંમજી ખબરદાર. |
| ૧ લી મેએ. | Adulteration of food & drugs in Bombay. | ડાકટર દોસાભાઇ રૂસતમજી બરડી. |
| ૩ જી જુન. | Stray thoughts on Indian cricket. With an introduction by Lord Harris, Illustrated. | શેઠ જમશેદજી માણેકજી ફરાંમજી પટેલ. |
| ૨૩ મી ,, | Vegetarian versus meat Diet. | ,, દાદાભાઇ ધનજીભાઇ જસાવાલા. |
| ૪ થી જુલાઇ. | "Asiatic Papers." | સમસુલ ઓલમા જીવનજી જમશેદજી મોદી. |
| ૪ થી ,, | "શાહ અકબરનો જમાનો" યાને મોગલ જાહોજલાલી. | મીસીસ જરબાનુ મેહરવાનજી કોહાવાલા. |
| ૧૯ મી ,, | પંચ કથા. | શેઠ જાં. એ. મરઝબાન. |

૧ Parsis et Parsiism. Conference faite au musee Guimet, le 27 mars 1904 par Mademeiselle D Menant.

૨ Kai Lohrasp and Nebuchadnezzar by Louis H. Gray. Extract from Weiner Zeitschrift for die Kunde des Morgenlandes.

૩ નજર નોંધનું એક પુસ્તક.

૪ માસીક ચિત્રો સાથનું ચોપાન્યું. (એ એપ્રીલ ૧૯૦૭ થી બંધ પડયું હતું.)

૫ Zarathustra and the Greeks. A discussion of the relation existing between the Ameshaspentas and the Logos, being part 1 of Zoroaster, Philo and Israel by the Rev Lawrence H. Mills D.D.

## ૧૯૦૫.

| તારીખ. | પુસ્તકો. | કર્તા. |
|---|---|---|
| ૧૯ મી જુલાઇ | તવારીખે બીલીમોરા તથા બીલીમોરાના જરથોસ્તીઓની વંશાવલી. | શેઠ દાદાભાઇ માણેકજી બીલીમોરીયા. |
| ૩ જી આગસ્ટ. | જમશીદ વાણી વીલાસ | ,, જમશેદજી રૂસતમજી ઉમરીગર. |
| ૧૪ મી ,, | અસલી ઇરાનની તવારીખને લગતી અભ્યાસ-પોથી (લંડનમાં પ્રગટ થઇ). | મદ્રાસની સનદી નોકરીવાલા શેઠ પી. કેરશાસ્પ. |
| ૨૦ મી ,, | જેપાન અને જેપાનિજ. | શેઠ રતનજી ફરામજી શેઠના. |
| ૭ મી સપટેમ્બર | ફરવરદેગાનનાં દીવસો. | ,, શાપુરજી કાવશજી હોડીવાળા. |
| ૨૫ મી ,, | વિદ્યા વર્ધક | બાઇ દીનબાઇ સોરાબજી વડીઆળી. |
| ૭ મી અકટોબર. | હિંદુસ્તાનના મુખ્ય ધર્મો | શેઠ ભીખાજી દાદાભાઇ મુલ્લાં. |
| ૧૦ મી ,, | કળાવંત યાને આર્ય સંગીત કળા. | ,, ધનજીભાઇ નવરોજજી પટેલ. |
| ૮ થી નવેમ્બર. | Avesta, Pahalvi & Ancient Persian studies in honour of the late Dastur Peshotanji sanjana. | ... ... ... |
| ૪ થી ,, | જેપેનીઝ શીક્ષક, જેપેનીઝ ભાષામાં વાતચીત શીખવાનું ગુજરાતી પુસ્તક. | શેઠ દીનશાહ હોરમજજી વાણીઆ. |

## પારસીઓએ મેળવેલાં પેટંટો.—૧૯૦૫.

તા૦ ૨૩ મી જાનેવારી—શેઠ દોરાબજી મેહરવાનજી દાબુએ પોતાની બનાવેલી બલદની બે પૈડાંની ગાડી માટે પેટંટ મેલવવાની હિંદી સરકારને અરજ કીધી હતી.

[ જામે જમશેદ, તા૦ ૨૭ મી જાનેવારી ૧૯૦૫. ]

તા૦ ૩ જી માર્ચ—દખણ હૈદરાબાદવાલા શેઠ મેહરવાનજી પેસતનજી કોચબીલડરે કોલસાની ઇંટ, દડા, વગેરે બનાવવાની પોતાની શોધ માટે પેટંટ મેલવવાની હિંદી સરકારને અરજ કીધી હતી.

[ જામે જમશેદ, તા૦ ૮ મી માર્ચ ૧૯૦૫. ]

તા૦ ૨ જી અકટોબર—આગ્રા તથા આઉદના યુનાઇટેડ પ્રાંતોના જાહેર બાંધકામ ખાતાંના એક એકઝીક્યુટીવ ઇજનેર મી૦ સોરાબજી શાવકશાહે પોતે શોધી કહાડેલા એક નવી જાતના "લોકનટ" માટે પેટંટ મેલવવાની વડી સરકારને અરજ કીધી છે.

[ જામે જમશેદ, તા૦ ૪ થી અકટોબર ૧૯૦૫. ]

તા૦ ૨૩ મી ડીસેમ્બર—ધરમપોરની સ્ટેટ પોલીસના સુપ્રીનટેનડંટ મી૦ ખરશેદજી સોરાબજી જસાવાળાએ એક "તરતાં એપેરેટસ" માટે પેટંટ મેળવવાની વડી સરકારને અરજ કરી. એ એપેરેટસ નદીના રોહમાંથી પાણીનું બળ મેળવવા અને ખેતીનાં તથા બીજાં કોઇબી કામ માટે પાણી ગમે એટલી ઉંચાઉએ ચહડાવવા માટેનું છે.

[ જામે જમશેદ, તા૦ ૨૭ મી ડીજેમ્બર ૧૯૦૫. ]



# ઈ૦ સ૦ ૧૯૦૬.

આ વર્ષનાં "ટાઇમ્સ ઑફ ઇંડીઆ" નાં કેલેનડરમાં[1] સઘળી બીના નીચલા ફેરફાર તથા વધારા સિવાય આગલાં કેલેનડરની માફકજ છે:—

**જોઇંટ સ્ટૉક કુંપનીઓના ડાએરેકટરો:—**

અકબાર મેન્યુફેક્ચરીંગ એંડ પ્રેસ કુંપની—ક્ષાવકશાહ કાવસજી.

સેંટ્રલ ઇંડીઆ સ્પીનીંગ કુંપની, નાગપોર—નવરોજજી બાપુજી સકલાતવાલા.

ગોલ્ડ મોહર મીલસ—શાપુરજી બરજોરજી ભરૂચા, ફીરોઝ ખરશેદજી શેઠના, અને પીરોજશાહ મેહરવાનજી દલાલ.

હીતવર્ધક કૉટન મીલસ કુંપની, અમદાવાદ—એજંટો, સોરાબજી દીનશાહની કુંપની.

હૉપ મીલસ—રૂસતમજી સોરાબજી ભાવનગરી.

જમશેદ મેન્યુફેકચરીંગ કુંપની—અરદેશર બહમનજી દુબાશ અને સોરાબજી હોરમજજી બાટલીવાલા.

કરાંચી આઇસ કુંપની અને કયસરે હિન્દ ગોલ્ડ માઇનીંગ કુંપની—ડા૦ ધનજીશાહ હીરજીભાઇ પટેલ.

માણેક આઇસ ફેકટરી, અમદાવાદ—એકલા માલેક, હોરમજજી માણેકજી સીગનપોરીયા.

નાયગામ મીલસ કુંપની—શાપુરજી બરજોરજી ભરૂચા, રૂસતમજી મંચેરજી કુકા, કાવસજી નવરોજજી છોઇ. એજંટો, છોઈ, કુકાની કુંપની.

ફીનીક્ષ મીલસ કુંપની—જમશેદજી અરદેશર વાડીઆ, શાપુરજી બરજોરજી ભરૂચા.

સધરન મરાઠા સ્પીનીંગ એંડ વીવીંગ કુંપની—શાપુરજી બરજોરજી ભરૂચા.

સ્વદેશી મીલસ કુંપની—નવરોજજી બાપુજી સકલાતવાલા.

તાપતી મીલસ, સુરત—હોરમજજી અરદેશર વાડીઆ, કાવસજી નવરોજજી છોઇ, રૂસ્તમજી મંચેરજી કુકા.

વીકટોરીયા મીલસના માલેકોમાં—એચ. એમ. મેહતાની કું૦

**પારસી વેપારી પેહડીઓ:—**

બાહદુરજી એંડ કુંપની—એકલા માલેક, પી. એન. બાહદુરજી.

એનશો એંડ કુંપની—ફોટોગ્રાફીક સામગ્રીના વેપારી—માલેક, પી. જે. બામજી.

ઓમ્બે ફ્રુટ એજંસી અને પરવેઇંગ કુંપની—માલેક, તુફીના એંડ કુંપની.

જૉઇસની કુંપની, આર્મી કંટ્રાકટર અને જનરલ મરચંટ—નાહનાભાઇ અને રૂસતમજી નશરવાનજી જૉઇસ.

બી. એફ. દાવરની કુંપની, એનજીનીયર અને મશીનરી એજંટ.

ખરશેદજી એંડ કુંપની, રૂના વેપારી.

ડી. એચ. ગીમી, શાહી બનાવનારા.

ડી. સી. ઉમરીગરની કુંપની, વાઇન એંડ પ્રોવીઝન મરચંટ—ઉકરજી કાવસજી ઉમરીગર, સોરાબજી અને કાવસજી ઉકરજી ઉમરીગર.

ડી. આર. દાદી, મરચંટ અને કમીશન એજંટ.

દીનશાહ, કે ની કુંપની, વેપારી.

જાંહગીર કાવસજી કલબવાલા, ભાવનગર સ્ટેટના એજંટ.

માણેકજી કાવસજી એંડ સન, ગાડી બનાવનારા અને મંગાવનારા.

મીસ્ત્રી એંડ કુંપની, એસ. એમ.—કમીશન એજંટ.

પીરોજશાહ બી. પીટીટની કુંપની—વેપારી.

પોલસનની કુંપની—ચાહે અને કાફીના વેપારી, માલેક, પેસતનજી એદલજી દલાલ.

રૂસતમજી નશરવાનજી—જરીવાલાની મદરાસી તપકીર વેચનાર.

રૂસતમજી પી. ની કુંપની—કમીશન એજંટ, પેસતનજી રૂસતમજી દારૂવાલા—માલેક.

રતનજી બહમનજીની કુંપનીના ભાગ્યાઓમાં નશરવાનજી સોરાબજી ગજદરનું નામ વધારે છે.

ટી. આર. મેહતા, મરચંટ અને એજંટ. ટેમુલજી આર. મેહતા.

પી. એફ. તલાતી, મરચંટ અને કમીશન એજંટ.

થાનેવાલાની કુંપની, એનજીનીયર અને કંટ્રાકટર. માણેકજી ખરશેદજી થાનેવાલા.

---

તા૦ ૧ લી જાનેવારી.

આજ દીને ખ્રિસ્તી નવાં વર્ષની ખુશાળીમાં અપાયલા ખેતાબોમાં પુણાવાલા સરદાર શમસુલ ઓલમા ખાન બાહદુર દસ્તુર હોશંગજી જામાસપજી જામાસપઆશાનાને સી. આઈ. ઇ. (કમપાનીઅન ઑફ ધી ઇંડીઅન એમપાયર), તથા મુંબઇનાં નીમકખાતાંવાલા શેઠ અરદેશર એદલજી તાતાને "ખાન બાહદુર" તથા શેઠ માણેકજી

---

1 The Times of India Calendar and Directory for 1906.

નાનાભાઇ ડીસાનાને "ખાન સાહેબ" ના ખેતાબો મલ્યા હતા. તથા પંજાબમાં આવેલાં ધર્મશાળાવાલા શેઠ નાદરશાહ નવરોજજી ખજુરીનાને 'કયસરે હિંદ' નો રૂપાનો ચાંદ મલ્યો હતો.[1]

---

આજ દીને "પીરદોશ" નામનું નવું ગુજરાતી માસીક છોપાન્યું નીકલ્યું હતું.

---

તા૦ ૧૭ મી જાનેવારી.

દખણ હેદરાબાદમાં થીઓસોફીકલ સોસાઇટીને માટે એક સુંદર મકાન ત્યાં વાલા શેઠ પેસતનજી ડોશાભાઇ મુસે બંધાવી આપ્યું હતું, તે ખોલ્લું મેલવાની ક્રિઆ મીસીસ બીસાંતે આજ દીને એક મોટા મેળાવડાની હજુરમાં કીધી હતી.[2]

---

તા૦ ૧૭ મી જાનેવારી.

મરહુમ શેઠ કેખશરૂ નવરોજજી કાબ્રાજીનાં રચેલાં 'રૂસતમ સોરાબ'નાં કીસ્સાને લગતાં ગાયનોનો એક જલસો તેમનાં બેટીઓએ આજ દીને ટાઉન હૉલમાં નામદાર ગવરનર અને બીજા બડેખાંઓની હાજરીમાં કરી બતાવ્યો હતો. એમાં મરહુમ કાબ્રાજીનાં બેટીઓ મીસીસ દી. બા. દીનશાહ, મીસીસ હો. કુ. તવરીઆ, મીસ શીરીન અને મીસ પીરોજા, તથા ગ્રહસ્થોમાં મી૦ જાલ કે. ન. કાબ્રાજી, મેશર્સ માણેકશાહ ધનજીશાહ ડાકટર, મેરવાનજી મા. કારભારી, હો. એ. કુપર, ધ. મે. કાપડીઆ, પીરોજશાહ સો. માસ્ટર અને અરદેશર બમનજી ચોઠીઆએ ભાગ લીધો હતો. આ જલસાની આવક મીસીસ એડમસ વાઇલી હાસ્પીટલનાં ફંડમાં આપવામાં આવી હતી.[3]

---

તા૦ ૨૭ મી જાનેવારી.

રોજ ૧૬ માહ ૫ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

**મરણ**—શાપુરજી બરજોરજી સ્પેનસર—ઉમર વર્ષ ૪૨).[4] એવણ ૧૮૮૫ માં મુંબઇ યુનીવરસીટીની બી. એ., અને ૧૮૮૯ માં એલ એલ. બી. ની પરીક્ષા પસાર કરી વકીલનો ધંધો કરતા હતા. ૧૮૯૭ તથા ૯૮ માં સરકારે એવણને મુંબઇની પોલીસ કોરટના કામચલાઉ ચોથા પ્રેસીડંસી માજીસ્ત્રેટ નેમ્યા હતા. ૧૮૯૭ માં સુલેહના અમલદારનું માન આપ્યું હતું. એવણ એક અચ્છા ક્રીકેટર હતા. પારસી ટીમના કેપટન તરીકેનું માન તેઓએ અનેક વાર મેલવ્યું હતું. એક અચ્છા ફીલડસમેન હોવા ઉપરાંત સ્લો લેગ બ્રેક બૉલર તરીકે એવણ જાણીતા થયલા હતા. જાણીતી એલફીનસટન ક્રીકેટ કલબના એવણ વૉઇસ પ્રેસીડંટ હતા. એવણ કલકત્તામાં ફરવા ગયા હતા અને ત્યાંજ ગુજર્યા હતા.

---

તા૦ ૨૯ મી જાનેવારી.

બોમ્બે બ્રાંચ ઑફ ધી રાએલ એશીઆટીક શોસાયટીની આજ દીને મલેલી માસીક સભામાં શેઠ રૂસતમજી પેશતનજી કરકરીઆએ "અકબરના મરણ" વિષે એક નીબંધ વાંચ્યો હતો.[5]

---

તા૦ ૨ જી ફેબ્રરવારી.

અતરે મેદાનમાં સરકસ કરવા આવેલી મેડમ હારમસ્ટન લવવાલી સરકસ ટોળીએ ડાકટર માસીનાની હાસ્પીટલના લાભ માટે આજ રાત્રે એક ખેલ કીધો હતો. તેની આવક રૂ. ૩૧૫૧ થઇ હતી.[6]

---

તા૦ ૪ થી ફેબ્રરવારી.

રોજ ૨૪ માહ ૫ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

નવસારીની વડી દરેમેહરમાં મરહુમ સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટના પૈસાથી ખરીદ કીધેલી જગાપર નવેસરથી બરસંગો બનાવ્યો હતો તે ખોલ્લો મુકવાની ક્રિઆ આજ દીને વડા દસ્તુરજીની આગેવાની હેઠળ થઈ હતી.[7]

---

**મરણ**—ડાકટર માણેકજી સોરાબજી કરાકા—ઉમર વર્ષ ૪૦). શેઠ સોરાબજી ફરામજી કરાકાના બીજા બેટા. ૧૮૮૨ માં પોતાની ૧૬) વર્ષની વયે મેટ્રીક થઇ, મેડીકલ કૉલેજમાં જોડાયા, અને પાંચ વર્ષમાં એલ. એમ. એંડ એસ. ની પરીક્ષામાં ફતેહ મેળવી. થોડો વખત મુંબઇમાં ધંધો ચલાવી બોમ્બે પરશીઆ સ્ટીમ નેવીગેશન કું૦ ની સ્ટીમરોપર ડાકટર તરીકે જતા હતા. થોડાં વર્ષ થયાં એડન ખાતે શેઠ કાવસજી દીનશાહ એડનવાલાની પેઢીના વડા ડાકટર નેમાયા, અને ત્યાંજ ગુજર્યા. એડન

---

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧ લી જાનેવારી ૧૯૦૬.

૨ જામે જમશેદ, તા૦ ૧૨ મી જાનેવારી ૧૯૦૬.

૩ રાસ્ત ગોફતાર, તા૦ ૨૧ મી જાનેવારી ૧૯૦૬.

૪ એવણની એક ઑઇલ પેનટીંગની તસવીર એલફીનસ્ટન ક્રીકેટ કલબનાં મકાનમાં તા૦ ૧૧–૩–૦૭ ને દીને ખોલ્લી મુકવામાં આવી હતી.

૫ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨ જી ફેબરવારી ૧૯૦૬.

૬ મુંબઇ સમાચાર, તા૦ ૩ જી ફેબરવારી ૧૯૦૬.

૭ મુંબઇ સમાચાર, તા૦ ૬ ઠી ફેબરવારી ૧૯૦૬.

ખાતે દરેક કોમમાં પોતાના મીલનસાર સ્વભાવથી ઘણા માણીતા થઇ પડયા હતા.

---

તા૦ ૯ મી ફેબરવારી.

આજ રોજે મુંબઇની મ્યુનીસીપાલીટીએ શહેરની વસ્તીની ગણત્રી કરી હતી.[1] તેમ કરવા માટે એવું કારણ જણાવ્યું હતું કે છેલ્લી સરકાર તરફની ગણત્રી જે ૧૯૦૧ ના સાલમાં થઇ હતી તે વેળા શહેરમાં મરકી જોશમાં ચાલતી હતી તેમાંથી બચવા માટે શહેરમાંથી લોકો મોટી સંખ્યામાં બાહેરગામ ચાલી ગયાં હતાં માટે ખરી ગણત્રી થઇ શકી ન હતી. આ માટે સરકારની બાહાલી તા૦ ૪ થી અકટોબર ૧૯૦૫ ના ઠરાવ નં૦ ૫૫૧૩ થી મેલવી હતી, અને ગણત્રીનું કામ એકઝીકયુટીવ હેલ્થ ઑફીસર ડા૦ જે. એ. ટરનરની દેખરેખ હેઠળ થયું હતું. જુદા જુદા વિભાગોના ચાર્જ–સુપ્રીન્ટન્ડન્ટો નેમવામાં આવ્યા હતા. પારસીઓમાં મેશરસ જે. ફરામજી, સોરાબ ના. રાણીના. સી. દી. દાવર, નશરવાનજી માણેકજી જે. મોદી તથા એન. એચ. મામાને નેમવામાં આવ્યા હતા. મરીનલાઇન્સ તથા ચોપાટીની પ્લેગ કેંપોની ગણત્રી લેવાનું કામ પારસીઓમાં શમસુલ ઓલમા જીવણજી જમશેદજી મોદીને તથા આરથર રોડ તથા મરાઠા પ્લેગ હાસ્પીટલોનું કામ ડા૦ નશરવાનજી હોરમજજી ચોકસીને સોંપવામાં આવ્યું હતું.

---

તા૦ ૧૫ મી ફેબરવારી.

પુણાવાલા સરદાર નવરોજજી પદમજીને મુંબઇના નામદાર ગવરનરની લેજીસલેટીવ કાઉનસીલના એક મેમ્બર તરીકે નેમ્યા હતા.[2]

---

શહેરની કુલે વસ્તી કોમવાર :—

| | મરદ. | ઓરત. | કુલે. |
|---|---|---|---|
| હિંદુ તથા જૈન. | ૪,૪૫,૮૦૫ | ૨,૬૦,૩૪૯ | ૭,૦૬,૧૫૪ |
| મુસલમાન ... | ૧,૦૬,૧૯૮ | ૬૨,૪૭૯ | ૧,૬૮,૬૭૭ |
| ખ્રીસ્તીઓ ... | ૩૨.૪૧૯ | ૧૬,૦૮૩ | ૪૮,૫૦૮ |
| **પારસીઓ ...** | **૨,૫૪૭૧** | **૨૩,૩૫૩** | **૪૮,૮૨૪** |
| યાહુદીઓ ... | ૨,૮૭૪ | ૨,૪૯૩ | ૫,૩૬૭ |
| બીજા ... ... | ૧૯૮ | ૯૪ | ૨૯૨ |
| કુલે ... | ૬,૧૨,૯૬૫ | ૩,૬૪,૮૧૧ | ૯,૭૭,૮૨૨ |

(૪૬ જણની જાતી નોંધવામાં આવી નહતી.)

મુંબઇ શહેરની પારસી વસ્તી :—

| સાલ. | મરદ. | ઓરત. | કુલે. |
|---|---|---|---|
| ૧૮૭૨ ... | ૨૩,૧૧૧ | ૨૦,૯૮૦ | ૪૪,૦૯૧ |
| ૧૮૮૧ ... | ૨૫,૩૧૫ | ૨૩,૨૮૨ | ૪૮,૫૯૭ |
| ૧૮૯૧ ... | ૨૪,૭૦૫ | ૨૨,૭૫૩ | ૪૭,૪૫૮ |
| ૧૯૦૧ ... | ૨૪,૨૭૭ | ૨૧,૯૫૪ | ૪૬,૨૩૧ |
| ૧૯૦૬ ... | ૨૫,૪૭૧ | ૨૩,૩૫૩ | ૪૮,૮૨૪ |

હિંદુઓમાં ૧,૮૩,૨૧૦, મુસલમાનોમાં ૧૨,૯૩૦, ખ્રીસ્તીઓમાં ૩,૩૨૨ ત્યારે પારસીઓમાં ૨,૫૯૩ નો વધારો જણાયો હતો, અને શહેરની કુલે વસ્તીમાં પારસીઓની વસ્તી ૫ ટકા માલમ પડી હતી.

આ મ્યુનીસીપલ ગણત્રી મુજબ સર્વથી ગીચ વસ્તી અનુક્રમે કુંભારવાડા, બીજા નાગપાડા, ખારા તળાવ, ચકલા, કામાટીપુરા, ઉમરખાડી તથા ભુલેશ્વરના લત્તા ઉપર માલમ પડી હતી.

શહેર મધે કુલે ૩૩,૨૬૭ ઇમારતો વસાયલી અને ૧૦,૫૫૩ ખાલી એટલે કુલે ૪૩,૮૦૦ ઇમારતો ગણાઇ જે ૧૯૦૧ ની ગણત્રી કરતાં ૪૯૫૭ નો કુલે વધારો બતાવે છે.

---

૧ ૧૯૦૧ ના સાલની સરકારી ગણત્રી તથા આ નવી ગણત્રી પ્રમાણે મુંબઇ શહેરની વસ્તી નીચે મુજબ હતી :—

| | મરદ. | ઓરત. | કુલ્લે. |
|---|---|---|---|
| ૧૯૦૧ ... | ૪૭૯૭૮૬ | ૨૯૬૨૨૦ | ૭૭૬૦૦૬ |
| ૧૯૦૬ ... | ૬૧૨૯૬૫ | ૩૬૪૮૧૧ | ૯૭૭૮૨૨ |

એ મુજબ પાંચ વર્ષ પાછળની ગણત્રી આશરે પોણા દશ લાખની ઉતરી હતી એટલે આગળ કરતાં બે લાખનો વધારો જણાયો હતો.

મુંબઇ શહેરની વસ્તી.

| ઈ૦ સ૦ | | | કુલે. |
|---|---|---|---|
| ૧૬૬૭ | ... | ... | ૧૦,૦૦૦ |
| ૧૭૧૬ | ... | ... | ૧૬,૦૦૦ |
| ૧૮૧૪ | ... | ... | ૨,૨૧,૫૫૦ |
| ૧૮૩૩-૪ | ... | ... | ૨,૩૪,૦૩૨ |
| ૧૮૬૪ | ... | ... | ૮,૧૬,૫૬૨ |
| ૧૮૭૨ | ... | ... | ૬,૪૪,૪૦૫ |
| ૧૮૮૧ | ... | ... | ૭,૭૩,૧૯૬ |
| ૧૮૯૧ | ... | ... | ૮,૨૧,૭૬૪ |
| ૧૯૦૧ | ... | ... | ૭,૭૬,૦૦૬ |
| ૧૯૦૬ | ... | ... | ૯,૭૭,૮૨૨ |

૧૮૬૪ ની વસ્તી જે વેળા લેવાઇ તે વેળા અમેરીકાની લડાઇ વેળા શેરમેન્યાની ઘેલછાને જોરે દેશાવરથી પુષ્કલ લોક મુંબઇમાં ઉતરી પડયું હતું, જેમાં ત્યાર બાદ તુરત દોઢ લાખ ઉપરનો ઘટાડો થયો હતો.

૧૯૦૬ માં શહેરની કુલે વસ્તીમાં એક હજાર મરદે ૫૯૫ ઓરતો હતી, જ્યારે ૧૯૦૧ માં ૬૧૭ હતી.

જુદા જુદા લત્તાઓપરની પારસી વસ્તી :—

| | | | |
|---|---|---|---|
| ઉતર (કોટ) | ... | ... | ૧૦,૭૯૦ |
| ધોબીતળાવ | ... | ... | ૮,૬૪૧ |
| ખેતવાડી | ... | ... | ૬,૪૦૪ |
| મહાલક્ષ્મી | ... | ... | ૩,૩૨૨ |
| તારદેવ | ... | ... | ૨,૮૩૫ |
| મારકીટ | ... | ... | ૨,૧૫૯ |

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૨ મી ફેબરવારી ૧૯૦૬.

તા૦ ૧૮ મી ફેબરવારી.

નવસારીનાં પેહલા દસ્તુર મેહરજીરાણાં કેતાબખાનાંને માટે રૂ. ૨૦૦૦૦) ની કીમતનું એક કુશાદે મકાન એ૦ જમશેદજી કાવશજી મેહરજીરાણાંએ પોતાનાં માસીજી મરહુમ બાઇ માણેકબાઇ માણેકજી જમશેદજી દસ્તુર મેહરજીરાણાની પુંજીમાંથી બંધાવી આપ્યું, તેને ખોલ્લું મેલવાની ક્રિઆ આજ દીને ત્યાંનાં સુબા સાહેબે કીધી હતી. પ્રથમમાં એ૦ જમશેદજીએ એ મકાનની વીગત કહી સંભળાવ્યા બાદ શેઠ દીનશાહ ફરદુનજી મુલ્લાંએ કેતાબખાનાના ત્રસ્ટીઓ તરફનો એક પત્ર વાંચી સંભળાવી તે ખોલ્લું મુકવાની સુબા સાહેબને અરજ કીધી હતી, જે સુબા સાહેબે કૃપાની આવી વતી ખોલ્લું મુકયા બાદ શેઠ રતનજી ફરામજી દારૂએ કેતાબખાનાં તરફનું તથા દસ્તુર દારાબજી માહીઆરજીએ મેહરજીરાણાં ખાનદાન તરફનું માનપત્ર શેઠ જમશેદજીને વાંચી સંભળાવ્યાં, જે પછી મી૦ પીરોજશાહ મનચેરજી ચહલા તથા મી૦ જાંહગીરજી મનચેરશાહ બીલીમોરીઆને મકાન બાંધવામાં લીધેલી તસદીને માટે સુબા સાહેબને હાથે શેઆલો હોરાડવામાં આવી હતી.[1]

તા૦ ૨૦ મી ફેબરવારી.

મુંબાઇની યુનીવરસીટીની ૪૫ વર્ષની "કાનવોકેશન" સર કાવશજી જાંહગીર યુનીવરસીટી હોલમાં ભરાઇ. પ્રમુખસ્થાને નામદાર ચાનસેલર લારડ લેમીંગટન બીરાજ્યા હતા. આ વેળાએ જે વિદ્યાર્થીઓને પદવીની સનદો આપવામાં આવી તેમાં નીચલા પારસીઓ હતા:—[2]

**એમ. એ. ની પદવી—**મેહરાંમજી કાવશજી વૅચમેકર; હોરમજજી દીનશાહજી ધરડા; મેહરામજી રૂસ્તમજી ભાથા, જમશેદજી માણેકજી બીલીમોરીઆ, પીરોજશાહ બેહમનજી ચોકસી.

**એલ. એલ. બી. ની પદવી—**જમશેદજી કામાજી કામા, નાદરશાહ બાપુજી ચીનાઇ; રૂસ્તમ ખરશેદજી ડીવેટરી, નોશરવાંન પીરોજશાહ એનજીનીઅર, પીરોજશાહ નવરોજજી પટાલીઆ, જમશેદજી બેહમનશાહ કાપડીઆ, જાંહગીર સોરાબજી એરગાંમવાલા, અરદેસર બરજોરજી લીંબુવાલા, ફરામરોજ મેહરવાંનજી મેહતા, રૂસતમજી મેહરાંમજી મેહતા, વીકાજી મેહરજીભાઇ પટેલ, અરદેશર ફરાંમજી સુનાંવાલા, પીરોજશાહ બેજનજી વાછા, હોરમજજી નવરોજજી વકીલ.

**એલ. એમ. એંડ એસ. ની પદવી—**માણેકશાહ ધનજીશાહ અંકલેસરીઆ, મીનોચેહર તેહમુરસ અંકલેસરીઆ, કાવશજી મેહરાંમજી ભરડા, કેખશરૂ અર-

---

[1] સાંજ વર્તમાન. તા૦ ૧૯ મી ફેબરવારી ૧૯૦૬.

એ મકાન પર નીચે મુજબ તખતી છે:

પહેલા દસ્તુર મહેરજીરાણા લાઇબ્રેરી. માણેકબાઇ માણેકજી જમશેદજી દસ્તુર મહેરજીરાણા બીલ્ડીંગસ. પહેલા દસતુર મહેરજીરાણા લાઇબ્રેરીનું અસલ મકાન જે શેઠ બરજોરજી બમનજી પટેલે ઇ૦ સ૦ ૧૮૭૪ માં દસ્તુરવાડમાં બંધાવી આપ્યું હતું તે નાનું પડવાથી આ નવું મકાન મરહુમ બાઇ માણેકબાઇ સોરાબજી ખરશેદજી દસતુર મહેરજીરાણા તે મરહુમ શેઠ માણેકજી જમશેદજી દસતુર મહેરજીરાણાની વીધવાની માનવંત યાદગારીમાં તેવણના ભાણેજ શેઠ જમશેદજી કાવશજી દસતુર મહેરજીરાણાએ બંધાવી આ લાઇબ્રેરીના ત્રસ્તીઓને સ્વાધીન કીધું છે. નવસારી, રોજ ૫ મો માહ ૫ મો સને ૧૨૭૫ યઝદેજરદી મંગળવાર, તા૦ ૧૬ મી જાનેવારી ૧૯૦૬ ઇસ્વી."

[2] આ વેળાએ અપાયલા યુનીવરસીટી મેડલોમાં લેડી રેએ સીલવર મેડલ એંડ પ્રાઇઝ તથા બાઇ હીરાંબાઇ પેશતનજી હોરમજજી કામા ગોલ્ડ મેડલ જરબાનુ ફરાંમરોજ કરાંનીને; જે. સી. ઝીસબો ગોલ્ડ મેડલ અને લેરડ સેંડહર્ટ ગોલ્ડ મેડલ મનચેરશાહ ધનજીભાઇ ગીલ્ડરને. પ્રાઇઝોમાં હોમજી ખરશેદજી દાદી પ્રાઇઝ અરદેશર શેરાબજી એન. વાડીઆને, હયુલીંગસ પ્રાઇઝ ગુસ્તાસ્પ મનચેરજી પ્રીંટરને અરધે ભાગે, ચારલસ મોરહેડ પ્રાઇઝ મનચેરશાહ ધનજીભાઇ ગીલડરને. સ્કાલરશીપોમાં મેડીકલ વીમેન ફોર ઇંડીઆ ફંડની સ્કાલરશીપ જરબાનુ ફરાંમરોજ કરાંનીને, લેડી રેએ મેડીકલ સ્કાલરશીપ અને પેશતનજી હોરમજજી કામા સ્કાલરશીપ ધનબાઇ નાનાભાઇ ખરેઘાતને, જમશેદજી નશરવાંનજી પીટીટ જંદ સ્કાલરશીપ પીરોજશાહ બેહમનજી ચોકસીને, મનચેરજી નવરોજજી બનાજી સ્કાલરશીપ જાંહગીર શોરાબજી એરગામવાલાને, ડોશાભાઈ ફરાંમજી કામા સ્કાલરશીપ અરદેશર રતનજી વાડીઆને, બાઈ આઈમાએ ખરશેદજી રૂસતમજી કામા સ્કાલરશીપ માણેકશાહ નવરોજજી દસ્તુર જામાસ્પ આશાનાને, પીરોજશાહ મેહરવાંનજી જીજીભાઇ અવસ્તા એંડ પહેલવી સ્કાલરશીપ કપલાનેજ, ફરાંમજી શોરાબજી ભાવનગરી સ્કાલરશીપ જીવણજી ખરશેદજી તારાપોરવાલાને, સર દીનશાહ માણેકજી પીટીટ (પહેલા) બારોનેટ સ્કાલરશીપ કાવશશાહ રતનશાહ એદીબાંમને, અને નશરવાંનજી જાંહગીરજી વાડીઆ સ્કાલરશીપ એરચ પેશતનજી ધડીઆલીને.

**મેટ્રીકયુલેશનની** પરીક્ષામાં ૨૪૧ પારસીઓ પસાર થયા હતા, તેમાં નીચલાં પારસી બાનુઓ પણ હતાં:—

બાઇઓ નવાજબાઈ નશરવાંનજી બરડી, પોરોચીસ્તી ફીરોજશાહ દલાલ, બાનુ એરજશાહ ડાકટર, શીરીન બેહમનજી કાબરાજી, બચુબાઇ અરદેશર કામા, હીરાંબાઇ પેશતનજી કાપડીઆ, બાઇ માય દાદાભાઇ કટેલી, જરબાઇ પેશતનજી ખંભાતા, ધનબાઈ નાહનાભાઇ ખરેઘાત, શીરીન જીજીભાઇ ખરેઘાત, હીરાંબાઇ આદરજી મસાની, માણેકબાઈ મહેરવાંનજી મેહતા, મેહરબાનુ તેમુલજી મીસ્ત્રી, નરગીસ અરદેસર નવરોજજી, પેરીન અરદેસર નવરોજજી, પીરોજા બરજોરજી પારખ, રતનબાઇ પેશતનજી પાવરી, તેહમીના હોરમજજી પોસ્તવાલા, શીરીન રતનજી શીંગારા, આલાંમાય ખરશેદજી સરાફ, ગુલે-

દેશર કંત્રાકટર, કેખશરૂ ફીરોજ દસ્તુર, ડોશાભાઇ કુવરજી ડુમસીઆ, કેખશરૂ સોરાબજી જાલનેવાલા, નશરવાંનજી ફ્રાંમજી ઉધનેવાલા. (જુનમાં) મનચેરશાહ ધનજીભાઇ ડી. ગીલડર; નશરવાંનજી હોરમજજી બાંબોટ, નવરોજજી ડોશાભાઇ ભરૂચા, રૂસ્તમ નશરવાંનજી ભરૂચા, શેરાબ હોરમજજી બાહાસ, અરદેશર કાયાજી કંત્રાકટર, બચુબાઇ મનચેરજી દસ્તુર, મનચેરશાહ જમશેદજી દુબાશ, ધનજીભાઇ બી. એનજીનીઅર, ગોદરેજ ખરશેદજી ઇરાંની, કેખશરૂ શેરાબ જાલનેવાલા, જરબાનું ફરાંમરોજ કરાંની, હોરમજજી એદલજી માછી, માણેકશાહ હોરમજજી માસ્ટર, મનચેરશાહ અરદેશર પીઠાંવાલા, મેહરવાંનજી દીનશાહ પ્રીનટર, શેહરાબ શાપુરજી વજીફદાર. મેહરજીભાઇ મનચેરજી વરકીંગ બાક્ષવાલા, શાવકશાહ પેશતનજી વરકીંગ બાક્ષવાલા.

**એલ. સી. ઇ. ની પદવી**—નવરોજજી માણેકજી ગોબાઈ, નાનાભાઇ રૂસતમજી શેઠના, એદલજી હોરમજજી પારડીવાલા, રૂસતમજી મેહરવાંનજી એનજીનીઅર, મનચેરજી કાવશજી વોચ મેકર, હોરમજજી પીરોજશાહ કરાંની, નાનાભાઇ ધનજીશાહ પટેલ.

**બી. એસ. સી. ની પદવી**—દારાશાહ નોશરવાંન વાડીઆ; કેકોબાદ એજનજી કાંગા.

**બી. એ. ની પદવી**—હોરમજજી સોરાબજી કપટાંન; બેહરાંમજી દીનશાહ અસલી, જાંહગીર શેરાબશાહ કમીસરીએટવાલા, માણેકશાહ નવરોજજી દસ્તુર જામાસ્પ આશાના, પીરોજશાહ ગુસતાદજી ડીવેંટરી, શેહરીઆરજી નશરવાંનજી ડુંગાજી, ફરાંમરોજ જમશેદજી જીનવાલા, કેખશરૂ પીરોજશાહ મોદી, એદલજી કાવશજી પાલીઆ, પેશતનજી લીમજી પારખ, શાપુર એન. જે. રતનાગર, કેખશરૂ માણેકજી સરવેયર, અરદેશર એચ. એ. વાડીઆ; પીરોજશાહ બેહરાંમજી બતીવાલા, રૂસ્તમ દીનશાહ બાટલીવાલા, દારાશાહ કુવરજી ભરૂચા, ફીરોઝ મેહરવાંનજી દાદાચાંનજી, આઇમાએ મેહરવાનજી દલાલ, 'શાપુરશાહ શેરાબશાહ દલાલ, જમશેદજી નવરોજજી દસ્તુર જામાસ્પ આશાના, દીનશાહ માણેકજી કાંગા, ગુલબાનુ નવરોજજી કાતરક, તેહમીના રતનજી કોલાપુરવાલા, નરીમાંન ફરાંમજી મામા, શેરાબજી માણેકજી નાણાંવટી, જાંહગીર બેહમનજી પંથકી, અરદેશર નશરવાંનજી પેશતન જામાસ્પના, ફરાંમરોજ બરજોરજી સ્પેનસર, નાનાભાઇ રૂસતમજી થાણેવાલા, કુવરજી હોરમસજી ઉમરીગર, કેખશરૂ હીરજી વાડીઆ, દારાબ ખરશેદજી પેતીગરા.

સ્તાંન દીનશાહ શરાફ, રોદાબે ખરશેદજી સરવેયર, કુવરબાઇ દીનશાહ વકીલ, ધનબાઇ હોરમજશાહ કામા, ગોસસ્પ અરદેશર નવરોજજી, ગુલબાઇ ફરાંમજી ખંબાતા, ખરશેદબાઇ બરજોરજી લીચમોર, તેહમીના કાવસજી મરચંટ, જરબાઇ ફરદુનજી તારાપોરવાલા.

**ફરસ્ટ એકઝામીનેશન ઇન એગ્રીકલચર**—જાંહબખશ જમશેદજી પટેલ, નોશરવાંન પીરોજશાહ કામાકાકા.

આ વર્ષ યુનીવરસીટીની પરીક્ષાઓમાં નીચલા પારસી ગ્રહસ્થોને ઇનામ મળ્યા હતા:—(એમ. એ.) માં શ-એ. જીવનજી જમશેદજી મોદી અને પેસતનજી કુવરજી મોતીવાલા, અવસ્તા પહેલવીના; શાપુરશાહ હોરમજજી હોડીવાલા, તવારીખના; કાવસજી દાદાભાઇ નાએગાંમવાલા, ફીઝીકસના; અને મનચેરજી કાવસજી કાંગા, કેમીસ્ત્રીના. (બી. એ., બી. એસ સી., અને એલ. સી. ઇ) માં કાવસજી દાદાભાઇ નાએગાંમવાલા, ફીઝીકસ; કાવસજી જમશેદજી સંજાના, ગણીત. (બી. એ., બી. એસસી.) માં ભીખાજી એદલજી ઘાસવાલા, કેમીસ્ત્રી; યજદેજરદ દાદાભાઇ થાંનેવાલા, બોટેની; મંચેરજી કાવસજી કાંગા અને નશરવાંનજી ફકીરજી સરવેઅર, ઝુઓલોજી; (બી. એસસી. અને એલ. સી. ઇ.) માં ડા૦ નાહનાભાઇ અરદેશર મુસ, જીઓલોજી. (બી. એ.) માં જાંહગીર એદલજી દાવર, ફ્રેંચ; દસ્તુર દારાબ પેશોતનજી સંજાના અને શેહરીઅરજી દાદાભાઇ ભરૂચા, અવસ્તા પહેલવી; પેસતનજી જીમાસપજી પાદશાહ, હીસતરી અને ઇકોનોમીકસ. (પ્રીવીઅસ, ઇનટર, આર્ટસ, સાયન્સ) માં; જાંહગીર એદલજી દાવર, ફ્રેંચ; દસ્તુર દારાબ પેશોતનજી સંજાના અને શેહરીઆરજી દાદાભાઇ ભરૂચા, અવસ્તા પહેલવી; જમશેદજી મેહરવાંનજી આંતીઆ, ફારસી; કાવસજી જમશેદજી સંજાના, ગણીત; પેસતનજી જામાસપજી પાદશાહ, તવારીખ; કાવસજી દાદાભાઇ નાયગાંમવાલા, ફીઝીકસ; ભીખાજી એદલજી ઘાસવાલા, કેમીસ્ત્રી; મંચેરજી કાવસજી કાંગા, ડા૦ નશરવાંનજી ફકીરજી સરવેઅર અને યજદેજરદ દાદાભાઇ થાંનેવાલા, બાયાલોજી; યજદેજરદ દાદાભાઇ થાનેવાલા, બોતેની; ડા૦ નાહનાભાઇ અરદેશર મુસ, જીઓલોજી. (એલ. એમ. એંડ એસ.) માં ડા૦ નશરવાંનજી ફકીરજી સરવેઅર, મેડીસીન: ડા૦ બેહરાંમજી હોરમજજી નાણાંવટી, મીડવીફરી; ડા૦ શેરાબ ખરશેદજી નરીમાંન, મેડીકલ ઝુરીસપ્રુડંસ અને હાઇજીન. (ફરસ્ટ એલ. એમ. માં ડા૦ ભીખાજી એદલજી ઘાસવાલા, કેમીસ્ત્રી; યજદેજરદ દાદાભાઇ થાનેવાલા, બોતની; ડા૦ નાહનાભાઇ નવરોજજી કાતરક, મેતીરીઆ મેડીકા. (સેકંડ એલ. એમ.) માં ડા૦ શાપુરજી ડોસાભાઇ ભરૂચા, એનેટમી. (સેકંડ એલ. એલ. બી.) માં નાહનાભાઈ નશરવાંનજી શાહેર અને હોરમજદયાર કુવરજી કોહ્યાજી. (મેટ્રીક) માં ખરશેદજી માણેકજી ખરશેદજી, ઇંગ્રેજી; રૂસતમજી બરજોરજી પારખ, ફ્રેંચ; રૂસતમ મેહરબાંન આગા, ફારસી અને આરબી; જમશેદજી એદલજી દારૂવાલા અને દીનશાહ દોરાબજી કાપડીઆ, ગણીત; જાંહગીર કુવરજી કોહ્યાજી અને પેસતનજી અરદેસર વાડીઆ, તવારીખ અને ભુગોળ; નાહનાઇ અરદેસર મુસ, એલીમેંટરી સાયંનસ.

તા૦ ૨૨ મી ફેબ્રુવારી.

રોજ ૧૨ માહ ૬ (શે૦) ૧૨૭૫ યઝદેજરદી.

**મરણ**—સોરાબજી જાંહગીરજી ચીનાઇ[1]—ઉમર વર્ષ ૯૪). એવણ ૨૧) વર્ષ સુધી પુનાના કોટવાલ હતા. ૧૮૬૦ માં 'ડેકન હેરલ્ડ' નામનું ઇંગ્રેજી વર્તમાન પત્ર, ૧૮૭૬ માં પુના હૉટલ અને ૧૮૭૬ માં રગબી હૉટલ (માથેરાન) માં સ્થાપ્યું હતું, અને પોતાના દીકરાઓના સાથે એ બધાં ખાતાં ધીકાવ્યાં હતાં. છેલ્લાં દશ વર્ષ ધંધામાંથી ફારેગ થઇ, ચાર પેહડીનાં બચ્ચાંઓની વચ્ચે પુનામાંજ શાંતીથી ગુજાર્યાં હતાં. એમને પારસીપણું ઘણું વાહલું હતું. અને કેહતા કે, જ્યાં સુધી પારસીઓ પારસી તરીકે ઓળખાશે અને પોતાના પાક મહજબનાં ફરમાનો પાળશે ત્યાં સુધી જરૂર સુખી થશે, અને સરકાર દરબાર તરફથી માન પામશે.

---

તા૦ ૨૫ મી ફેબ્રુવારી.

નારગોલમાં અગીયારી ફલીઆમાં શેઠ ફરામજી જીવણજી પંથકીએ બુક્ષ્ત આપેલી જમીન ઉપર શેઠ શોરાબજી માણેકજી ગાયેનાએ એક કુવો બંધાવી આપ્યો હતો.[2]

---

તા૦ ૩ જી મારચ.

**મરણ**—નશરવાંનજી મેહરવાંનજી કરાંની. ઉમર વર્ષ ૫૫). એવણ બરમાહનાં માંડલે શેહરમાં બરમીસ રાજાનાં વખતથી જઇ વસ્યા હતા. એવણ બરમાહ જવા અગાઉ ભાઠાં ગામની નીશાળમાં શીક્ષક હતા. ત્યાર પછી આશરે ૩૦) વર્ષની વાતપર કોઇ મુસલમાન બેરખાહની મદદથી માંડલે ગયા. હીસાબ કેતાબમાં બાહોશ હોવાથી બરમીસ રાજાનાં જાણીતા વજીર શેઠ મુલ્લાં ઇસમાઇલે એવણને તેઝરીના વડા નેમ્યા, જે ઓફીસ ઘણી કુશળતા અને પ્રમાણીકપણે ચલાવ્યો. તે રાજા મીનડોમીનનાં મરણ બાદ ૧૮૭૩ માં થીબો રાજાના રાજ્યાભીષેક માટે જોઇતી લખો રૂપીયાની સામગ્રી ખરીદવા એવણને મુંબઇ અને કલકતા મોકલ્યા હતા. થીબો રાજાના ૧૮૮૫ માં પદભ્રષ્ટ થવા પછી ત્યાંજ રહી યાકુત, કેરબા વગેરેના વેપાર કરતા હતા. પછી રેલવેનાં કંટ્રાકટ લીધાં, પણ નસીબે યારી નહીં આપી. કોઇબી જરથોસ્તી માંડલે જતો તો તેની પરોણાગત કરતા.

---

તા૦ ૫ મી મારચ.

રોજ ૨૩ માહ ૬ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

**મરણ**—મનચેરજી બરજોરજી દેસાઇ[3]—ઉમર વર્ષ ૬૨). નવસારીના એક આગેવાન શેહરી. એવણ નાનપણથીજ સરકારી કામમાં પડ્યા હતા. પેહલાં નવસારી મહાલ કામદાર નેમાયા, બાદ નવસારી તાલુકાની માપણી થઇ તેની દેખરેખપર નેમાયા. પછી એવણને સોનગઢના વહીવટદારની જગા આપવાની માંગણી થઇ, તે ના પાડવાથી વયારા રેંજના જંગલ દરોગા નેમાયા. સરકારી નોકરીમાંથી ફારેગ થતાં, વડોદરાના શ્રીમંત શાહુકાર રા૦ ગોપાલરાવ મઇરાલના કારભારી હતા. પછી નવસારી આવી સારવજનીક કામોમાં પડ્યા. નવસારી મ્યુનીસીપાલીટીની સ્થાપનાથી તેના એક આગેવાન મેમ્બર હતા, અને સારવજનીક કામો માટે નેમાતી દરેક કમીટીમાં આગેવાની લેતા. નવસારીના માજી સુબા દી. બા. લક્ષમન જગનાથની યાદગારીનાં કમીટીના આનરરી સેક્રેટરી તરીકે "લક્ષમન હૉલ" બંધાવવામાં અને તેમાં બેઠક લાઇટ વગેરેની શામગ્રી માટે બહુ મેહનત લીધી હતી. વડોદરાની શ્રીમંત સરકારે ફોજદારી અને દીવાની કોરટમાં શાક્ષી આપવા આવવાથી મુકત કરી એમને માન આપ્યું હતું. નવસારીના મોટા દેશાઇજીનાં પુરાણા ખાનદાનને ગાયકવાડ સરકાર સાથે ઇ૦ સ૦ ૧૮૯૩ માં તેમના વતન તથા હકો બાબે વાંધો ઉઠવાથી એ ખાનદાનના પ્રતીનીધી લેખે મરહુમ ઇંગ્રેજ સરકારની એ ખાનદાનને મલેલી બાંહેધરીથી વડોદરા રેસીડંસીમાં પણ મોટો વસીલો ધરાવતા થયા હતા. ૧૨) વર્ષની ખંતીલી લડત પછી દેસાઇ કુટુંબનાં લાભમાં ચુકાદો મલ્યો હતો. પણ તેનો અમલ જોવા એવણ જીવ્યા નહીં. એવણ ફારસી, ઇંગ્રેજી અને મરાઠી ભાષા ઘણી સારી જાણતા હતા.

---

અત્રેની ગ્રાંટ મેડીકલ કૉલેજમાં શીખતા ચંચલ વિદ્યાર્થીઓને ઇનામો તથા સ્કાલરશીપો આપવાની વાર્ષીક સભા ગવરનર લૉર્ડ લેમીંગટનના પ્રમુખપણા હેઠલ મલી હતી, તેમાં નીચલાઓને ચાંદો વીગેરે મલ્યાં હતાં:—

---

૧ શેઠો દાદાભાઇ, જીવાજી, અરદેશીર, બેજનજી તથા ફરામરોઝ સોરાબજી ચીનાઇના બાવા.

૨ આ કુવા ઉપર નીચલા લેખ સાથની તખતી મારવામાં આવી છે:—"આ કુવો મુંબઇના રહેવાસી શેઠ સોરાબજી માણેકજી ગાયેનાએ પોતાનાં મરહુમ માતાજી રતનબાઇના પુનને સારૂ બંધાવી નારગોળના કુલે જરથોશ્તીઓના વપરાસને સારૂ ખુલ્લો મુકયો છે."

૩ શેઠો સોરાબજી (સો. મ. દેસાઇ), બહેરામજી, અરદેશર તથા જમશેદજીના બાવા.

મંચેરશાહ ધનજીભાઈ ગીલડરને રૂ. ૨૫૦) નું સર જ. જી. મેડીકલ પ્રાઇઝ, ખ. ફ. ખોરી અને દીનબાઇ દીનશાહ વાછા સ્કાલરશીપ, અને વેલીંગટન ગ્રે સરજરી મેડલ; અરદેશર કોયાજી કંટ્રાકટરને સર જ. જી. ગોલ્ડ મેડલ; હીરજી દોરાબજી ગીમીને રૂ. ૧૫) ની કરનાક સ્કાલરશીપ; રૂસતમજી બહમનજી બીલીમોરીઆને રૂ. ૨૫) ની એનડરસન, રૂ. ૨૫) ની ફેરીશ તથા રૂ. ૧૫) ની રીડ સ્કાલરશીપ, રૂ. ૫૦) નું ખ. ફ. ખોરી પ્રાઇઝ; પીરોજ બી. ભરૂચાને રૂ. ૧૫) ની ફેરીશ સ્કાલરશીપ; દીનશાહ દારાશા બારીઆને રૂ. ૫૦) નું કાવશજી જાંહગીર પ્રાઇઝ; એ. કે. દલાલને રૂ. ૨૦) ની ફેરીશ સ્કાલરશીપ તથા રૂ. ૫૦) નું મેકડુગલ પ્રાઇઝ તથા વેલીંગટન ગ્રેનો એનાટોમી પ્રાઇઝ મેડલ; એરચ પેસતનજી ઘડીઆલીને રૂ. ૧૫) ની કરનાક સ્કાલરશીપ; કે. એસ. શેઠનાને રૂ. ૧૫) ની એનડરસન સ્કાલરશીપ; બાઇ શીરીન અરદેસર લાલાને આવાંબાઇ બેહરાંમજી પટેલ રૂ. ૩૪) નું પ્રાઇઝ.[1]

---

આજ દીને બાઇ જરબાઇ નવરોજજી નશરવાનજી વાડીઆએ[2] મરકીમાં સપડાયલાં પારસી દર્દીઓની સારવાર કરવા માટે ચોપાટી ખાતે બાબુલનાથ રોડ ઉપર પારસી ફીવર હાસ્પીટલ માટે મકાન રૂ. ૩૧,૦૦૦ ખર્ચી બધાવી આપ્યું હતું.

---

મરકી વીગેરે માટે ઉભી કીધેલી પારસી ફીવર હોસ્પીટલના ફંડ નં૦ ૩૩ ખાતેથી થયો છે:—સને ૧૯૦૫–૦૬ રૂ. ૧૧,૭૫૦), ૧૯૦૬–૦૭ રૂ. ૧૫,૮૦૦), ૧૯૦૭–૦૮ રૂ. ૬,૧૦૦), ૧૯૦૮–૦૯ રૂ. ૫,૮૦૦), ૧૯૦૯–૧૦ રૂ. ૭,૪૦૦), ૧૯૧૦–૧૧, રૂ. ૫,૬૫૦), ૧૯૧૨ રૂ. ૨,૪૦૦), ૧૯૧૩ રૂ. ૩,૩૦૪), ૧૯૧૪ રૂ ૪,૦૦૦), ૧૯૧૫ રૂ. ૧,૬૦૦), ૧૯૧૬ રૂ. ૩,૫૦૦), ૧૯૧૭ રૂ. ૫,૪૦૦), ૧૯૧૮ રૂ. ૩,૭૦૦), ૧૯૧૯ રૂ.૩૨,૩૯૭), ૧૯૨૦ રૂ.૧૨,૫૦૦), ૧૯૨૧ રૂ. ૭,૫૦૦), ૧૯૨૨ રૂ. ૬૩૪), ૧૯૨૩ રૂ. ૬,૧૮૨), ૧૯૨૪ રૂ. ૨,૧૪૮), ૧૯૨૫ રૂ. ૧,૩૫૮), ૧૯૨૬ રૂ. ૫૧૬), ૧૯૨૭ રૂ. ૬૨૫).

નીચે મુજબની સંખ્યાના દર્દીઓની સારવાર થઇ હતી:—

| સાલ. | પ્લેગના દરદી | કુલે દર્દીઓ બીજાં દરદોનાં, જેવાં કે ઇનફ્લુએનઝા, કોલેરા, સહીએદ વીગેરેના. | મરણ પામ્યાં. |
|---|---|---|---|
| ૧૯૦૫–૦૬ | ૧૨૭ | ૧ | ૬૨ |
| ૧૯૦૬–૦૭ | ૮૯ | | ૪૯ |
| ૧૯૦૭–૦૮ | ૪૪ | ૧ | ૨૬ |
| ૧૯૦૮–૦૯ | ૭૦ | | ૩૫ |
| ૧૯૦૯–૧૦ | ૨૩ | | ૯ |
| ૧૯૧૦–૧૧ | ૫૧ | | ૩૦ |
| ૧૯૧૨ | ૯ | | ૬ |
| ૧૯૧૩ | ૨૧ | | ૧૦ |
| ૧૯૧૪ | ૪૧ | | ૨૨ |
| ૧૯૧૫ | માં | હોસ્પીટલ બંધ હતી. | |
| ૧૯૧૬ | ૨૫ | ૧ | ૨૮ |
| ૧૯૧૭ | ૩૦ | ૧ | ૨૧ |
| ૧૯૧૮ | ૨૦ | ૩ | ૧૧ |
| ૧૯૧૯ | ૧૭ | ૧૧૩ ઇનફ્લુએનઝા.<br>૯૫ ન્યુમોન્યા.<br>૨૮ તાવ.<br>૬૪ કોલેરા.<br>૪ બીજાં દરદો.<br>———<br>૩૦૪ | ૨ ઇનફ્લુએનઝા.<br>૩૬ ન્યુમોન્યા.<br>૨ તાવ.<br>૨૬ કોલેરા.<br>૮ પ્લેગ.<br>૨ બીજાં દરદો.<br>———<br>૭૬ |
| ૧૯૨૦ | ૨ | ૧૧ ઇનફ્લુએનઝા.<br>૩૭ ન્યુમોન્યા.<br>૬ બીજાં દરદો.<br>———<br>૫૪ | ૧૨ ન્યુમોન્યા.<br>૨ પ્લેગ.<br>———<br>૧૪ |
| ૧૯૨૧ | ૧૩ | ૪ | ૮ |
| ૧૯૨૨ | માં | બંધ રહી હતી. | |
| ૧૯૨૩ | ૨૩ | ૧ | ૧૯ |
| ૧૯૨૪ થી ૧૯૨૭ | માં | બંધ રહી હતી. | |

એ હોસ્પીટલના વડા તબીબ મરહુમ ડા૦ સોરાબ ખરશેદજી નરીમાનને નીચે મુજબ ભેટો આપી છે:—સને ૧૯૦૨ માં ચાંદીનો એક મોટો ફ્લાવરવાઝ અને ચાંદીની એક

---

૧ ટાઇમ્સ ઑફ ઇંડીઆ, તા૦ ૬ ઠી મારચ ૧૯૦૬.

૨ એ મકાન પાછળ કુલ્લે રૂ. ૩૬,૮૦૨ નો ખરચ થયો હતો, જેમાં રૂ. ૩૧,૦૦૦ બાઇ જરબાઇ વાડીઆએ આપ્યા હતા. એ જમીનપર ઇ૦ સ૦ ૧૯૧૧ માં રૂ. ૧૫૪૩૦–૧૧–૧ ને ખર્ચે નવા સ્ટાફ કવાર્તરસ બાંધવામાં આવ્યાં છે. ઇ૦ સ૦ ૧૯૨૧ માં એ જમીનપર બાઈ જરબાઇ ન. વાડીઆએ પારસી ફીવર હોસ્પીટલને લગતો બીજો વોર્ડ રૂપીઆ ૨૭,૬૮૯–૧૫–૯ ના ખર્ચે બંધાવી આપ્યો છે. (જુઓ મુંબઇની પારસી પંચાએતનો રિપોર્ટ સને ૧૯૨૫ નો હીસાબનો ચોપડો પાને ૯). એ હોસ્પીટલ સને ૧૯૨૩ ના સાલ સુધી ચાલુ રહી હતી. ત્યાર બાદ ખુદાની મેહરથી કોઇ ઉપદ્રવ નહી થવાથી તે ખોલવાની હાલ સુધી જરૂર પડી નથી. એ હોસ્પીટલમાં સને ૧૯૦૬ પછીથી નીચલા તબીબો થઈ ગયા છે. ઓનરરી ફીઝીશીઅનો—મરહુમ ડા૦ સોરાબ ખરશેદજી નરીમાન, એમ. ડી, ડા૦ મનચેરશા ધનજીભાઇ ગીલડર, એમ. ડી., એફ. આર સી. એસ., ડા૦ ફીરોઝ સી. ભરૂચા, એમ. ડી. (ડા૦ ગીલડરની ગેરહાજરીમાં તા૦ ૧૧–૪–૨૦ થી ૨૯–૬–૨૦ સુધી કામચલાઉ.) પગારદાર મદદનીશ ડાકટરો—ડા૦ સોરાબ હોરમસજી બોઇશ, ડા૦ ધનજીશાહ નશરવાનજી બુચીઆ, ડા૦ જમશેદજી નશરવાનજી ભાડા, ડા૦ ડી. ડી. કુપર, ડા૦ ઇ. ડી. પાલખીવાલા, ડા૦ પી. એમ. જશાવાલા, ડા૦ જે. એફ. પંથકી, ડા૦ એફ. બી. બીલીમોર્યાં, ડા૦ રૂસ્તમજી માણેકજી વજીફદાર. દર સાલ એ હાસ્પીટલ પાછળ નીચે મુજબ આશરે ખર્ચ થયો છે. એ ખર્ચ ટ્રસ્ટી સાહેબો હસ્તકની

તા૦ ૮ મી મારચ.

મુંબઇ મધે મેલેરીઆ અને બીજી તાવોનો ફેલાવો થવાનાં કારણો વગેરેની બાબદોસર તપાસ કરી રીપોરટ કરવાને નામદાર સરકારે પોતાના ૪ વૈદક અમલદારો સાથ સર ભાલચંદર તથા હાનરેબલ સર ફીરોજશાહ મેહરવાંનજી મેહતાની એક કમીટી નેમી હતી.[1]

તા૦ ૧૨ મી મારચ.

રોજ ૩૦ માહ ૬ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

**મરણ**—ડાકટર કેખશરૂ ફીરોજ હોશંગ દસ્તુર—ઉમર વર્ષ ૨૩). બા૦ બા૦ ફીરોજ હોશંગ દસ્તુરના ત્રીજા દીકરા. એવણે ગયે સાલજ સેવટની તબીબી પરીક્ષા પસાર કરી હતી. એક ઘરાકની ગરદનની ગાંઠ ચીરતાં તેનું ઝેર લાગવાથી આટલી જુવાન વયે તેવણ મરણ પામ્યા.

શેઠ બહમનજી દીનશાહજી પીટીટે નવી ઉભી થનારી પારસી જનરલ હાસ્પીટલનાં ફંડમાં રૂ. ૫૦૦૦૦૦) પાંચ લાખની કીમતની ખંબાલા હીલ હૅાટલવાલી જમીન અમલા સાથે તથા રૂ. ૫૦૦૦૦) ની સરકારી ૩॥ ટકાની લોન ભેટ આપી હતી.

તા૦ ૧૫ મી મારચ.

મુંબઇ યુનીવરસીટીના એક ઓરડીનરી ફેલો તરીકે શેઠ રૂસતમજી મેહરવાંનજી પટેલ, એમ. એ., એલ એલ. બી. ને નેમ્યા હતા.[2]

નીચલા પારસી ગ્રહસ્થોને નામદાર સરકારે આ સાલ નવા જસટીસ ઑફ ધી પીસ એટલે સુલેહના અમલદારો નેમ્યા હતા—

શેઠ અરદેશર જમશેદજી ઉમરીગર.

ડાકટર હોરમજજી ભીમજીભાઇ બાટલીવાલા.

શેઠ ફીરોજ ખરશેદજી શેઠના, બી. એ.[3]

મેશરસ ખ. રૂ. કામા, શેહરીઆરજી દી. ભરૂચા, જાંહગીર કે. ન. કાબરાજી અને પાલણજી બરજોરજી દેસાઇની આગેવાની હેઠલ તા૦ ૨૧ મી મારચથી પારસીઓએ પોતાનું દીની વર્ષ ગણવા તથા એ શુભ દીવસને દર સાલ તેહેવાર દાખલ પાલવા અને એ બાબતમાં એક મંડલી ઉભી કરવા આજ દીને એક સભા બાઇ ભીખાઇજી બંગાલીવાલી કન્યાશાળામાં મલી હતી તે વેળાએ "જરથોસ્તી ફસલી સાલ મંડલી" એવાં નામથી એક મંડલી ઉભી કરવાનો ઠેડાવ થયો હતો.[4]

શેઠ બહમનજી દીનશાહજી પીટીટે પોતાની સીલૅાનની મુસાફરી દરમેઆંન કોલંબોના પારસી ધર્મખાતાંના ફંડમાં રૂ. ૧૦૦૦) ની રકમ ભેટ આપી હતી.[5]

તા૦ ૧૬ મી મારચ.

રોજ ૪ માહ ૭ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

**મરણ**—ડાકટર ડોશાભાઇ બેજનજી કાતરક (કલગીરવાલા)[6]—ઉમર વર્ષ ૭૯). મુંબઇની પારસી વસ્તીમાં ઘણા જાણીતા ડાકટર હતા. પેહલા ૧૮૪૬ માં મેડીકલ કૅાલેજમાં દાખલ થયા, જ્યાં મરહુમ શેઠ ફરાંમજી કાવસજી બનાજીએ જે વિદ્યાર્થી કૅાલેજમાં બરાબર હાજરી આપતો હોય તેને પોતા તરફથી એક ઇનામ આપવા જણાવ્યું હતું, તે ઇનામ ૧૮૪૮ માં એવણને જાહેર રીતે આપવામાં આવ્યું. ૧૮૫૨ માં જી. જી. એમ. સી. ની સનદ મેલવી મુંબઇ મધે તબીબી ધંધો ચલાવા માંડયો અને બોહળી ઘરાકી મેલવી હતી. અત્રે તબીબી વાદવીવાદ માટે સ્થાપેલી "ગ્રાંટ કૅાલેજ મેડીકલ સોસાયટી" માં ૧૮૫૨ થી ૧૮૭૨ સુધીમાં એવણે ૭ જુદી

ત્રે. (જુઓ સવંત ૧૯૫૮ નો હીસાબનો ચોપડો પા. ૬૭૦-૭૨). સને ૧૯૧૩ ના સાલમાં ચાંદીના બે સુંદર વાઝ. (જુઓ સને ૧૯૧૩ નો હીસાબનો ચોપડો પા. ૩૭૪). ડા૦ મનચેરશા દી. ગીલડરને સને ૧૯૨૦ ના સાલમાં એક ભેટ (ચાંદીનો ટી સેટ ત્રે સાથે) આપી હતી. (જુઓ સને ૧૯૨૦ નો મું. પા. પંચાએતનો હીસાબનો ચોપડો પા. ૪૬૭).

એ મકાન મરકી, ઇનફલુએનઝા જેવા ઉડતા રોગો માટેનું છે. એક વખત એ મકાનમાં પ્લેગ, ઇનફલુએનઝા અને કોલેરાના દર્દીઓ એકી વખતે સને ૧૯૧૯ માં લેવામાં આવ્યાં હતાં. પણ હાલ ખુદાની મેહરથી એવો કોઇ ઉપદ્રવ નહી થવાથી એ હોસ્પીટલ બંધ છે.

૧ ટાઇમ્સ ઑફ ઇંડીઆ, તા૦ ૨૬ મી મારચ ૧૯૦૬.

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૫ મી મારચ ૧૯૦૬.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૫ મી મારચ ૧૯૦૬.

૪ રાસ્ત ગોફતાર, તા૦ ૧૮ મી મારચ ૧૯૦૬.

૫ જામે જમશેદ, તા૦ ૨૩ મી મારચ ૧૯૨૬.

૬ મરહુમ શેઠો રૂસ્તીમ તથા બરજોર (સોલીસીટરો) તથા ડા૦ બેજનજી, તથા હૈયાત મી૦ શાપુરજી ડોસાભાઇ ડાકટરના બાવા.

જુદી વૈદાંની બાબદોના નીબંધો વાંચ્યા હતા. જે તે વેળા વખણાયા હતા. અત્રેની "જ્ઞાન પ્રસારક મંડલી" તરફ્થી ૧૮૫૫–૫૬ માં બચાંઓની તબીયત વિષે ત્રણ ભાષાણો અને ૧૮૫૮ માં ડુબેલાંની સારવાર વિષે એક ભાષાણ આપ્યું હતું. એવણ ઘણા ચુસ્ત અસલી વિચારના જરથોશ્તી હતા, તે એટલા સુધી કે સુવાવડી બીમાર સ્ત્રીઓને અડકવું પડે તો ત્યાંજ નાહી બાહર જતા. ૧૮૫૫ માં રાહનુમાય માજદયસનાન સભાની સામે થવા "રાહે રાસ્તનુમાય જરથોસ્ત્રીયાંન" સભા ઉભી થઇ તેના એવણ એક ઓનરરી સેક્રેટરી હતા. પણ તેનું કામ બે વર્ષમાં બંધ થયું હતું. કોટનાં ધરમના દવાખાનાની કમીટીના ૧૮૫૨ થી એવણ એક અધીકારી અને ૧૮૮૧ થી એક ટ્રસ્ટી હતા. ૧૮૮૩ માં સ્થાપેલી "બોમ્બે મેડીકલ યુનીયન" ના કેટલુંક સુધી એવણ પ્રમુખ હતા.

---

તા૦ ૨૧ મી મારચ.

રંગુનના એક પારસી બારીસ્ટર શેઠ બહમનજી કાવશજી કપટાંનને ગયા ફેબરવારી માસમાં ત્યાંની હાઇ કોરટમાં ચાલતા એક ફોજદારી મુકદમામાં તાજ તરફના બારીસ્ટર તરીકે આરોપીઓને તકસીરવાર ઠેરવવા માટે ફરીઆદીને ચોકસ કાગજો છુપાવવાની તથા અક્ષર પારખનાર એક અનુભવી સાક્ષીને લાંચ આપવાની સલાહ આપવા માટે હાઇ કોરટના ફુલ બેંચે આજ દીને તેમને "એડવોકેટ" ના ઓધ્ધા ઉપરથી બરતરફ કીધા હતા.[1]

---

૧ જામે જમશેદ, તા૦ ૨૩ મી મારચ ૧૯૦૭.

આ બનાવ તરફ રંગુનના સર્વે વર્ગના લોકોની દીલસોજી ખેંચાઇ હતી, અને તા૦ ૨૧ મી આપરેલ ૧૯૦૬ ને દીને રંગુનના વિકટોરીયા હૉલમાં સર્વે જ્ઞાતના લોકોની મલેલી સભામાં ઠેડાવ પસાર થયો હતો કે:—યુરોપીયન, બરમીઝ, ચીનાઈ, મેહોમેદન, હીંદુ અને બીજી કોમોની ભેગી મળેલી આ સભા વડી અદાલતમાં છેવટના ચુકાદાનાં પરીણામે મી૦ કાવશજી જે મેહેનતમાં આવી પડયા છે તે માટે અંતઃકરણની દીલસોજીની નોંધ અત્રે લે છે અને યુરોપીયન, બરમીઝ; ચીનાઇ, મેહોમેદન, હીંદુ અને બીજી કોમોની ભેગી મળેલી આ સભા એકમતે ઠરાવ કરે છે કે મી૦ બી. કાવસજીની ઇજત અને પ્રમાણીકપણા માટેનો તેમનો વીસવાસ જેવો ને તેવો રહયો છે અને ઉપલા ઠરાવોની નકલો સભાના પ્રમુખની સહી સાથ મી૦ બી. કાવસજી ઉપર મોકલી આપવાનો આ સભા ઠરાવ કરે છે.

આ બાબે શેઠ બહમનજી તરફથી લંડનની પ્રીવી કાંનસીલમાં અપીલ કરવામાં આવી હતી, જેનો ચુકાદો નવેમ્બર ૧૯૦૬ માં આવ્યો હતો, અને એવણની આબરૂ નીશકલંક ઠેરવી પાછા એડવોકેટ તરીકે સ્વીકારવામાં આવ્યા હતા.

પુના મધ્યે ગરીબ તેમજ મધ્યમ વર્ગના જરથોસ્તીઓ માટે તંદરોસ્તી સાથે મલાહજો તથા જરથોશ્તી રાહ રસમો સચવાય એવાં મધ્યમ વર્ગના નાનાં મકાનોની મોટી ખુટ હોવાથી તેમને મદદ માટે આ ફંડ સ્થાપવામાં આવ્યું હતું.[2]

---

તા૦ ૨૪ મી મારચ.

કરાંચીની પારસી સ્કુલને માટે રૂ. ૫૦૦૦૦) ને ખરચે બંધાયલું નવું મકાન આજ દીને તેમાં જશન કરી ખોલ્લું મેલ્યું હતું. એ મકાન માટે મ્યુનીસીપાલી-

---

૨ આ ફંડના લગતા ૧૯૨૩–૨૬ ના રિપોર્ટ ઉપરથી જણાય છે કે એ સાલોમાં નીચે મુજબ રકમો મળી હતી:—

જુન ૧૯૨૩ થી મે ૧૯૨૫ સુધી નીચે મુજબ રકમો મલી હતી:—બાઇ ગુલબાઇ ફરામજી ઘડીયાલી તરફથી પોતાના પૌત્ર બાઇ ફરામજી નવરોજી ભરૂચાના પુણ માટે, રૂ. ૫૦૦૦ માંથી આપેલા રૂ. ૩,૩૦૦, બાઇ બેપસી અરદેશર સબાવાલા તથા બાઇ કુવરબાઇ કેખશરૂ ઘાસવાલાની મદદથી પુનામાં એક ખેલ કીધો તેની ટીકીટોના વેચાણની આવક, રૂ. ૨,૧૦૦, મરહુમ શેઠ કાવસજી માનેકજી રૂસ્તમજી બનાજીના પુણ માટે તેવણના ઉઠમણામાં ભરેલી રકમમાંથી બાઇએ ભીખાજી શેરાબજી હોરમસજી મોદી, ખરશેદબાઇ નશરવાનજી નાનાભાઇ બાટલીવાલા અને મેહરબાઇ દીનશાહજી રેમર તરફથી રૂ. ૨,૦૦૦, ધી પુના ઝોરાસ્ટ્રીઅન સોસાયટી તરફથી નેપીયર સીનેમામાં મી. એ. સી. પટેલની મેહેરબાંનીથી એક ખેલ કીધો તેની આવક, તથા શેઠ ફીરોજશાહ શોરાબજી ગજદરે રૂ. ૧૪૫ ઉમેરી કુલે રકમ ૧,૫૦૨–૮, બાઈ ધનમાએ ફરામજી અરજાની તરફથી (દાકટર સો. હો. મોદી મારફતે) ૧,૦૦૦, શેઠ બેહરામજી રૂશ્તમજી ઇરાની (વાનોરીવાલા) રૂ. ૮૨૧, શેઠ હોરમજદ શેહેરીઆર ઇરાની ૫૦૧, શેઠ નશરવાનજી રેટીમની રૂ. ૫૦૦, તથા મરહુમ શેઠ દોરાબજી સોરાબજી અંકલેસરીઆના ફરજંદોએ રૂ. ૧૦૦૦, વળી પુણાના ઘણાક જરથોસ્તી દારૂવાળાઓ આ ફંડને દરમાસે મદદ કરે છે.

ઉપલાં સાલની જુમલે આવક રૂ. ૩૬૫૦ અને ખરચ રૂ. ૨૭૯ હતા અને રૂ. ૨૩,૭૭૨ ની ૫ ટકાની સરકારી લોન નોટો હતી રોકડ સીલક ૨૦૭૨ હતી.

મજકુર સાલથી મેનેજીંગ કમીટી નીચે મુજબ હતી:—(સરદાર) દસ્તુર કેકોબાદ આદરબાદ, દસ્તુર નોશેરવાન, (પ્રેસીડંટ) (દાકટર) સોહરાબજી હોરમસજી મોદી, જમશેદજી દોરાબજી માસતર, (સેક્રેટરીઓ) બમનજી નવરોજી ખંબાતા, (ટ્રેઝરર). તથા નીચલા મેનેજીંગ કમીટીના મેમ્બરો—ખા૦ બા૦ માનેકજી નવરોજી મેહતા, એમ. બી. ઇ. મી૦ કેખશરૂ આદરજી ઘાસવાલા, મી૦ મેરવાનજી પાલનજી ફ્રેંચમેન, મી૦ કાવસજી ધનજીશા અંકલેશરીઆ, મી૦ બરજોરજી કુવરજી પટેલ, મી૦ અરદેસર કાવસજી પટેલ, મી૦ પેસતનજી ફરામજી ભરૂચા મી૦ રૂસ્તમ આદર ઇરાની, મી૦ દીનશાહ મેરવાન ઇરાની, મી૦ અરદેશર કે. ઇરાની, મી૦ રશીદ ખુદાદાદ ઇરાની, મી૦ મંચેરશાહ કાવસજી વૉચમેકર.

ટીએ તથા કેનટોનમેંટ કમીટીએ જગા ભેટ આપી હતી. ફંડમાં પારસીઓએ સારી રકમ ભરી હતી, તથા મરહુમ શેઠ શાપુરજી હોરમજજી સોપારીવાલાના છોકરાઓએ રૂ. ૨૦૦૦) ભર્યા હતા તથા પારસી વીરબાઇજી સ્કુલ-વાળું જુનું મકાન રૂ. ૧૦૦૦૦) ની કીમતે ખરીદી લીધું હતું.[1]

શેઠ હોરમજજી જાંહગીરજી તાલેયારખાને પોતાનાં માતાજી મરહુમ બાઇ જરબાઇનાં નામે ગરીબ જરથોસ્તી-ઓનાં રેહઠાણોનાં ફંડ હસ્તક રૂ. ૫૧૦૦) આપી બંધાવેલું મકાન આજ દીને ખોલ્લું મુકવામાં આવ્યું હતું.[2]

તા૦ ૨૮ મી મારચ

આજ દીને પુણા મધે ડાકટર શેરાબજી હોરમજજી મોદીના બેટા માણેકશાહની નવજોતની યાદગારીમાં એ શેઠે રૂ. ૫૦૦) ની રકમ[3] આપી ગરીબ જરથોસ્તી વિદ્યાર્થીઓ તથા ગરીબ જરથોસ્તીઓને મદદ આપવા માટે એક ફંડ ઉભું કીધું હતું.

(૧) શેઠ જીવણજી હોરમસજી રંગુનવાલાએ પોતાના મરહુમ દીકરા બાઇ પીરોશાહની વરસીની યાદમાં રૂ. ૨૫૦. (૨) મરહુમ શેઠ ખોદાદાદ રૂસ્તુમ ઇરાનીની અશો યાદમાં તેવણના છોકરાઓ તરફથી રૂ. ૧૦૦૧. (૩) મરહુમ બાઇ મહેરબાઇ તે શેઠ બમનજી નવરોજી ખંબાતા (આઇ. એસ. ઓ.) ના ધણીઆણીની યાદમાં તેવણના ખાવીંદ તરફથી રૂ. ૩૦૧ રોકડા તથા રૂ. ૧૦૦ ની ૩॥ ટકાની લોન. (૪) બાઇ માણેકબાઇ બાપુજી ચીનાઇ (સીકંદરાબાદ) તરફથી પોતાના મરહુમ બેટા કેપટન ફીરોઝ બાપુજી ચીનાઇ (આઇ. એમ. એસ.) ના પુન અર્થે રૂ. ૨૫૦. (૫) મરહુમ બાઇ સુનાબાઇ સોહરાબજી ભરૂચાની યાદમાં તેમના ઉઠમણામાં ભરાયલી રકમોમાંથી રૂ. ૧૨૦૦. (૬) બાઇ આલીબાઇ પાલનજી ફ્રેંચમેનની યાદમાં તેમના ભાઇઓ તથા બહેનો તરફથી રૂ. ૬૬૫. (૭) મરહુમ શેઠ કાવસજી મેરવાનજી પારખની યાદમાં તેમના ઉઠમણામાં ભરાયલી રકમોમાંથી રૂ. ૫૦૦. (૮) મરહુમ બાઇ પીરોજબાઈ સોહરાબજી મેહતાની યાદમાં તેમના પીતા શેઠ સોરાબજી નશરવાનજી મહેતા તરફથી ઉઠમણામાં ભરેલી રૂ. ૧૫૦૦ ની રકમ. (૯) મરહુમ ખા૦ બા૦ રયાવક્ષ કાવસજી દાવરની યાદમાં તેવણના ઉઠમણામાં ભરાયલી રકમોમાંથી ૩॥ ટકાની નોટ રૂ. ૨૦૦૦ ની. (૧૦) શેઠો કાવસજી દીનશા એન્ડ બ્રધર્સ (એડનવાલા) તરફથી ૩॥ ટકાની નોટ રૂ. ૧૦૦૦. (૧૧) મરહુમ બાઇ શીરીનબાઇ ગુસ્તાદજી કુપરની યાદમાં તેવણના ખાવીંદ શેઠ ગુસ્તાદજી મંચેરજી કુપર તરફથી રૂ. ૬૦૦. (૧૨) બાઇ ધનબાઈજી તે ડા૦ સોરાબજી હોરમસજી મોદીનાં ધણીયાણીની યાદમાં તેવણના પીતા શેઠ કાવસજી માણેકજી રૂસ્તમજી બનાજી તરફથી ૪ ટકાની નોટ રૂ. ૧૦૦૦. ની (૧૩) મરહુમ બાઈ કુવરબાઇ સોરાબજી દમણવાલાના પુનને માટે તેવણના બેટી બાઇ મહેરબાઇ બમનજી દોરાબજી પદમજી તરફથી ૩॥ ટકાની નોટ રૂ. ૧૦૦૦ ની. (૧૪) મરહુમ બાઇ કુવરબાઇ સોરાબજી દમણવાલાના પુનને માટે તેવણના દીકરી બાઇ દીનબાઇ અરદેશર બમનજી શેઠના તરફથી ૩॥ ટકાની નોટ રૂ. ૧૦૦૦ ની. (૧૫) મરહુમ શેઠ નવરોજી પેસ્તનજી કામાની અશો યાદમાં તેવણના બેટા શેઠ તહેમુરસ રૂ. ન. કામા તરફથી ૩॥ ટકાની નોટ રૂ. ૫૦૦ ની. (૧૬) મરહુમ બાઇ નવાઝબાઇ નવરોજી કામાની યાદમાં તેવણના બેટા શેઠ તહેમુરસ રૂ. ન. કામા તરફથી ૩॥ ટકાની નોટ રૂ. ૫૦૦ ની. (૧૭) મરહુમ શેઠ કાવસજી માણેકજી રૂસ્તમજી બનાજીની યાદમાં તેવણનાં બેટી બાઇ ભીખઇજી તથા તેવણના ખાવીંદ ડા૦ સોહરાબજી હોરમસજી મોદી તરફથી રૂ. ૫૦૧ તથા મરહુમના બહેસ્તનશીન બેટી બાઇ ધનબાઇજીના બેટાઓ ભાઇઓ હોરમસજી તથા માણેકજી તથા મરહુમના બેટી બાઇ ભીખાઇજીનાં બેટી બાઇ ગુલચહેર શેરાબજી હોરમસજી મોદી તરફથી રૂ. ૫૦૧, જુમલે રૂ. ૧૦૦૨. (૧૮) મરહુમ બાઈ સુનાબાઈ સોહરાબજી હોરમસજી અંકલેસરીયાની યાદમાં તેમણા ઉઠમણામાં ભરાયલી રકમમાંથી તેમના વીલના એકઝીક્યુટર તરફથી ૩॥ ટકાની નોટ રૂ. ૫૦૦ ની. (૧૯) મરહુમ શેઠ નાનાભાઇ બહેરામજી

---

૧ જામે જમશેદ, તા૦ ૩૦ મી મારચ ૧૯૦૬.

૨ રાસ્ત ગોફતાર, તા૦ ૨૫ મી મારચ ૧૯૦૬.

૩ જામે જમશેદ, તા૦ ૩૧ મી મારચ ૧૯૦૬.

આ ફંડના છેલ્લા પ્રગટ થયલા ૧૯૨૪-૨૬ ના રીપોર્ટ ઉપરથી જણાય છે કે એ ફંડ મધેથી સ્કુલોમાં જતા ગરીબ જરથોસ્તી વિદ્યાર્થીઓ (છોકરા-છોકરીઓ) ઉપરાંત પુણાની જુદી જુદી કોલેજોના વિદ્યાર્થીઓને પણ મદદ આપવામાં આવે છે. એ ફંડનો વહીવટ મજકુર સાલોમાં ડા૦ સોહરાબજી હોરમજજી મોદી સાથ શેઠો દીનશાહ મેહરવાન ઇરાની, જમશેદજી દોરાબજી માસ્તર, અરદેશર બમનજી શેઠના તથા બમનજી નવરોજી ખંબાતા ચલાવતા હતા. હાલ ડા૦ સોહરાબજીના મરણ પછી તેવણની જગાએ તેમના બેટા ડા૦ માણેકશાહ સોહરાબજી મોદી એ ફંડના વહીવટમાં સામેલ થયા છે.

૧૯૨૫-૨૬ ના સાલમાં ૮ જુદી જુદી કોલેજોમાં જતા, તથા ૧૬૮ જુદી જુદી સ્કુલોના છોકરા તથા છોકરી વિદ્યાર્થીઓને કુલ્લે રૂ. ૫૪૩૮ ની મદદ મલી હતી. એ ફંડને જમે પાસે કુલ્લે રૂ. ૭૧,૨૫૭) આગલા વરસોની બાકી હતી અને છેલ્લાં બે વરસોમાં કુલ્લે રૂ. ૧૪,૨૬૦) વસુલ થયા હતા અને તે ઉપરાંત છેલ્લાં બે વરસમાં મરહુમ શેઠ બરજોરજી માણેકજી તાલુકદારના ફંડમાંથી વ્યાજના રૂ. ૭૫૦) અને સરકારી જામીનગીરીઓના વ્યાજના રૂ. ૬,૭૨૧ ઉપજ્યા હતા. અને ૩॥ ટકાની લોનની ખરીદીના ડીસકાઉન્ટના રૂ. ૫૨૬ મલી આવક રૂ. ૨૨,૨૫૮ ની થઇ હતી, જ્યારે કુલ્લે ખરચ રૂ. ૧૧,૦૫૪ થવાથી ખરચ બાદ જતાં થાપણ વધી રૂ. ૯૩,૫૧૬) થઇ હતી. એ ફંડ ખાતે શેઠ બરજોરજી માણેકજી તાલુકદાર પુણા પારસી ઝોરાસ્ત્રયન સ્ટુડન્ટસ ફંડને ખાતે ૩½ ટકાની સરકારી નોટ રૂ. ૧૫) હજારની મલી હતી. એ ફંડમાં મુદલ રકમ જાળવી રાખી વ્યાજ વાપરવાની શરતે નીચલાં ખાતાઓ પાડવામાં આવ્યાં છે :—

તા૦ ૨૯ મી મારચ.

અમેરીકન પ્રજાસતાક રાજ્યની સેનેટના એક મેમ્બર હાનરેબલ મી૦ ડબલ્યુ જે. બ્રાયન અને તેમનાં બાનુ મુંબઇ પધારયાં તેમનાં માનમાં મી૦ અને મીશીસ રતનજી દાદાભાઇ તાતાએ આજ સાંજે અતરેનાં તાજમહાલ પાલેસ હૉટલમાં ઇંગ્રેજ તથા દેશી ગ્રહસ્થોનો એક મેળાવડો કીધો હતો.[1]

---

મુંબઇ ઇલાકાના જુદા જુદા જીલ્લાઓમાં નીચલા પારસી ગ્રહસ્થોની ખાસ માજીસ્ત્રેટો તરીકે નામદાર સરકારે નેમણુક કીધી હતી :—[2]

પંચમહાલ જીલ્લો—શેઠ બહમનજી અરદેશર દલાલ.

સુરત જીલ્લો—ખાનબાહદુર ડાકટર ડોશાભાઇ પેશતનજી, ખાનબાહદુર કુવરજી કાવશજી શબાવાળા.

થાણા જીલ્લો—શેઠ વીકાજી મેહરજીભાઇ બાપુજી વીકાજી તારાપોરવાલા.

શોલાપુર જીલ્લો—ડાકટર એરચશાહ ફરામજી શેઠના.

ધુલીઆ—શેઠ જમશેદજી શેહરીઆરજી કાપડીઆ.

પુણા—દસ્તુર કૈકોબાદ આદરબાદ, ખાન સાહેબ દોરાબજી દાદાભાઇ બુતી.

સતારા—શેઠ ધનજીશાહ બહમનજી કુપર.

બેલગામ—શેઠ અરદેશર નવરોજજી.

---

જીજીભાઈ તથા મરહુમ બાઇ હીરાંબાઇ નાનાભાઈ બે. જીજીભાઇની યાદમાં તેવણનાં બેટા શેઠ રૂસ્તમજી બહેરામજી જીજીભાઇ તરફથી ૩ાા ટકાની નોટ રૂ. ૨૦૦૦ ની. (૨૦) મરહુમ બુચા આદર રૂસ્તમ ઇરાનીની અશો યાદમાં તેવણના પીતા રૂસ્તમ આદર ઈરાની તરફથી ૬ાા ટકાની બોમ્બે ડીવેલપમેન્ટ લોન રૂ. ૫૦૦ ની. (૨૧) મરહુમ બાઇ નવાજબાઇ હોરમસજી સેકરેટરીની યાદમાં તેવણના ઉઠમણામાં ભરાયલી રકમમાંથી ૬ ટકાના બોન્ડ રૂ. ૫૦૦ ના. (૨૨) મરહુમ શેઠ ઉકરજી કાવસજી ઉમરીગરની યાદમાં તેવણના દીકરાઓ શેઠો સોરાબજી તથા કાવસજી ઉમરીગર તરફથી ૫ ટકાની નોટ રૂ. ૫૦૦ ની. (૨૩) શેઠ હોરમઝદ શેરીઆર કુચબીઓગી ઇરાની તરફથી પોતાના મરહુમ ધણીઆણી બાઇ દોલત મેહરવાનના પુન માટે ૬ ટકાની નોટ રૂ. ૧૦૦૦ ની. (૨૪) બાઇ ધનમાય ફરામજી અરજાની તરફથી રૂ. ૫૦૦ ની લોન. (૨૫) બાઇ લીખાઇજી પેસ્તનજી બહમનજી મેસમેન તરફથી ૩ાા ટકાની નોટ રૂ. ૧૦૦૦ ની. (૨૬) બાઇ હીરાંબાઇ જમશેદજી પીતીતે પોતાનાં વ્હાલાં અશો રવાનોની પવિત્ર યાદમાં ૪ ટકાનું પોર્ટટ્રસ્ટ બોન્ડ રૂ. ૧૦૦૦ નું. (૨૭) ખા૦ બા૦ દી. દી. ખંબાતા તરફથી પોતાના મરહુમ ધણીયાણી બાઇ બાનુબાઇની યાદમાં ૩ાા ટકાની નોટ રૂ. ૩૦૦ ની તથા રૂ. ૧૦૦ નું ૫ ટકાનું સરકારી પેપર મળી રૂ. ૪૦૦. (૨૮) બાઇ બચુબાઈ મેહરવાનજી સોરાબજી જમશેદજી જીજીભાઇ તરફથી પોતાનાં અશો વ્હાલાં રવાંનોની પવિત્ર યાદમાં ૩ાા ટકાની નોટ રૂ. ૫૦૦ ની. (૨૯) પોતાના મરહુમ પીતાજી શેઠ રૂસ્તમજી બેહરામજી જીજીભાઇની યાદમાં શેઠ બેહરામજી જીજીભાઇ તરફથી સરકારી નોટ રૂ. ૫૦૦ ની. (૩૦) મરહુમ બાઇ ધનબાઇજી બેહરામજી મહેરવાનજી મલબારીની યાદમાં ૩ાા ટકાની નોટ રૂ. ૧૦૦૦ ની. (૩૧) મરહુમ બાઇ ડોસીબાઈ તે મરહુમ ખા૦ બા૦ જાંગીરજી ડોસાભાઇ ગ્યારાના વીધવાના પુનને માટે ઉઠમણામાં ભરાયલી રકમમાંથી રૂ. ૩૦૦. (૩૨) મરહુમ સર નવરોજી પેસ્તનજી વકીલ સી. આઇ. ઈ. ના પુનને માટે તેમની બેટીઓ તરફથી રૂ. ૫૦૦.

મજકુર છેલ્લાં બંને સાલમાં પુનાની ઝોરાસ્ત્રીયન ડ્રેમેટીક સોસાયટી તરફથી ખેલ ભજી બતાવ્યો તેની આવકના રૂ. ૬૨૭-૪ આવ્યા હતા, તથા બીજા સેંકડો ગ્રહસ્થો બાનુઓ તથા ગ્રહસ્થો તરફથી નાની મોટી રકમો મલી હતી.

---

તા૦ ૪ થી એપ્રીલ.

રોજ ૨૩ માહ ૭ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

**મરણ**—દીનશાહ ફરદુનજી જીનવાલા[3]—ઉમર વર્ષ ૫૩ એવણ ભરૂચના એક જાણીતા અને સાહાસીક વેપારી હતા. મુંબઇ, ભરૂચ, મીયાગાંમ અને બીજાં મથકો ખાતે મેસરસ દીનશાહ ફરદુનજી એંડ બ્રધર્સને નામે વેપાર કરતા. ૧૮૮૪ માં મહમદપુરા કૉટન જીન એંડ પ્રેસ કુંપની ઉઘાડી તેના સેક્રેટરી અને ટ્રેઝરર નેમાયા. અને એ કુંપની હસ્તક સુરતમાં પણ એક જીનીંગ પ્રેસ કાઢયો હતો. રૂના વેપારમાં મચી જવા ઉપરાંત એવણ ભરૂચ જીલ્લાના જાહેર કામોમાં પણ આગેવાની લેતા હતા. ભરૂચની મ્યુનીસીપાલીટીના એક આગેવાન અધીકારી હતા. ત્યાંની રાયચંદ દીપચંદ લાઇબ્રેરીના એઓ ૧૮૮૭ થી આનરરી સેક્રેટરી હતા, ૧૮૯૨ માં પોતાના ભાઇઓની સાથે ભરૂચમાં આટો દળવાની એક મીલ ઉઘાડી હતી. ભરૂચ મધે કોટમાંની પોતાના વડીલ મરહુમ શેઠ હોમાજી દારાબજી વાલી પુરાતન દરેમેહેર એવણે ૧૮૯૭ માં નવેસરથી બંધાવી પરથાવી હતી. અને તેના જાયુકના નીભાવનો બંદોબસ્ત કીધો હતો. છેલ્લાં સાલમાંજ ભરૂચની પંચાયતના એક ટ્રસ્ટી નેમાયા હતા.

---

તા૦ ૬ ઠી એપ્રીલ.

આજ દીને ભરૂચ મધે મરહુમ શેઠ દીનશાહ ફરદુનજી જીનવાલાનાં ઉઠમણાંમાં રૂ. ૩૩૯૧ ધર્મખાતાઓમાં આપ્યા હતા. ઉઠમણાંની સેવટે ત્યાંની પારસી પંચાયતના એક બુજર્ગ ટ્રસ્ટી શેઠ રતનજી જીવણજી હમાવાલાએ મરનારનાં સદગુણોની તારીફ કરી દરખાસ્ત

---

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૯ મી મારચ ૧૯૦૬.

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૯ મી મારચ ૧૯૦૬.

૩ મરહુમ શેઠો પેસ્તનશાહ, રૂસ્તમજી તથા (હૈયાત) શેઠ રતનજી ફરદુનજી જીનવાલાના વડા ભાઇ.

કીધી કે મરનારનાં મરણ માટે ભરૂચની પારસી અંજુમનને જે ખોટ ગઇ છે તેની નોંધ દફતરે લેવી અને મરનારનાં દુઃખી કુટુંબ તરફ દીલાસાપત્ર મોકલવો અને મરનારની એક તસવીર આ પાક મકાનમાં અંજુમનના ખરચે મુકવી.[1]

---

તા૦ ૭ મી એપ્રીલ.

રોજ ૨૬ માહ ૭ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

નવસારીના વડા દસ્તુર દારાબજી માહીઆરજી મેહરજી રાણાના દીકરા કેકોબાદજીને નાવર કરવાની ક્રિયા આજ દીને વડી દરેમેહેરમાં કરવામાં આવી હતી. બાઇ રતનબાઇ એદલજી બાંમજીએ પોતાના ભાઇ શેઠ જમશેદજી નશરવાંનજી તાતાની નંઍતે આ નાવર કીધો હતો. દસ્તુરજીને ૪૦ શાલોની પેહરામણી થઇ હતી, તથા એમ૦ રૂસતમજી મનચેરજી પાવરીએ એક સારો સફેદ ઘોડો ભેટ આપ્યો હતો.[2]

---

તા૦ ૮ મી એપ્રીલ.

રોજ ૨૭ માહ ૭ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

આજ દીને શેઠ બહમનજી એદલજી કાશીનાથે પોતાના નબીરા એદલજી મેહરજીભાઇ કાશીનાથની નવજોતની ખુશાલીમાં રૂ. ૧૨૦૦ ની સરકારી ટકા ૩॥ ટકાના વ્યાજની લોન પારસી પંચાએતના ત્રસ્ટીઓને એવી શરતે સ્વાધીન કરી કે રકમ અનામત રાખી તેનું જે વ્યાજ ઉપજે તે શ્રી કસબે રાંદેરને લગતા સાત ગામ ગોદાવરાની સગડીના ફંડમાં તેલ, કાઠી તથા સુખડને માટે આપવું.[3]

---

મી૦ ખુશરો નવરોજજી બનાજી એફ. એસ. એસ., એફ. એ એસ., ને લંડનની રોયલ કોલેજ ઑફ પ્રીસેપટરઝના એક મેમ્બર તરીકે ચુંટી કહાડયા હતા. આ વેળા મી૦ બનાજી, વડોદરાના 'કળાભુવન' ના સંબંધમાં ઉઘાડવામાં આવેલા કમરશીયલ કલાસના વડાનો ઓધો ભોગવતા હતા.[4]

---

**મરણ**—નશરવાનજી એદલજી મેહતા, બી. એ., એલ. એલ. બી.—ઉમર વર્ષ ૩૫). એવણે ૧૮૮૮ માં મુંબઇ યુનીવરસીટીની બી. એ. ની પરીક્ષા પસાર કરી ૧૮૯૨ માં એલ. એલ. બી. થઇ અત્રે વકીલનો ધંધો કરતા હતા. ૧૮૯૨ માં એવણે કોલેજના અભ્યાસ માટે રોમ શહેરની સ્થાપનાથી રોમન તવારીખનું એક પુસ્તક ઇંગ્રેજીમાં રચી પ્રગટ કર્યું હતું. એવણ કુંવારા હતા.

---

તા૦ ૧૩ મી એપ્રીલ.

રોજ ૨ માહ ૮ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

**મરણ**—બરજોરજી બહમનજી વીરજી—એવણ એક સરકારી પેનશનર હતા. ૨૫) થી વધુ વર્ષો મુંબઇના કમીસરીયત ખાતામાં લશ્કર ખાતાંની હાસપીટલના સ્ટોરકીપર દાખલ મુંબઇ ઇલાકાના દરેક લશકરી વડા મથકો ઉપર કામ કીધું હતું. છેલ્લી અફઘાંન લડાઇ વખતે મુંબઇ વીભાગનાં લશકર માટેના હાસપીટલના સ્ટોરકીપર દાખલ કુલ અખતીઆર ધરાવતા હતા અને તે વખતે અફઘાનોએ કંદહાર પર ઘેરો નાખવાથી એવણ પણ તેમાં કેદ પડયા હતા. પોતાના વડાઓની પ્રમાણીક નોકરી બજાવી તેઓનો સાચો ચાહ મેળવ્યો હતો, એવણ પુને ગુજર્યા હતા.

---

તા૦ ૨૪ મી એપ્રીલ.

રોજ ૧૩ માહ ૮ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

**મરણ**—નશરવાનજી પેશતનજી તાડીવાલા—ઉમર ૬૯) પોતાના ભાઇ શેઠ નવરોજજી સાથે દારૂનો વેપાર કરતા હતા. ગરીબો માટે સારી દાઝ હતી અને સરકારી અમલદારોમાં વગ હોવાથી ગરીબોને સારા મદદગાર થતા. ૧૮૭૪ ના હુલ્લડ વેળાએ પારસીઓની સારી સેવા કરી હતી. વળી કુટુંબી ટંટાની ખાનગી પતાવટ કરતા હોવાથી પાછળથી 'નશરવાંનજી સરકાર' ને નામે ઓળખાતા હતા.

---

તા૦ ૨૫ મી એપ્રીલ.

રોજ ૧૪ માહ ૮ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

**મરણ**—પીરોજબાઇ વીધવા નશરવાંનજી જાંહગીરજી વાડીઆ. મરહુમ બાઇ મોતલાંબાઇ વાડીઆનાં વહુ. પારસી સુવાવડખાનાને વારંવાર નાણાંની મદદ આપી હતી. એવણનાં ધણીની પુંજીનું મોટું ટ્રસ્ટ કરી ગરીબોને સારી મદદ આપી છે.

---

તા૦ ૨૯ મી એપ્રીલ.

રોજ ૧૮ માહ ૮ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

**મરણ**—એમ૦ બરજોરજી મનચેરજી માકુજીના[5]—ઉમર વર્ષ ૭૬) એવણ આજ ૪૦) વર્ષ થયાં ઉદવાડા

---

૧ જામે જમશેદ, તા૦ ૯ મી એપ્રીલ ૧૯૦૬.
૨ જામે જમશેદ, તા૦ ૯ મી એપ્રીલ ૧૯૦૬.
૩ જામે જમશેદ, તા૦ ૯ મી એપ્રીલ ૧૯૦૬.
૪ જામે જમશેદ, તા૦ ૧૦ મી એપ્રીલ ૧૯૦૬.
૫ એમ૦ નેરીઓસંગ બરજોરજી માકુજીના બાવા.

અંજુમનના મેહતાજી હતા. તથા ઇરાનશાહની માચી અને ક્રીયાકામ નોંધતા, જે કામ પહેલાં પાંચ વર્ષ વગર પગારે બજાવ્યું હતું. મુંબઇની પંચાયત હસ્તક ચાલતી ઉદવાડાની જંદ અવસ્તાની નિશાળના એવણ ઝંદના વડા શિક્ષક હતા. અને તે કામ ૪૦) વર્ષ બજાવી છેલ્લાં બે વર્ષ રીટાયર થયા હતા. ઉદવાડા આતશ બેહરામના સુરતની કોરટમાં ચાલેલા કેસ વેળા અંજુમન તરફથી એવણે અગતયની શાક્ષી આપો હતી.

---

તા૦ ૧ લી મે.

શેઠ જાંહગીર એદલજી દાવરને ફ્રાન્સનાં જાહેર કેળવણી ખાતાંના પ્રધાને Officier del' Instruction Publique નેમી માન આપ્યું હતું.[1]

---

નીચલા પારસી ગ્રહસ્થોને મુંબઇના વધુ હાનરરી માજીસ્ત્રેટો નેમ્યા હતા :—[2]

ખાન બાહદુર બહમનજી બેહરાંમજી પટેલ, ડાકટર હોરમજજી લીમજીભાઇ બાટલીવાલા, શેઠો ધનજીભાઇ બહમનજી પીટીટ, જાંહગીર એદલજી દાવર, ડાકટર મેહરજીભાઇ રૂસતમજી શેઠના, ડાકટર નાનાભાઇ નવરોજજી કાતરક, શેઠ ફીરોજ ખરશેદજી શેઠના.

---

તા૦ ૩ જી મે.

રોજ ૨૨ માહ ૮ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

**મરણ**—નશરવાનજી અરદેશર હોરમજજી વાડીઆ[3]—ઉમર વર્ષ ૬૨). એવણ વેપારી બાબદોનું સારૂં ગ્નાન ધરાવતા હતા. અને નાહની ઉમરથીજ પોતાના પીતાની પેઢીમાં જોડાયા હતા. પણ પાછળથી તેમાંથી પોતાનો સંબંધ છોડી વેસટર્ન ઇંડીઆ મીલના એજંટ થયા હતા અને તે પણ થોડુંકમાં છોડી પરેલ ખાતે "વરધન મીલ" અને "વાડીઆ મીલ" સ્થાપી તેના એજંટ થયા, પણ મીલ ઉધ્યોગની માઠી સ્થીતી આવતાં એ બધી મીલો બીજે હાથ ગઇ હતી. વાડીઆજીનાં આતશબેહરાંમના એક ત્રસ્ટી અને આગલ પારસી મેત્રીમોનીઅલ કોર્ટના એક ડેલીગેટ હતા.

---

તા૦ ૬ ઠી મે.

રોજ ૨૫ માહ ૮ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

**મરણ**—જાંહગીરજી એદલજી તીજોરીવાલા—ઉમર વર્ષ ૬૫). એવણ ૮૦ વર્ષની લાંબી મુદત સુધી અત્રેની વૉલેસ કુંપનીના ટીમબર સેલસમેન હતા અને અત્રેની ઘણીક ઇમારતો અને રેલવેઓ માટે ઇમારતી લાકડાં એમને હાથે વેચાયાં હતાં. અને વૉલેસ કું૦ હસ્તકની બરમાહ ટ્રેડીંગ કુંપનીની જાહોજલાલીમાં એમનો હાથ મુખ્ય હતો. એવણ એક જુના મેશન હતા.

---

તા૦ ૧૧ મી મે.

રોજ ૩૦ માહ ૮ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

**મરણ**—પીરોજબાઇ વીધવા શાપુરજી ધનજીભાઇ બાટલીવાલા—ઉમર વર્ષ ૭૩). નામદાર પેહલા સર જમશેદજી જીજીભાઇ, બેરોનેટનાં એકપુરાં દીકરી. પારસીઓમાં સરના પીરોજબાઇને નામે એવણ જાણીતાં હતાં. સર જમશેદજીની જાહોજલાલીના વખતમાં એવણે પોતાનું બાળપણ બહુ સુખમાં ગુજાર્યું હતું. એમના જુવાનીના વખતમાં સ્ત્રી કેળવણી હતી નહીં. પણ સર જમશેદજીએ છોકરીઓ માટે નિશાળો સ્થાપી હતી, અને એવંણને જરૂરજોગું ગુજરાતી ઉપરાંત એક ઇંગ્રેજ બાનુ શીક્ષકનાં હાથ હેઠળ ઇંગ્રેજી ભાષા પણ શીખવી હતી, અને તેના પ્રતાપથી એવણે પોતાનો ઓહલો ખટલો બહુ બાહોશીથી ચલાવી કોમ પરકોમમાં ઘણી ઇજત મેલવી હતી.

---

**મરણ**—હોરમજજી માણેકજી ભમગરા[4]—ઉમર વર્ષ ૭૮). એવણ ૧૮૫૮ માં પીતાના મરણ બાદ ઇંડોર મધે કેમીસરીએટ ખાતાંમાં નોકરીએ ગયા. બાદ ૧૮૬૮ માં નોકરી છોડી નાહના પાયાપર યુરોપશોપ ખોલી, ગાડીઓ તથા ફરનીચર બનાવવાનું કારખાનું ચાલુ કીધું હતું અને પછી ધંધો ઘણો વધારી મુકયો. ૧૮૭૯ માં પોતાના ધણીઆંનીનાં પુન માટે ઇંડોરમાં દરેમેહર બંધાવી પગારદાર મોબેદની જોડ રાખી નીભાવની સારી ગોઠવણ કરી અને જરથોસ્તી મુસાફરોના ઉતારા માટે મકાન બંધાવી અંજુમનને આપ્યું હતું. પછી રવાંનોને અવલમંજલ માટે એક દોખમું બંધાવવાનું કામ માથે ઉઠાવી, પોતાના લાગવગથી પુરતું ફંડ ભરાવી ૧૮૯૭ માં ઇડોરમાં દોખમું બંધાવ્યું, અને સડકની મરામત તથા ખાંધીઆ વગેરેનો બંદોબસ્ત કરી અંજુમનને ઘણી સવલતા કરી આપી. મધ્ય હિંદની સરકારના પણ માનીતા હતા. ઇંડોરની બજાર કમીટીના પ્રેસીડંટ અને સેશન કોર્ટના એસેસર હતા. અને વળી પારસી અંજુમનના પણ પ્રેસીડંટ હતા. એવણ ઇંડોરમાંજ ગુજર્યા.

---

૧ જામે જમશેદ, તા૦ ૨ જી મે ૧૯૦૬.
૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૩ જી મે ૧૯૦૬.
૩ શેઠો ખરશેદજી, મરહુમ બહમનજી, અને હોરમજજી નશરવાનજી વાડીઆના બાવા.

૪ એવણની એક આખાં કદની સબી ઇંડોરની અંજુમને પડાવી ત્યાંની દરેમેહરમાં તા૦ ૧૦ મી જુન ૧૯૦૭ ને દીને ખોલ્લી મુકી હતી.

તા૦ ૧૪ મી મે.

સર જાંહગીરજી કાવશજી રેડીમનીએ મરહુમ સર કાવશજી જાંહગીરવાલી આંખની હાસ્પીટલના સંબંધમાં એક નવી ઇમારત બાંધવાને રૂ. ૩૦,૦૦૦) સરકારમાં આપ્યા હતા.[1]

તા૦ ૧૬ મી મે.

રોજ ૫ માહ ૯ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

**મરણ**—સરજ્યન લફટનંટ કર્નલ હોરમજજી મેહરવાનજી હકીમ. હીંદી તબીબી સનદી નોકરી મધેના અમલદાર ( આઇ. એમ. એસ.) એવણ મદરાસના સેનીટરી ઓફીસર હતા. અને ત્રણે સરકારી હોસ્પીટલો એવણનાં અખ્તીયારમાં હતી. મદરાસમાં બદલી થયા અગાઉ એવણ તેલીચરીમાં હતા. સરકારી તબીબી અમલદાર તરીકે એવણ બરમાહની લડાઇ તેમજ ચીનની લડાઇપર પણ ગયા હતા. તાનજોર ખાતે ઝેરી તાવથી ગુજર્યા.

---

તા૦ ૨૨ મી મે.

રોજ ૧૧ માહ ૯ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

**મરણ**—રૂસતમજી દાદાભાઇ વાનીઆ—એવણ સુરત રૂસ્તમપરાનાં વતની હતા. મધ્યમસરની વેહવારૂ કેળવણી લઇ બ્રીટીશ સરકારનાં કમીસરીટ ખાતાંમાં કવેટા–કંદહારથી નોકરીની શરૂઆત કરી હોંગકોંગ, કંતાન, શેંગાહી અને હેનકાઉની માહીતી ધરાવી છેલ્લાં વીશ વર્ષ થયાં હાંગકાંગમાં દલાલીનો ધંધો કરતા હતા અને ત્યાંના પારસી અને હીંદીવાન ભાઇઓમાં ઘણા માનીતા હતા. હાંગકાંગની પારસી ક્રીકેટ કલબના સ્થાપક હતા. કે જે રમતના મરહુમ ઘણાં શોખીન હતા. અને હાંગકાંગમાંજ ગુજર્યા.

---

લંડનની સોસાયટી ઓફ આરટસની એક સભામાં કરનલ પી. મોલેસવર્દ સાઇકસે આજ દીને "ઇરાંનના પારસીઓ" વિષે એક ભાષણ હિંદુસ્થાનના માજી

---

[1] એ માટેનો સરકારી ઠરાવ નીચે આપ્યો છે:—

It having been represented to Sir Jehangir Cowasji Jehangir that the accommodation at the Sir Cowasji Jehangir Ophthalmic Hospital was found to be insufficient for the increasing number of patients, both in-door and out-door, that gentleman offered to place at the disposal of Government a sum of Rs. 25,000 towards the cost of constructing a new building on the following conditions:—

That the old and new buildings be named "The Sir Cowasji Jehangir Ophthalmic Hospital."

That a medallion bust of the late Sir Cowasji Jehangir be placed in a conspicuous place to be selected in consultation with the donor, accompanied by a tablet reciting the name of the Hospital.

That a special ward to contain at least eight beds be reserved for Parsi patients, a tablet being affixed at the entrance of the ward inscribed "The Sir Cowasji Jehangir Ward for Parsis only."

As the building was estimated to cost Rs. 58,290, Sir Jehangir has generously increased his contribution to Rs. 30,000 on the understanding that the work should be commenced without delay.

His Excellency the Governor-in-council has been pleased to accept with gratitude the offer made by Sir Jehangir Cawasji Jehangir, and the promised contribution having been paid into the Treasury, orders have been issued to commence the work forthwith. The Governor in Council desired to take this opportunity of giving public expression to his appreciation of the liberality of Sir Jehangir Cowasji Jehangir which enables provision to be made for the much needed addition to the existing accommodation in the Ophthalmic Hospital.

Times of India 4th June 1906.

એટલે સર કાવશજી જાંહાંગીરવાલી આંખની હાસ્પીટલ માટેની સગવડની કોતાહી પ્રત્યે સર જાંહાંગીર કાવસજી જાંહાંગીરનું ધ્યાન ખેંચવામાં આવ્યું હતું જે ઉપરથી તેઓએ નીચલી શરતોએ રૂ. ૨૫) હજારની રકમ નામદાર મુંબઈની સરકારને સપુરદ કરવાને સ્વીકાર્યું છે. તે માટેનું નવું તથા જુનું મકાન શર કાવશજી જાંહાંગીર ઓપથેલમીક હાસ્પીટલ તરીકે ઓળખાવું જોઇયે. સર કાવસજી જાંહાંગીરનું એક બસ્ટ અને તેની હેઠળ હાસ્પીટલના નામ સાથની તખ્તી ઘણી ધ્યાન ખેંચનારી જગાએ રાખવી. ખાસ વોર્ડ જે 'પારસીઓ માટેના સર કાવસજી જાંહાંગીર વોર્ડ' તરીકે ઓળખાશે તેમાં ઓછામાં ઓછા પારસી દરદીઓ માટેના ૮ બીછાના રાખવાં. પણ બીલ્ડીંગના બાંધકામ પાછળના ખરચનો અડસટો રૂ. ૫૮,૨૯૦) ની રકમનો થવાથી સર જાંહાંગીરે સખાવતની રકમમાં વધારો કરીને તે રૂ. ૩૦) હજારની કરી છે પણ એવી શરતે કે તેને લગતું બાંધકામ કાંઇપણ ઢીલ વગર ચાલુ કરી દેવું.

સર જાંહાંગીર કાવસજી જાંહાંગીરની ઓફર નામદાર ગવરનર ઇન કાઉન્સીલે ઉપકાર સાથે સ્વીકારી છે અને તે રકમ આપી દેવામાં આવેલી હોવાથી નવા વોર્ડને લગતું બાંધકામ ચલાવવાને ઓરડર કાઢવામાં આવ્યો છે. સર જાંહાંગીર કાવશજી જાંહાંગીરની એ પ્રકારની ઉદારતાની જાહેર રીતે કદરસનાસી બતાવવાની તક નામદાર ગવરનર ઇન કાઉન્સીલ હાથ ધરે છે, અને તે મુજબનો સરકારી ઠરાવ બહાર પાડવામાં આવ્યો છે.

જામે જમશેદ, તા૦ ૧૫ મે ૧૯૦૬.

વાઇસરાય લાર્ડ કર્ઝનનાં પ્રમુખપણાં હેઠળ કર્યું હતું. ભાષણની છેવટે હાજર રહેલા એક પારસી ગ્રહસ્થ મી૦ રતન જમશેદજી તાતાએ ઇરાંનના ગરીબ પારસીઓ માટે ૫૦૦) પૌંડ યાને રૂ. ૭૫૦૦) કરનલ સાઇકસને આપવા માગ્યા હતા. સર મનચેરજી મેહરવાનજી ભાવનગરી, સી. આઇ. એ ભાષણ કર્તાનો તથા પ્રમુખનો ઉપકાર માન્યો હતો.[1]

તા૦ ૨૪ મી મે.

રોજ ૧૩ માહ ૯ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

**મરણ**—દાદાભાઇ બાપુજી લાંમ[2]—ઉમરવર્ષ ૬૧). એવણે શરૂઆતમાં ઓરીયંટલ બેંકમાં એકાદ વર્ષ નોકરી કીધા બાદ નાહના પાયા ઉપર કાપડનો વેપાર ડી. બી. લામની કુંપનીને નામે ચાલુ કીધો હતો. તે પેહડીનું કામકાજ ધીમે ધીમે વધારી કલકતા, દીલ્હી, કાનપોર વગેરે મોટાં શેહરોમાં શાખાઓ સ્થાપી હતી.

તા૦ ૧ લી જુન.

આજ દીને નામદાર શાહનશાહ તથા શાહનશાહબાનુએ બકીંગહામ પલેસમાં ભરેલી દરબારમાં મુંબઇવાલાં બાઇઓ આવાંબાઇ ફરાંમજી પીટીટ, હમાબાઇ ફરાંમજી પીટીટ અને દીનબાઇ ફરદુનજી પીટીટની તે નામદારો સાથે મુલાકાત કરાવવામાં આવી હતી.[3]

તા૦ ૨ જી જુન.

રોજ ૨૨ માહ ૯ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

**મરણ**—શેઠ મનચેરજી ફરામજી પુજીના, હકીમ—ઉમર વર્ષ ૮૦. એવણે લગભગ ૬૩ વરસ મુંબઇમાં દેશી હકીમું કીધું હતું, અને જાણીતા હીંદુઓમાં વીશ્વાસ મેલવ્યો હતો. પોતાની બુઝર્ગ વય છતાં ભાગ્યેજ કોઇ વેળા બિમાર થયા કે દવા પીધી હશે, એવી નિયમિત જીંદગી તેવણે ગુજારી હતી. તેવણ ફક્ત મરણ ટાંકણેજ ત્રણ દીવસ બિમાર પડયા હતા.

તા૦ ૫ મી જુન.

અમદાવાદમાં ઉભી થયલી નરસીંગ આસોશીએશનનાં ફંડમાં ખા૦ બા૦ નવરોજી પેશતનજી વકીલે રૂ. ૬૦૦૦) ની રકમ ભરી હતી.[4]

૧ જામે જમશેદ, તા૦ ૯ મી જુન ૧૯૦૬.

૨ શેઠો શેરાબ, પીરોજશાહ, રૂસતમજી અને બાપુજી દાદાભાઇ લાંમ (સોલીસીટર) ના બાવા.

૩ જામે જમશેદ, તા૦ ૩૦ મી જુન ૧૯૦૬.

૪ મુંબઇ સમાચાર, તા૦ ૫ મી જુન ૧૯૦૬.



વલસાડથી એરગાંમ સુધીની બાર મૈલની સડક બાંધવાને શેઠ કાવશજી ધનજીભાઇ ધનભુરાએ સરકારમાં રૂ. ૬૦૦૦) ની રકમ એવી સરતે આપી હતી કે એ સડક ઉપર ગાડાં ફરે તેનો કાંઇ ટોલટેક્ષ લેવો નહિ, અને એ રસ્તાને "કાવશજી ધનજીભાઇ રોડ" નામ આપવું.[5]

વાંદરાની પાસે આવેલાં સાંટાકરૂઝ ગામમાં એક ધર્મનું દવાખાનું ઉઘાડવા માટે બાઇ આવાંબાઇ તે મરહુમ શેઠ નાનાભાઇ રૂસતમજી જમુજીનાં વીધવાએ પોતાના મરહુમ ખાવંદની યાદગારીમાં રૂ. ૧૦,૦૦૦) રકમનું એક મકાન ભેટ આપ્યું હતું આ દવાખાનું ખોલ્લું મુકવાની ક્રિયા થાણાના આસીસ્ટંટ કલેકટર મી૦ ટરનરે આજદીને એક મોટા મેલાવડાની હજુરમાં કીધી હતી.[6]

તા૦ ૧૧ મી જુન.

રોજ ૧ માહ ૧૦ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

**મરણ**—સરજ્યન મેજર ફરાંમજી રતનજી દીવેચા[7]—ઉમર વર્ષ ૫૩) એવણ અત્રેની ગ્રાંટ મેડીકલ કોલેજની એલ. એમ. એંડ એસ. ની પદ્વી મેલવી બીજાપુર ખાતે ફેમીન ડયુટીપર નેમાયા, અને બીજા ઓધ્ધાઓ ભોગવી પછી વીલાયત જઇ ઇંડિયન મેડીકલ સરવીસમાં ફતેહ મેલવી હતી. એ નોકરીમાં જુદા જુદા ઓધ્ધા ભોગવી સરજ્યન મેજરની પદ્વીએ ચહડી થોડાંક વર્ષની વાત ઉપર મદરાસ ઇલાકાની લશકરી તબીબી નોકરીમાંથી રીટાયર થયા.

તા૦ ૧૬ મી જુન.

કલકતાવાલા શેઠ મેહરવાનજી નાનાભાઇ મેહતાએ નારગોલની દરેમેહરનાં કમ્પાઉન્ડમાં એક કુવો બંધાવી આજ દીને ખોલ્લો મુકયો હતો.[8]

૫ રાસ્ત ગોફતાર, તા૦ ૧૦ મી જુન ૧૯૦૬.

૬ જામે જમશેદ, તા૦ ૯ મી જુન ૧૯૦૬.

૭ શેઠ રૂસ્તમ ફરાંમજી દીવેચા (સોલીસીટર)ના બાવા.

૮ સાંજ વર્તમાન, તા૦ ૨૫ મી જુન ૧૯૦૬.

એ કુવાપર નીચે મુજબ તખ્તી મારેલી છે :—

"શ્રી પાક દાદાર હોરમઝદની મદદ હોજો."

"આએ કુવો શ્રી નવસારીના રહીશ અને શ્રી કલકતાના વેપારી શેઠ મેહેરવાનજી નાનાભાઇ મેહેતાએ પોતાનાં બેશીઓ મરહુમો માતાજી નવાજબાઇ નાનાભાઇ મહેતા તથા પીતાજી નાનાભાઇ મનાજી મેહેતા તથા ધણીયાણી બાઇ નાલીબાઇ મેહેરવાનજી મેહેતાના પુનને અર્થે બંધાવી શ્રી નારગોલની જરથોશતી અનજુમનને દરેમેહેરમાં વાપરવા સ્વાધીન કીધો છે.

"પારસી રોજ ૬ ઠો, માહ ૧૦ મો, સને ૧૨૭૫ યજદેજરદી.

"તારીખ ૧૬ જુન સને ૧૯૦૬ ઇસવી"

તા૦ ૧૭ મી જુન.

રોજ ૭ માહ ૧૦ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

**મરણ**—બેજનજી રૂસતમજી કાલાપેસીના—ઉમર વર્ષ ૬૩). એવણ ૨૦) વર્ષની ટુંક ઉમરે સરકારી નોકરીમાં દાખલ થઇ પોતાની બાહદુરી અને સમયસુચકતાથી બારવતીયાઓની સામે અનેક વખતે ઉપયોગી થઇ પડયા હતા. ૧૮૬૫ માં રાજકોટ કેંપની જેલ મીયાનાઓએ તોડી ત્યારે એવણ ત્યાંના જેલર હતા. અને પોતાની બાહોશીથી પોતાનો તથા બીજા પોલીટીકલ ઓફીસરોનો જાન બચાવ્યાનું માન મેલવ્યું હતું. સેવટે થાણુદારની પદ્વી મેલવી આજ આઠ વર્ષ થયાં રીટાયર થઇ એકાંત જીંદગી ગુજારતા હતા. એવણ રાજકોટમાં જઇ ગુજર્યાં.

---

**મરણ**—મનચેરજી કાવસજી ફોજદાર—ભરૂચવાલા શેઠ દીનશાહ ફરાંમજી હમાવાલાના ભાણેજ. એવણ ખેતીના બાપીકા ધંધામાં હતા, પણ નબળાં વર્ષોને લીધે ખમ્વું પડવાથી આજ અઢી વર્ષની વાતપર ખોલાડ ગામના શ્રીમંત વેપારી શેઠ અહમદ સુલેમાન ખોરાની ત્રાન્સવાલમાં આવેલી હેડલબર્ગની પેઢીના મુનીમ તરીકે ગયા હતા. જીંદગીએ યારી આપી હોત તો ત્યાં સારી રીતે મચી જતે. પણ ત્યાં હેડલબર્ગ ખાતેજ ગુજર્યા.

---

તા૦ ૨૩ મી જુન.

રોજ ૧૩ માહ ૧૦ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

**મરણ**—શોરાબજી રૂસતમજી મોદી[1]—ઉમર વર્ષ ૭૫). એવણ ૧૮૫૬ ના સાલમાં તે વખતના જાણીતા સોલીસીટર મી૦ ફ્રેડરીક ફેથફુલના આરટીકલડ કલારક થયા હતા અને તે વખતે પારસી સોલીસીટર થવા બાહર પડયા તે માટે લોકોમાં બહુ ઉલટ પેદા થઇ હતી. ૧૮૬૨ માં પરીક્ષામાં નીષ્ફળ જવા પછી લથડતી તબીયતને લીધે મી૦ કમરૂદીન તૈયબજીનાં મેનેજીંગ કલારક તરીકે કામ શરૂ કીધું. એવણે ખતપત્રો અને લખતો ઘડવામાં સારી નામના મેળવી હતી.

---

અતરે નીકલતાં "પુરસદ" ચોપાનીઆંની ૨૫) માં વર્ષની સીલવર જુબીલીની ખુશાલીનો એક મેળવડો આજ દીને ટાઉન હોલમાં સર જમશેદજી જીજીભાઇ બારોનેટના પ્રમુખપણાં હેઠળ થયો હતો.[2]

તા૦ ૨૪ મી જુન.

રોજ ૧૪ માહ ૧૦ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

**મરણ**—દીનશાહ ટેહમુલજી નરીમાન[3]—ઉમર વર્ષ ૩૪). ડાકટર (હાલના સર) ટેમુલજી ભીખાજી નરીમાનના બીજા બેટા. એવણ મેશર્સ સાસુન જે. ડેવીડની કંપની તથા બીજી આફીસોમાં દલાલી કરતા હતા, અને મરણની આઠ દહાડા અગાઉ વીલાયતની મુસાફરીએ જવા નીકલ્યા હતા, અને દર્યામાંજ ગુજર્યા.

---

**મરણ**—એ૦ મેહેરવાંનજી ફરાંમજી સીનોર—ઉમર વર્ષ ૮૦). એવણ સુરત નાનપરાની સર જ. જી. પારસી છોકરા-છોકરીઓની ઝંદ નિશાળના શીક્ષક હતા. નાનપરાના, ઘણાખરા તેમજ દેશાવરના કેટલાક, મોબેદોના છોકરાઓ એવણને ઘેર ખાસ રહી મોબેદીનો પેશો શીખી, નાવર મરાતબ થતા. એવા ઘણાઓ મુંબઇ, પુના, કરાંચી વગેરે તરફ મોબેદીનો પેશો કરે છે. એવણ આગળ દેશી રેસમી કાપડનો પણ વેપાર કરતા હતા, અને ખેતીવાડીમાં પણ ખબરદાર હતા. એવણ સુરત ખાતેજ ગુજર્યા.

---

તા૦ ૨૭ મી જુન.

સરદાર સમશુલ ઓલમા ખાનબાહદુર દસ્તુર હોશંગ જામાસ્પજી જામાસ્પ આશાનાને મળેલા સી. આઇ. ઇ. ના ખેતાબનો ચાંદ આજ દીને નામદાર ગવરનરની લેવી ભરાયા આગમજ કૌનસીલ હૉલમાં એનાયત કરવામાં આવ્યો હતો.[4]

---

તા૦ ૨૯ મી જુન.

આજ દીને નામદાર શાહનશાહની સાલગ્રેહની ખુશાળીમાં અપાયલા ખેતાબોમાં નીચલા પારસી ગ્રહસ્થોને ખેતાબો મલ્યા હતા:—

ખાનબાહદુરનો ખેતાબ—શેઠ બહમનજી દોરાબજી પદમજી.

ખાનસાહેબનો ખેતાબ—મધરાજનાં જાહેર બાંધકામ ખાતાંના માજી સબ-એનજીનીઅર શેઠ શાપુરજી સોરાબજી.[5]

---

આજ દીને નામદાર શાહનશાહની સાલગ્રેહની ખુશાળીમાં લંડનનાં હોટલ સેસીલમાં શેઠ બહમનજી દીનશાહજી પીટીટે ગ્રેટબ્રીટનમાં વસ્તા સઘળા પારસીઓને એક ખાણું આપ્યું હતું.[6]

---

૧ શેઠો દીનશાહ, નવરોજજી અને કેખશરૂ સોરાબજી મોદીના બાવા.

૨ જામે જમશેદ, તા૦ ૨૬ મી જુન ૧૯૦૬.

૩ ડા૦ નરીમાન દીનશાહ નરીમાનના બાવા.

૪ જામે જમશેદ, તા૦ ૧૨ મી જુન ૧૯૦૬.

૫ ટાઇમ્સ ઑફ ઇંડીઆ, તા૦ ૨૫ મી જુન ૧૯૦૬.

૬ રાસ્ત ગોફતાર, તા૦ ૨૨ મી જુલાઇ ૧૯૦૬.

તા૦ ૩૦ મી જુન.

રોજ ૨૦ માહ ૧૦ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

**મરણ—**બેહરામજી પેસતનજી મેહતા—મરણ વખતે મુંબઇની મ્યુનીસીપાલીટીના લાઇસંસ ખાતાંના કામચલાઉ સુપ્રીન્ટેન્ડંટ હતા. એવણે મુંબઇ મ્યુનીસીપાલીટીમાં ૧૬) વર્ષ નોકરી કરી હતી અને બે વેળાએ લાઇસંસ ખાતાંના સુપ્રીન્ટેન્ડંટનો ઓધ્ધો કેટલોક વખત સુધી ભોગવ્યો હતો.

---

તા૦ ૧૧ મી જુલાઇ.

રોજ ૧ માહ ૧૧ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

**મરણ—**નોશરવાન બરજોરજી બહેરામજી ડાકટર—ઉમર વર્ષ ૩૮). ભાવનગરવાળા ડાકટર બરજોરજીના બેટા. તેવણ ૧૮૯૮ માં બેરીસ્ટરની પરીક્ષા પસાર કરી, ત્યાર બાદ બેરીસ્ટરનો ધંધો ચલાવતા હતા.

---

**મરણ—**ડા૦ રૂસ્તમજી માણેકજી કાલાપેસીના—ઉમર વર્ષ ૩૬. એવણે ૧૮૯૩ માં એલ. એમ. એન્ડ એસ. ની તબીબી પદ્દી મેળવવા સાથ સોનાનો ચાંદ (વહાડકાપની વિદ્યામાં) તથા ઇનામો મેળવ્યાં હતાં. કોલેજમાંથી બહાર પડયા પછી એવણ સર જમશેદજી હાસ્પીટલની ઑનરરી એસીસ્ટંટ ફીઝીશ્યન તથા ગ્રાંટ મેડીકલ કોલેજના પેથોલોજીના લેકચરર નેમાયા હતા. મુંબઇમાં પહેલ વહેલી મરકી ઉભરી નીકળ્યાથી તેના અટકાવની રસી પ્રોફેસર હાફકીને શોધી કહાડી હતી તેના હાથ હેઠળ એવણે કામ કીધું હતું. એમનો હાથ ઘણો ટરેલ હોવાથી હજારો લોકો એવણના હાથથી પ્રોફેસર હાફકીનની રસી પોતાના બદનમાં મેલાવવાને ખંતી હતાં, તેમજ દમણ, ઉદવાડા, ઉરન વગેરે ગામોમાં એવણને ખાસ બોલાવી સેંકડો લોકોએ રસી મુકાવી હતી. મુંબઇ યુનીવરસીટીનો ડોસાભાઇ હોરમસજી કામા પ્રાઇઝ મેડલ "મુવેલાં માણસોને ઠેકાણે પાડવાની જુદી જુદી રીતીઓના ફાયદાઓ તથા ગેરફાયદાઓ" વાળી બાબદ ઉપર એક નીબંધ લખી એવણે ૧૮૯૭ ના કાનવોકેશનમાં મેળવ્યો હતો. મુંબઇમાં એવણની ધરાકી રફતે રફતે વધી પડી હતી. એવણ ૧૯૦૨ ના મે માસમાં ઇંગ્લંડ વધુ અભ્યાસ કરી પરીક્ષાઓ પસાર કરવાને ગયા હતા, પણ ત્યાં બીમાર ચાલ્યા કીધા. છતાં ૧૯૦૩ ના જાનેવારી માસમાં તે તરફ એલ. આર. સી. પી. અને એમ. આર. સી. એસ. ની પરીક્ષાઓ ફતેહમંદીથી પસાર કરી હતી. ૧૯૦૪ ના જુન માસમાં લંડનની એમ. બી. યાને બેચેલર ઑફ મેડીસનની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી, પણ ત્યાર પછી બીમારી વધુ ને વધુ ચાલ્યાથી હીંદુસ્તાન પાછા ફરવાનો રસ્તો લીધો પણ સ્ટીમરમાં પણ વધુ બીમાર થવાથી એડન ઉતરી પડવું પડયું હતું. એડનમાં થોડાક માસ રહી બે માસ ઉપર મુંબઇ પાછા ફરયા હતા, અને અત્રેજ મરણ અતી જવાન વયે નીપજ્યું હતું.

---

તા૦ ૧૩ મી જુલાઇ.

વલસાડવાલા શેઠ કાવશજી ધનજીભાઇ ધનજીરાનાએ વલસાડથી બેરગામ સુધીના રસ્તાની સડક બાંધવા માટે રૂ. ૬૦૦૦) ની રકમ સરકારમાં આપી હતી. એજ શેઠે વલસાડ મધે મ્યુનીસીપાલીટીની છોકરા-છોકરીઓની શાળા માટે એક મકાન બાંધવાને બીજા રૂ. ૫૦૦૦) મ્યુનીસીપાલીટીને ભેટ આપ્યા હતા.[1]

---

મરહુમ બાઇ પીરોજબાઇ તે મરહુમ શેઠ નશરવાનજી જાહંગીરજી વહાડયાના વીધવાએ પોતાની મીલકતમાંથી રૂ. ૧ લાખ અલાહેદા કાઢી તેનું એક ત્રસ્ટડીડ કર્યું હતું. તે ત્રસ્ટના ઠરાવેલા ત્રસ્ટીઓની નજરમાં જેમ દુરસત લાગે તેમ પારસી કોમના લાભને માટે મરહુમ બાઇનાં પોતાના તથા તેવણના મરહુમ ધણી શેઠ નશરવાનજીના પુનને માટે તે ત્રસ્ટની રકમની બ્યવસથા કરવા ફરમાવ્યું હતું.[2]

---

તા૦ ૨૦ મી જુલાઇ.

રોજ ૧૦ માહ ૧૧ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

**મરણ—**બરજોરજી પેસ્તનજી રબાડી તથા રીપોરટર[3]—ઉમર વર્ષ ૫૪). ધી એમપ્રેસ આયરન એન્ડ બ્રાસ વર્કસના માલેક. એવણ પ્રથમમાં જી. આઇ. રેલ્વેમાં ડ્રાઇવર હતા. પાછળથી નોકરી છોડી લોખંડનું એક કારખાનું કાઢ્યું હતું જે સારી હાલતમાં મુકી તેવણ મરણ પામ્યા હતા.

---

બાઇ જરબાઇ તે મરહુમ શેઠ હોરમજજી માણેકજી દાદાચાનજીનાં વીધવાએ ગરીબ જરથોસ્તીઓનાં રેહઠાંણોનાં ફંડ હસતક પોતાના ખાવંદ તથા ભાઇ મરહુમ શેઠ રૂસતમજી શાપુરજી બાટલાનાં પુન માટે બે મકાનો બંધાવવા સારૂં રૂ. ૩૦,૦૦૦) ની રકમ ભેટ આપી હતી.[4]

---

૧ જામે જમશેદ, તા૦ ૧૬ મી જુલાઇ ૧૯૦૬.

૨ જામે જમશેદ, તા૦ ૨૮ મી એપ્રીલ ૧૯૦૬.

૩ શેઠો બહેરામજી, ખરશેદજી, સોહરાબજી, હોરમજજી, નાદરશાહ, ગુસ્તાદજી તથા જાલ બરજોરજી રીપોરટરના બાવા.

૪ રાસ્ત ગોફતાર, તા૦ ૨૨ મી જુલાઇ ૧૯૦૬.

તા૦ ૪ થી આગસ્ટ.

જંગબારના નામદાર સુલતાને નીચલા પારસી ગ્રહસ્થોને પોતાની સેવા બજાવવા માટે "એલ એલયા" ના બીજા, ત્રિજા અને ચોથા વર્ગના ચાંદો એનાયત કીધા હતાઃ-

**બીજા વર્ગનો ચાંદ**—શેઠ બહમનજી માણેકજી દારૂખાનાવાલા.

**ત્રિજા વર્ગનો ચાંદ**—શેઠ ખરશેદજી કાવશજી પાવરી, ડાકટર પેસતનજી બાપાજી નરીમાન.

**ચોથા વર્ગનો ચાંદ**—શેઠ માણેકજી બહમનજી દલાલ.[1]

તા૦ ૫ મી ઑગસ્ટ.

રોજ ૨૬ માહ ૧૧ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

**મરણ**—શેઠ સોરાબજી બેહરામજી એદલજી કલેકટર—ઉમર વર્ષ ૩૨. કરાંચીના એક ચુસ્ત ક્રીકેટર તરીકે પંકાયલા હતા, અને તેવણે એક વર્ષ પારસી પ્રેસીડન્સી મેચમાં પણ ભાગ લીધો હતો. ક્રીકેટ સીવાય બીલીયર્ડમાં પણ બહુ હુશીયાર હતા. પોતાના પીતાની યુરોપશોપ તથા આઇસ ફેકટરી તેમની જોડે મેનેજ કરતા હતા.

તા૦ ૭ મી આગસ્ટ.

શેઠ નાદરશાહ નવરોજજી ખજુરીનાને પંજાબ પ્રાંતમાં સંસ્થાન વસાવવા માટે નામદાર સરકારે એલાહેદી કાઢેલી જમીનમાંથી ૧૫૮।। એકરના વીસ્તારની જમીન ઘટતો ઉપયોગ કરવા માટે પંજાબના લફટનંટ ગવરનર તરફથી ભેટ આપવામાં આવી હતી.[2]

તા૦ ૧૧ મી આગસ્ટ.

અમદાવાદ મધે મરહુમ ખાન બાહદુર જાંહગીરજી પેસતનજી વકીલના નામથી તેમની પુંજીમાંથી પારસીઓને હવા ફેરબદલ કરવાને માટે એક સેનીટેરીયમ બંધાવી આજ દીને ખોલ્લું મુકયું હતું.[3]

તા૦ ૧૨ મી આગસ્ટ.

સુરતની પાસે આવેલાં વેસુ ગામમાં કેટલેક વખત થયો દુકાળ, મરકી, વગેરેના ઉપદ્રવથી ત્યાં વસ્તા ગરીબ પારસી, હીંદુ ખેડુત વગેરેના લોકોની ઘણી ખરાબી થઇ હતી, તથા લોકોના પાળનારાનાં મરણ નીપજવાથી ભુખમરો વગેરેની આફત ઘણી થઇ હતી. તેને માટે મદદની ભારે જરૂર જણાયાથી સુરતમાં ડાકટર દીનશાહ જીવાજી એદલબેહેરામે એક ફંડ ઉભું કીધું હતું.[4]

તા૦ ૧૪ મી આગસ્ટ.

રોજ ૫ માહ ૧૨ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

**મરણ**—રૂસ્તમજી રતનજી બનાજી, વકીલ—ઉમર વર્ષ ૪૨). એવણ ૧૮૯૦ માં એલ એલ. બી. થઇ વકીલનો ધંધો મુંબઇ મધે ચલાવતા હતા. તેવણે ૧૯૦૦ માં સીકંદરાબાદ ખાતે જઇ ત્યાં વકીલનું કામ ચલાવવા માંડયું હતું અને ત્યાંજ કૉલેરાથી મરણ પામ્યા હતા.

તા૦ ૧૫ મી આગસ્ટ.

પુણાંની ફ્રીમેસનોની લોડજ સેંટ એનડ્રુસના ૪૨) વર્ષના જુના મેસન તથા પા સદીના ખજાનચી શેઠ પાલણજી નશરવાનજી ફ્રેંચમેનની એક તસવીર આજ દીને નામદાર ગવરનર લોર્ડ લેમીંગટનને હાથે લોડજનાં દીવાનખાનામાં ખુલ્લી મુકવામાં આવી હતી.[5]

તા૦ ૧૮ મી આગસ્ટ.

રોજ ૯ માહ ૧૨ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

**મરણ**—હોરમજજી ફરામજી દસ્તુર કામદીનના[6]—ઉમર વર્ષ ૪૦). તેમનો જનમ તા૦ ૧૭ મી ફેબ્રરવારી ૧૮૬૭ ને દીને થયો હતો. તેવણ એલ. એમ. ઇ. ની ટેકનીકલ ડીગ્રી મેલવ્યા બાદ ૧૮૯૩ માં સુરતની ફરદુનજી સોરાબજી પારખની હુન્નરશાળાના સુપ્રીન્ટેન્ડંટ નેમાયા હતા. એ હુન્નરશાળામાં બાઇ મોટલાંબાઇ વહાડયા વર્કશોપ છે તે શાળા જે આગળ એક સુથારી કારખાના જેવી હતી તેને હુન્નરશાળાની પંકતીએ એવણે મેલી દીધી હતી. એ ઉપરાંત વર્કશોપના મકાનો પોતાની હુશીયારીથી કરકસર કરી બાંધી આપ્યા હતા. તેવણે કેટલાંક પેટંટ મેલવ્યાં હતાં. તેમને ખઇ થયો હતો અને સુરતમાં ગુજરયા હતા.

તા૦ ૨૪ મી આગસ્ટ.

રોજ ૧૫ માહ ૧૨ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

**મરણ**—ડા૦ પીરોજશાહ પેસ્તનજી કુપર—ઉમર વર્ષ ૫૨. હારપીટાલ આસીસ્ટંટની મુંબઇ મધેની વઇદક સ્કુલમાં તાલીમ મેળવી સને ૧૮૭૪ માં અત્રેની સીવીલ હારપીટલમાં એપ્રેન્ટીસ દાખલ જોડાયા

---

૧ જામે જમશેદ, તા૦ ૪ થી આગસ્ટ ૧૯૦૬.
૨ જામે જમશેદ, તા૦ ૮ મી આગસ્ટ ૧૯૦૬.
૩ જામે જમશેદ, તા૦ ૨૭ મી આગસ્ટ ૧૯૦૬.
૪ જામે જમશેદ, તા૦ ૧૪ મી આગસ્ટ ૧૯૦૬.
૫ અખબારે સોદાગર, તા૦ ૧૭ મી આગસ્ટ ૧૯૦૬.
૬ શેઠો મીનોચહેર, કેરશાસ્પ તથા મો૦ રૂસ્તમજી હોરમજી દસ્તુરના બાવા.

હતા. તેમને દરદો પારખવાની ચાલાકી અને દવાઓના ગુણુ દોષની સારી માહીતી હતી. ત્યાર પછી હાંસોટની ડીસ્પેનસરીનો ચાર્જ સોંપવામાં આવ્યો હતો. સને ૧૮૭૯ માં તેમની બદલી ઇલાવ કરવામાં આવી હતી, ત્યાં લગભગ દોઢ દાયકા સુધી નોકરી બજાવી. ૧૮૯૫ માં નડીઆદ બદલી કરવામાં આવી હતી તે વખતે ઇલાવ ગામના લોકોએ માંહોમાંહે ઉઘરાણું કરી "પર્સ" દાખલ આપવા સરજ્યન જનરલ ઉપર મોકલી હતી. ૧૮૯૩ માં અફીમ સંબંધી રોયલ કમીશન નેમવામાં આવ્યું તે વખતે તેમજ ૧૮૯૮ માં પ્લેગ કમીશનમાં વઇદક સાક્ષી તરીકે એવણુને પસંદ કરવામાં આવ્યા હતા. ૧૮૯૬ માં એમની બદલી અંકલેસર ડીસ્પેનસરીમાં કરવામાં આવી હતી. ૧૮૯૮-૯૯ માં પ્લેગ સુપ્રીન્ટેન્ડન્ટ તરીકે બજાવેલી સેવાનો તેમજ સને ૧૮૯૯ માં હુબલી ખાતે મરકીનાં કામ ઉપર ખાસ મોકલવામાં આવ્યા તે વખતે બજાવેલી સેવાની નામદાર સરકારે ખાસ ઠરાવ બહાર પાડી નોંધ લીધી હતી. ૧૯૦૨ માં તેમની બદલી સુરત ખાતે કરવામાં આવી હતી, ત્યારે હુબલીની રૈયત નારાજ થઈ કલેકટર રૂબરૂ ડેપ્યુટેશનના આકારમાં ગઇ હતી અને બદલી મોકુફ રાખવા સરજ્યન જનરલને ભલામણુ કરવા અરજ કરી હતી. પણુ ઓફીસ 'એટીકેટ' જાળવવા ખાતર સરજ્યન જનરલે ના પાડવાથી તેમને સુરત જવું પડયું હતું, પણુ કમનસીબે તબીયત સારી નહિ રેહવાથી લાંબી રજા ભોગવી પેનશન ઉપર ૧૯૦૩ માં રીટાયર થયા હતા અને પછી અંકલેસરમાંજ ખાનગી ડીસપેનસરી ઉઘાડી હતી.

---

તા૦ ૨૬ મી આગસ્ટ.

રંગુન મધે સ્થાપેલી "મદરેસાએ રૈનક" કે જેને ત્યાંવાલા પારસી બારીસ્ટર શેઠ બહમનજી કાવસજી કપટાંને ઘણી મદદ કીધી હતી, તથા તે ખાતાંના ચેરમેન હતા, તેને લગતાં નવાં મકાનનો પાયો નાખવાની ક્રિઆ આજ દીને એ શેઠે કીધી હતી.[1]

---

તા૦ ૩૧ મી આગસ્ટ.

રોજ ૨૨ માહ ૧૨ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

**મરણુ**—કાવસજી સોરાબજી મહેતા, તીજોરીવાલા—પ્રથમ એડનની તીજોરીમાં એસીસ્ટંટ એકાઉન્ટંટ, ત્યાર પછી ત્યાંની રેસીડન્સી ઓફીસમાં હેડ કલાર્ક થયા હતા. તેમનું મરણુ એડન ખાતેજ નીપજ્યું હતું.

---

તા૦ ૧ લી સપટેમ્બર.

દેવલાલીનાં મરહુમ ડાકટર બાધુરજીવાલાં ખહીના દર્દીઓ માટેનાં સેનીટેરીયમમાં મધરાજવાલા શેઠ પીરોજશાહ મનચેરજી કલબવાળાએ પોતાના બાવા શેઠ મનચેરજી નશરવાનજી કલબવાળા અને માતાજી બાઇ કોલીબાઇનાં નામથી એક બ્લોક બાંધવાને રૂ. ૬૫૦૦) ભેટ આપ્યા હતા.[2]

---

ભાવનગરવાળા ડાકટર બરજોરજી બેહરાંમજીએ પોતાના બેટા મરહુમ શેઠ નશરવાનજીનાં નામથી એ સેનીટેરીયમના વચલા મોટા ચોકમાં એક ગોળ ખુલ્લું ફરતું મકાન બાંધી તેમાં પુસ્તકખાનું સ્થાપવા માટે ગોઠવણુ કરવાને રૂ. ૫૦૦૦) ભેટ આપ્યા હતા.[3]

---

તા૦ ૨ જી સપટેમ્બર.

સરદાર ખાનબાહદુર સમશુલ ઓલમા દસ્તુર હોશંગજી જામાસપજી જામાસપઆશાનાને નામદાર શાહનશાહ તરફથી ચાલુ ખ્રિસ્તી નવાં સાલને દીને મળેલા સી. આઇ. ઇ. ના ખેતાબ માટે અથોરનાનો તરફથી માનપત્ર આપવાનો એક મેળાવડો આજ દીને મુંબઇ મધે ચંદનવાડીનાં ભગર સાથ મોબેદોના વપડાસ માટેનાં અંજુમનના ઉધ્રાતનાં આતશબેહરામ સાહેબનાં દીવાનખાનાંમાં શેઠ રૂસતમજી ડોશાભાઇ શેઠનાનાં પ્રમુખપણાં હેઠળ મળ્યો હતો. પ્રમુખે જણાવ્યું કે આપણા દસ્તુર સાહેબની હકુમત પુણાં, શોલાપુર, બદનેરા, અજમેર, જાલના, ઇંદોર, ભુશાવળ, નશીરાબાદ, નીમચ, ઇગતપુરા, આકોલા, સતારા, બેલગામ, ખંડવા, મઉ, સીકંદરાબાદ, નાગપુર, ધુલીઆ, રતલામ, લખનો, ઝાનસી, વગેરે ૨૩) પંથકો ઉપર છે. એ બાદ અથોરનાનો તરફનું માનપત્ર સેક્રેટરી શેઠ શાપુરજી બેહરાંમજી કાતરકે વાંચી સંભળાવ્યા બાદ બદનેરા, અજમેર, નસીરાબાદ, નાગપોર, કાંપતી અને ઝાનસીની

---

૧ સાંજ વર્તમાન, તા૦ ૮ મી સપટેમ્બર ૧૯૦૬.

મકાનના પાયામાં નીચે મુજબની તખ્તી ચણી લેવામાં આવી છે:—

Madrasa-i-Raunaq Islam
Orphanage and School.
Foundation Stone laid by
B. Cowasjee Esq. Bar-at-Law
on 26th August 1906.

૨-૩ જામે જમશેદ, તા૦ ૪ થી સપટેમ્બર ૧૯૦૬.

એ બ્લોક બંધાઈ તૈયાર થવાથી તા૦ ૯-૨-૦૭ ને દીને ખોલ્લો મુકયો હતો.

અંજુમનો તરફથી આવેલાં માનપત્રો પણ વાંચી સંભળાવ્યાં હતાં. જે બધાંનો દસ્તુરજીની લડતી દેહની કમકઉવતીને લીધે તેવણુ તરફથી તેમના બેટા એમ૦ ફીરોઝ હોશંગ દસ્તુર, એમ. એ. એ જવાબ વાંચી સંભળાવ્યો હતો. જે બાદ મેળાવડો બરખાસ્ત થયો હતો.[1]

---

તા૦ ૫ મી સપટેમ્બર.

રોજ ૨૭ માહ ૧૨ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

**મરણ**—ડા૦ બાપુજી રૂસ્તમજી ફરામજી વાડીઆ—ઉમર વર્ષ ૪૫. એવણે ૧૮૮૯ માં એલ. એમ. એન્ડ એસ. ની પદ્દી મેળવી દાદર, નાયગામ, અને માટુંગા ખાતે પોતાની પ્રેક્ટીસ વધારી હતી, તેમજ ભાયખલા, કુરલા અને પરેલ ખાતે સારી લોક પ્રીયતા મેળવી હતી.

---

તા૦ ૬ ઠી સપટેમ્બર.

રોજ ૨૮ માહ ૧૨ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

**મરણ**—સુખલીબાઇ વીધવા હોરમજજી કાવશજી કુમાનાં—ઉમર વર્ષ ૧૧૦). એવણે એક સદી ઓલંગી હતી. તેવણ ખેતવાડી અગ્યારી મોહલ્લામાં રહેતાં હતાં.

---

તા૦ ૭ મી સપટેમ્બર.

પુણાં મધે કાવસજી દીનશાહ હૉલ તથા લાઇબ્રેરી ખોલ્લી મેલવાની ક્રિઆ જનરલ રીચરડસને એક મોટા મેળાવડાની હજુરમાં કીધી હતી.[2]

---

તા૦ ૧૩ સપટેમ્બર.

ગાથા ૫ (શે૦) ૧૨૭૫ યજદેજરદી.

**મરણ**—ખરશેદજી માણેકજી પટેલ—ઉમર વર્ષ ૩૫. તેવણ ક્રીકેટરોમાં "ખસી લોરડ" ને નામે જાણીતા હતા, તેઓ પ્રેસીડન્સી મેચનાજ દીવસે ગુજર્યા હતા. એક ડાબા હાથનું બહુ સ્ટેડી બેટ તેમજ બહુજ ચુનંદી ફીલ્ડ ઉપરાંત એક અચ્છા ડાબા હાથના ગુંચવણ ભર્યા ચેનજ બોલર હતા. તેવણે વરસો સુધી પ્રેસીડન્સીની મેચોમાં પારસીઓની તારીફ લાયક સેવા બજાવી હતી. તેમને મુદઇઓની બોલીંગનું ઝેર કમી કરવા હમેશાં પહેલી પેરમાં એક મજબુત વીકેટનો બચાવ કરવાજ મોકલવામાં આવતા હતા. તેવણે ૧૮૯૨ ની ઉતર હિંદુસ્તાનની પારસી ક્રીકેટ ટુર વખતે કીમતી ફાળો આપ્યો હતો. રાજકોટ, મદરાસ, પતીયાળા, સીમલા વગેરે જ્યાં જ્યાં પારસી ટીમ મુસાફરીએ જતો તેમાં તેમની સામેલગીરી જણાતી હતી. દર્ન તથા બ્રોકવેલ જેવા ચુનંદા વેલાતી પ્રોફેશનલ બોલરોને વટીક પતીયાળા ખાતે તેવણ હંફાવી તથા થાકવી નાંખતા હતા.

---

તા૦ ૧૬ મી સપટેમ્બર.

રોજ ૩ માહ ૧ (શે૦) ૧૨૭૬ યજદેજરદી.

શેઠ રૂસતમજી નશરવાનજી રૂસતમફરામનાએ અજમેરનાં દોખમાંપર જવાની પાકી સડક પોતાને ખરચે બંધાવી તે આજ દીને એક જશન કરી ખોલ્લી મુકી હતી, અને તેની વાર્સીક મરામતને માટે રૂ. ૫૦૦) ની સરકારી નોટ ભેટ આપી હતી.[3]

---

તા૦ ૧૭ મી સપટેમ્બર.

દખણના વડા દસ્તુર શમશુલ ઓલમા ખાનબાહદુર દસ્તુર હોશંગજી જામાસપજી જામાસપઆશાને ગયાં ખ્રિસ્તી નવાં સાલને દીને મળેલા સી. આઇ. ઇ. ના ખેતાબ માટેની મુબારકબાદીનું પુણાંની સર્વે કોમ તરફથી માનપત્ર આપવા માટેનો એક મેળાવડો બંદ ગારડસની નજદીક આવેલા "ખંડવાની મેનશન" માં મલ્યો હતો.[4]

---

રોજ ૪ માહ ૧ (શે૦) ૧૨૭૬ યજદેજરદી.

**મરણ**—રૂસતમજી ફરામજી ભાઠેના, એલ. સી. ઇ., આર. આઇ. ઇ.—ઉમર વર્ષ ૩૪). એવણનો જનમ તા૦ ૧૧ મી નવેમ્બર ૧૮૭૪ ને દીને થયો હતો. ૧૮૯૪ માં એલ. સી. ઇ. થવા બાદ એવણ શેઠ જમશેદજી તાતાએ સ્થાપેલી સ્કોલારશીપ મેળવવાને વધુ અભ્યાસ અર્થે ઇંગ્લંડ ગયા હતા. ત્યાં કુપરસ હીલમાં ઠરાવેલી મુદત સુધી અભ્યાસ કરવા પછી આર. આઇ. ઇ. ની પરીક્ષા ફત્તેહમંદીથી પસાર કરી તા૦ ૬ ઠી નવેમ્બર ૧૮૯૭ ને દીને તેવણ હીંદુસ્તાન પાછા ફર્યા હતા. એજ વર્ષના

---

૧ જામે જમશેદ, તા૦ ૩ જી સપટેમ્બર ૧૯૦૬.

૨ જામે જમશેદ, તા૦ ૮ મી સપટેમ્બર ૧૯૦૬.

૩ જામે જમશેદ, તા૦ ૨૬ મી સપટેમ્બર ૧૯૦૬.

૪ જામે જમશેદ, તા૦ ૨૨ મી સપટેમ્બર ૧૯૦૬.

એજ મુજબ પુણાંની બઝમે રોજે બેહરામ તરફથી માનપત્ર આપવાનો મેળાવડો તા૦ ૧૯ મી સપટેમ્બર ૧૯૦૬ ને દીને દસ્તુર હોલમાં સર જમશેદજી જીજીભાઇ બેરોનેટનાં પ્રમુખપણાં હેઠળ મલ્યો હતો. બઝમનું માનપત્ર આપ્યા બાદ દસ્તુરજી સાહેબનાં પંથકો દખણ હેદરાબાદ, શોલાપુર, નીમચ, ઇંડોર, બેલગામ, સતારા, માહબળેશ્વર, ખંડવા, જાલના, ઔરંગાબાદ, ઇગતપુરા, વગેરેથી આવેલાં માનપત્રો દસ્તુરજી સાહેબને અર્પણ કરવામાં આવ્યાં હતાં; તથા બઝમના એક સભાસદ શેઠ ફીરોજ કાવશજી તંબુવાળાએ પોતે દસ્તુરજી સાહેબની તસવીર ચીતારીને તથા સુંદર ફ્રેમમાં જડાવીને ભેટ આપી હતી તે સરનશીન સાહેબે ખોલ્લી મુકી હતી.

અકટોબર મહિનાની તા૦ ૧ લીએ તેવણ મુંબઇ સરકારનાં જાહેર બાંધકામ ખાતાંમાં દાખલ થયા હતા અને તેની નેહેરોની શાખામાં ત્રીજા ગ્રેડના મદદનીશ એનજીનીયર તરીકે સીંધની જામરાવ કનાલની પહેલી ડીસ્ત્રીકટનો ચાર્જ લીધો હતો. સને ૧૯૦૦ માં તેવણે મરાઠી ભાશાની પરીક્ષા પસાર કરી હતી. ખાનદેશ તથા નાશકના નેહેર ખાતાંમાંથી કેટલીક મુદત સુધી તેવણે નોકરી બજાવી હતી. ૧૯૦૨ ના આગસ્ટમાં તેવણે પ્રોફેશનલ એકઝામીનેશન પસાર કરી હતી, અને તેજ મહીનામાં તેવણને બીજી ગ્રેડમાં ચઢાવવામાં આવ્યા હતા. ડીસેમ્બર ૧૯૦૪ માં લારખાના ગયા હતા, ત્યાંથી ધાર કનાલ તેવણના હવાલામાં આપવામાં આવી હતી. તેવણ પોતાના ધંધામાં ઘણા કાબેલ હતા. તેમનું મરણ સક્કર મધે નીપજ્યું હતું.

---

તા૦ ૨૦ મી સપટેમ્બર.

રોજ ૭ માહ ૧ (શે૦) ૧૨૭૬ યજદેજરદી.

**મરણ**—એ૦ ભીખાજી રતનજી નરીમાન[1]—(ઉમર વર્ષ ૯૦). એવણ નવસારીના ભગર સાથ ટોળાના કાકાપાલણની પોળના એક નબીરા હતા, ઇ૦ સ૦ ૧૭૭૬ માં નવસારી મધે મોટી ધાડ પડી તે વેળાએ ત્યાંના આતશબેહેરામ સાહેબને છુપાછુપ સુરત લઇ જઇ શેઠ દાદાભાઇ માણેકજી શેઠનાની હવેલીમાં મુકયા તે વેળાએ તેની સાથે તેની નીગેહબાની તથા ખીદમત કરવા માટે હીંમત ધરી ૮ મોબેદો સુરત ગયા, તથા બરસનુંમ વગેરે જાળવી સલામત કેબલાને સાચવ્યા, તે ૮ માં એ૦ ભીખાજીના બાપના બપ.ના એજ નામવાળા એરવદ ભીખાજી રતનજી નરીમાન પણ એક હતા. એ૦ ભીખાજી લગભગ ૭૦ વર્ષ થયાં મુંબઈ આવ્યા હતા, અને મરહુમ શેઠ ખુરશેદજી નશરવાનજી કામાજીની સાથે સમાગમમાં આવવાથી એવણના વીચારો પણ સુધરેલા હતા. એઓ અહીં ઠક્કર માવજી મેઘજી નામના કાપડના મોટા વેપારી સાથે માવજી ભીખાજીના નામથી કાપડનો વેપાર ચલાવતા હતા અને તા૦ ૧૦ મી ફેબરવારી ૧૮૬૫ થી તેમાંથી ભાગ છોડવી પોતે એકલાએ તે ધંધો છેલ્લાં દશ વર્ષો સુધી ચાલુ રાખ્યો હતો. નવસારી મધે સ્થાપેલી સર કાવસજી જહાંગીર મદરેસા ઉભી કરવામાં એવણનો પણ હાથ હતો, અને મરહુમ શેઠ કામાજીને તે વેળાએ મુખ્ય સલાહ એવણની હતી. એ મદરેસા ઉભી કરવા પછી તેમાં મુંબઇ તથા બહારગામના જેબી અથોરનાનના છોકરાએ કેળવણી લેવાને આવે તેમની ખોરાકી તથા બીજી રીતની મદારત કરવાને એ મરહુમની મારફતે નવસારી મધે એરવદ ફરામજી નવરોજજી કાતરકે માથે લીધું હતું, અને તે બાબે તા૦ ૮ મી માર્ચ ૧૮૫૭ નાં મુંબઇના વર્તમાન પત્રોમાં જાહેર ખબરો છપાવી હતી. માસીક માંદગીવાળી પારસી સ્ત્રીઓ મરકીના વખતમાં હેઠે ગંધ મારતી ખડકાઓમાં બેશે તે એવણને ઘણું નાપસંદ હતું, અને મરકીના વખતમાં એ બાબેનો મામલો ઘણો ગંભીર થઇ પડવાથી એક દીવસ ખા. બા. બહમનજી બેરામજી પટેલની સાથે આખા કોટના લત્તાપર એ બાબેની પારસી સ્ત્રીઓને સમજ આપવાને એવણ ફર્યા હતા. આવા આગળ વધેલા તથા સુધરેલા વિચારોની સાથે પણ એવણે ભણવાગણવાનું તથા મોબેદી તરીકો જાળવી રાખ્યો હતો.

---

તા૦ ૨૨ મી સપટેમ્બર.

સુરત મધે બાઈ ખરશેદબાઇ તે મરહુમ સરજ્યન લફટનંટ કરનલ કેખશરૂ સોરાબજી નરીમાનનાં વીધવાએ પોતાના ખાવંદની પુંજીમાંથી રૂ. ૪૦૦૦) ની રકમ ત્યાંના પારસી અંજુમનનાં ધર્મનાં ફંડોના મેનેજરોને સોંપી તેનાં વ્યાજમાંથી સુરતનાં મરહુમ શેઠ પેસતનજી કાલાભાઇ વકીલના કદમી આતશબેહેરામમાં દરરોજનું સુખડ ચઢાવવા તથા દર સાલ એજ પાક મકાનમાં મેહેર મહીનો ને મેહેર રોજે ૨૨॥ શેરની તથા બીજી આવાં મહીનો ને તીર રોજે ૨૨॥ શેરની સુખડની માંચીઓ ચઢાવવા તથા આશીર્વાદ તરીકે રૂ. ૭ દર વરસ ધુંબજના મોબેદોને આપવા ફરમાવ્યું હતું.[2]

---

તા૦ ૨૫ મી સપટેમ્બર.

સર જાંહગીર કાવશજી જાંહગીર રેડીમનીએ મરહુમ સર કાવશજી જાંહગીરવાલી આંખની હાસ્પીટલના સંબંધમાં એક નવી ઇમારત બાંધવાને રૂ. ૩૦,૦૦૦) સરકારમાં આપ્યા હતા, તે ઇમારતનો પાયો નાખવાની ક્રિઆ આજ દીને મુંબઇના નામદાર ગવરનર લોર્ડ લેમીંગટને એક મોટા મેળાવડાની હજુરમાં કીધી હતી.[3]

---

તા૦ ૧ લી અકટોબર.

શેઠ કાવશજી જામાસ્પજી પાદશાહે ઈંગ્લાંડમાં "ધી ઇપસીચ ઓબઝરવર એંડ ફેલીક્ષટન ટાઇમસ" નામનું એક ઇંગ્રેજી રાજદ્વારી અઠવાડીક પત્ર કાઢવા માંડયું હતું.[4]

---

૧ ડા૦ સર તેમુલજી ભીખાજી નરીમાન તથા ડા૦ પેસ્તનજી તથા શેઠ રૂસ્તમજીના બાવા.

૨ જામે જમશેદ, તા૦ ૨૪ મી સપટેમ્બર ૧૯૦૬.

૩ જામે જમશેદ, તા૦ ૨૬ મી સપટેમ્બર ૧૯૦૬.

૪ સાંજ વર્તમાન, તા૦ ૧૫ મી અકટોબર ૧૯૦૬.

તા૦ ૨ જી અકટોબર.

આંટરોડનાં રેલવે સ્ટેશનપર કોઈ બે અંજાણી પારસી બાઈઓ બેખબરીથી અપ પલેટફોર્મના ઉતર ભણીના છેડા આગળથી લાઇન ઉપર ઉતરી ડાઉન પલેટફોર્મ ઉપર જવાની કોશેશ કરતાં હતાં તેવામાં કોલાબેથી વાંદરા જવા ઉપડેલી ત્રેનને સીગનલ મળેલી હોવાથી તે સ્ટેશનમાં દાખલ થઇ ચુકી હતી, અને પેલી બાઇઓ કચડાઇ જવાની અણી-પર હતી તેટલાં આંટરોડનાં સ્ટેશનપરના એક પારસી ટીકીટ કલેકટર મી૦ બાપુજી હોરમજજી હવાલદારે અંતની ઘડીએ પોતાના જીવના જોખમે ઓપલાવી પલેટફોર્મ ઉપરથી લાઇન ઉપર કુદકો મારી બંને બાઇઓને ઝટકો મારી દુર કરી નાખી, અને તેજ પળે લોકલ ત્રેનનું એનજીન તેઓની આગળથી પસાર થઇ ગયું. મી૦ બાપુજીએ લાઇન ઉપર જેવો કુદકો માર્યો કે બધાઓ એમજ સમજવા લાગ્યા કે છેક છેલ્લી પળે બે જીવને બચાવવા જતાં તે બાપડો પણ જરૂર કચડાઇ મરશે. પણ સર્વેની અજાયબી અને ખુશાળી વચ્ચે ત્રણે જણાં સલામત બચેલાં માલમ પડયાં હતાં.[1]

તા૦ ૪ થી અકટોબર.

રોજ ૨૧ માહ ૧ (શે૦) ૧૨૭૬ યજદેજરદી.

**મરણ—**હોરમસજી ખરશેદજી કુરલેવાળા—ઉમર વર્ષ ૫૧). એવણ તા૦ ૩૧ મી મે ૧૮૫૫ ને દીને જન-મ્યા હતા અને તા૦ ૧ લી આગસ્ટ ૧૮૭૭ ને દીને સરકારી નોકરીમાં દાખલ થયા હતા, ૧૮૮૬ નાં વર્ષ સુધી આબકારી અને ઇનકમટેક્ષ ખાતાંમાં તેઓએ જુદા જુદા ઓદ્ધાઓ ભોગવ્યા હતા. તા૦ ૧ લી એપ્રીલ ૧૮૮૬ ને દીને તેવણની નેમણુંક મુંબઇના મદદનીશ ઇનકમટેક્ષ કલેકટર તરીકે થઇ હતી. તે પછી ૧૮૯૭ સુધીમાં એવણે અનેકવાર ઇનકમટેક્ષ કલેકટરનો કામચલાઉ ઓધ્ધો ભોગ-વ્યો હતો, અને તા૦ ૪ થી ફેબરવારી ૧૮૯૭ ને દીને તેવણ મુંબઇના ઇનકમટેક્ષના કલેકટર તરીકે જાથુકના મુકરર થયા હતા. તેમની લાયક સેવાની પીછાનમાં છેલ્લાં ત્રણ વર્ષ તેમનો પગાર ખાસ વધારી તેમની નોકરીની કદર બુજી હતી. તેવણ સાદા, નમાના અને એક લાયકી-વાળા ગ્રહસ્થ હતા.

તા૦ ૬ ઠી અકટોબર.

નવસારીની સર કાવશજી જાંહગીર જરતોશ્તી મદ-રેસા સ્થાપ્યાને આજે બરાબર ૫૦ વર્ષ પુરાં થવાથી તેની જુબીલીની કેટલીક ધામધુમ એ તરફ કરવામાં આવી હતી. સહવારના પોહરમાં આખાં ગામમાં ઢોલ તાસા વજડાવવામાં આવ્યા હતા, તથા મદરેસાનાં મકાનને વાવટા તોરણોથી સણગારવામાં આવ્યું હતું. રાત્રે શોકરગુજારીનું જશન કરવામાં આવ્યું હતું, અને તે વેળાએ ઘણાક જર-થોસ્તીઓની સુચના ઉપરથી સર કાવશજી જાંહગીર રેડી-મની અને શેઠ ખુરશેદજી નોશરવાનજી કામાજીએ નવ-સારીમાં આવું ખાતું સ્થાપી જે ઉપકાર કર્યો છે તેની યાદગારીમાં એ બંને સાહેબોનાં નામ ત્યાં થતાં દરેક જાહેર જશને અને ધુપ નીરંગમાં લેતાં કરવાનો ઠેરાવ થયો હતો. રાત્રે બધે રોશની કરવામાં આવી હતી.[2]

તા૦ ૯ મી અકટોબર.

રોજ ૨૬ માહ ૨ (કૅ૦) ૧૨૭૬ યઝદેજરદી.

**મરણ—**દીનશાહ અરદેશર તાલેયારખાન[3]—ઉમર વર્ષ ૬૫. સુરતવાલા શેઠ અરદેશર સોરાબશાહ તાલેયારખાંનના બીજા દીકરા, એવણે સુરત હાઇસ્કુલમાં કેળવણી લીધી હતી. ૧૮૫૯ ના વર્ષમાં સુરતની ફારસી મદરેસાના સેક્રેટરી નેમાયા હતા. તા૦ ૧૯ મી મે ૧૮૬૨ ને દીને સુરત મ્યુનીસીપાલીટીના સેક્રેટરીના ઓદ્ધા ઉપર તેમની નેમણુંક કરવામાં આવી હતી. જે ઓધ્ધો તા૦ ૧ લી સપટેમ્બર ૧૮૬૩ ને દીને છોડયો હતો. તા૦ ૧ લી સપટેમ્બર ૧૮૬૨ ને દીને સુરત મધે "સેરે દિલહા" નામનું એક માસીક ચોપાન્યું તેવણે પ્રગટ કરવા માડયું હતું. એ ચોપાન્યું એક વર્ષ સુધીજ પ્રગટ થયું હતું.

ઈ૦ સ૦ ૧૮૬૩ માં એવણ સુરતમાં પહેલવહેલા એક જાહેર લખનાર તરીકે બહાર પડયા હતા. તે વેળા સત્તાવાળાની સામે લખવા તથા બોલવાનો જબરો ડર હતો, પણ શેઠ દીનશાહે તે ડર તોડયો અને હીમતથી લખાણો કરવા માંડયા હતાં, અને તેમાં તેઓને કેટલોક સ્વભોગ પણ આપવો પડયો હતો. તા૦ ૧૩ મી સપટેમ્બર ૧૮૬૩ ને દીવસે સુરત મધે દર રવીવારે પ્રગટ થતું "સુરત મીત્ર" નામનું એક ગુજરાતી-ઈંગ્રેજી વર્ત-માન પત્ર એવણે પ્રગટ કીધું હતું. એ પત્રનું નામ તા૦

૧ જામે જમશેદ, તા૦ ૪ થી અકટોબર ૧૯૦૬.

૨ જામે જમશેદ, તા૦ ૮ મી અકટોબર ૧૯૦૬.

૩ એમના બાવા શેઠ અરદેશર, સુરતવાલા શેઠ સોરાબ-શાહ પેસ્તનજી સોરાબજી તાલયારખાનના વડા દીકરા થતા હતા. મજકુર શેઠ પેસ્તનજી પોતે શેઠ સોરાબજી કાવસજી નેક-સાતખાનના નાધલા દીકરા હતા. તેમની ઓલાદ તાલ્યારખાન કુટુંબ તરીકે ઓળખાય છે, ત્યારે વડા દીકરા બરજોરજીનું કુટંબ બેહેરેમંદખાન તરીકે ઓળખાય છે.

શેઠ દીનશાહ બાઇ સુનાબાઇ દાદાભાઈ પારખના બાવા તથા ડા૦ નેકસાતખાન દીનશાહ તાલ્યારખાનના મમાવા તથા કરી લેનાર બાપ હતા.

૧૧ મી સપટેમ્બર ૧૮૬૪ થી ફેરવી "ગુજરાત મિત્ર" રાખ્યું હતું. આ પત્ર તેવણે ૬ વરસ ચલાવ્યું હતું. એ પત્રની ડાયમંડ જુબીલીનો પ્રસંગ તા૦ ૧૧ મી સપટેમ્બર ૧૯૨૪ ને દીવસે પડવાથી તે દીવસે શેઠ રૂસ્તમ બરજોરજી પેમાસ્ટર પાસે શેઠ દીનશાહની કારકીર્દીને લગતો હેવાલ ખાસ લખાવી એ દીનના અંક સાથે ચોપાન્યા રૂપે તેના અધીપતી તરફથી બાહર પાડવામાં આવ્યો હતો. આ પત્રમાં વડોદરાના ગાયકવાડ મહલારાવની અંધેર રાજ્યનીતીના ભોપાળાં શેઠ દીનશાહે બહાર પાડયાં હતાં, અને એ રાજ્યની તપાસ માટે એક ખાસ કમીટી નેમવાની નામદાર વાઇસરાય લોર્ડ નૉર્થબ્રુકને ફરજ પાડી હતી, એજ માફક બીજાં રાજ્યો મધે ચાલતા જુલમો પણ તેવણ બાહર લાવ્યા હતા.

તા૦ ૨૫ મી અકટોબર ૧૮૭૯ ના બોમ્બે રીવ્યુએ જણાવ્યું હતું કે:—

"Mr. Dinshah Ardesir Taleyarkhan is a name very well known as that of an ardent and honest political reformer. As a journalist Mr. Dinshah has done immense service, at the same time making himself very unpopular with the ultra-patriotic class, whose dictum is "let a hundred people die under native misrule rather than ten of them be saved by British interference' Mr. Dinshah's persistent and manly exposure of the Native States of Sachin, Dharampore, Kathiawar, and even Baroda, has resulted in much public good; and his waging war single-handed against such fearful odds is in itself indicative of the moral stamina he possesses."

૧૮૬૬ માં બંગાળ અને ઓરીસાના દુકાલીઆઓ માટે એક ફંડ ઉભું કરવામાં તેવણે કીમતી મદદ આપી હતી. ઇ૦ ૧૮૭૨ માં એવણે કાઠીઆવાડના રાજાઓની એક એસેમ્બ્લી નામે "રાજ્યસ્થાની સભા" ની સ્થાપના કરી હતી અને તેના સેક્રેટરી તરીકે નેમાયા હતા. તા૦ ૧૫ મી ઓગસ્ટ ૧૮૭૫ ને દીવસે નામદાર ગાયકવાડ સરકારે વડોદરાના મ્યુનીસીપલ કમીશનર તરીકે પુર સત્તા સાથે એમની નેમણુંક કરી હતી. તે ઓધ્ધો ૨૪ વરસ વેર ભોગવી ૧૮૯૯ ના મે માસમાં પેનશનપર ગયા હતા. એવણે ગેસલાઇટ, વોટરવર્કસ, ગટર વીગેરેને લગતાં પ્રજા ઉપયોગી કામ કરી વડોદરા શહેરનું રૂપ ફેરવી નાખ્યું હતું. ૧૮૮૭ ના વર્ષમાં મદરાસ મધે હિંદી નેશનલ કોંગ્રેસની એક બેઠક મળી હતી તેના ઉપર શેઠ દીનશાહે એક લંબાણ ચોપાન્યું લખી પોતાની દીલસોજી બતાવી હતી. ૧૮૯૨ માં ચલણને લગતા સવાલ ઉપર મુંબઇના ઇંગ્રેજી પત્રો તથા "કલકત્તા રીવ્યુ" માં એવણે લખાણો કરી આ દેશના રાજદ્વારીઓનું સારૂં ધ્યાન ખેંચ્યું હતું. ૧૮૯૩ માં વડોદરા રાજ્યમાં વેપાર ઉદ્યોગ વધારવા નામદાર ગાયકવાડે જે કમીશન નેમ્યું હતું તેના તેમને પ્રમુખ નેમવામાં આવ્યા હતા. ૧૮૯૪ માં ઓસ્ટ્રિયાના બુડાપેસ્ટ શહેરમાં સુખ શાંતીને લગતી બાબદો વિષે વીચાર ચલાવવાને જુદા જુદા દેશોના પ્રતિનીધીઓની જે કોનફરન્સ ભરાઇ હતી તેને લગતી ગોઠવણ કરનારી કાઉન્સીલના એક ઓનરરી મેમબર તરીકે તેવણને નેમવામાં આવ્યા હતા.

એવણ એક અથંગ ઇગ્રેજી લેખક હતા અને ૩૫ વરસ સુધી અનેક ચોપડી, ચોપાનીઆં વીગેરે રાજદ્વારી, સંસારી અને કેળવણીની બાબદો વીષે લખ્યાં હતાં, જેવાં કે:—

(1) A Review of the Parsi Social question of 1870. (2) A Review of the Bombay Taxation Discussion of 1871. (3) A Review of the Baroda Affairs of 1871. (4) The True History and Philosophy of the Bombay Riots (5) Travel in Southern India (6) How to introduce National Technical Education in India (1886).(7) Selections from my Recent Notes on the Indian Empire (1886) (8) Note on the Probable Discovery of the Snake-bite & Cholera cure (1890). (9) The Peace question between the Turks & the Christians (10) The Science of Gold & Silver Currency (1892). (11) Practical Plague Measures for India (1898.) (12) Expositions of the Vedic & other Shastric Authorities on the Remarriage of Hindoo Widows (1885)

શેઠ દીનશાહે પોતાની બાહોશ કલમનો ઉપયોગ ગુજરાત અને કાઠીઆવાડની ગરીબ પ્રજાના ભલાં માટે કરયો હતો. તેઓ ગુજરાતના પારસીઓમાં એક Political Thinker કહેવાતા હતા, અને પાછળથી સખત અને પ્રમાણીક અમલદાર તરીકે ગાયકવાડીમાં જાણીતા હતા. ખાસ કરીને એક અથંગ જર્નાલીસ્ટ તથા લેખક (publicist) તરીકે તેવણે સારી નામના મેળવી હતી.

---

તા૦ ૧૨ અકટોબર.

રોજ ૨૯ માહ ૨ (ક૦) ૧૨૭૬ યજદેજરદી.

અત્રેની રોયલ એશિયાટીક સોસાયટીની આજ દીને મલેલી માસીક સભામાં શમશુલ ઓલમા એ૦ જીવણજી જમશેદજી મોદી, બી. એ. એ "૧૭૫૪ માં ડાકટર આઇવસે જોયલી મુંબઇ" એ બાબદ ઉપર એક નીબંધ વાંચ્યો હતો.

તા૦ ૧૩ મી અકટોબર.

ઇરાંનના નામદાર શાહ મુઝફ્ફરઉદદીને પોતાનાં રાજ્યમાં સ્થાપેલી પાર્લામેંટના એક મેમ્બર તરીકે તેહરાંનના જાણીતા વેપારી અરબાબ જમશેદ બહમનને નેમ્યા હતા.[1]

---

તા૦ ૧૪ મી અકટોબર.

રોજ ૧ માહ ૨ (શે૦) ૧૨૭૬ યજદેજરદી.

દેવલાલી મધે અનજુમનના ઉધરાતથી બાંધવા માંડેલાં દોખમાંનો તાંણો પુરવાની ક્રિયા આજ દીને તે તરફ દસ્તુર હોશંગજીનાં ઉપરીપણાં હેઠલ કરવામાં આવી હતી. આ વેળાએ જી. આઇ પી. રેલવેની ખાસ આગગાડીની સગવડને લીધે ૪૦૦૦) જરથોસ્તીઓનો મોટો મેળાવડો ભેગો થયો હતો. તાંણાની ક્રિયા પુરી થયા પછી એ કારણસર નેમાયલી કમિટીના અધિકારી શેઠ જાંહગીરજી બેહરાંમજી મરજબાને એ દોખમું બાંધવાને લગતી હકીકત કહી સંભળાવી, જેમાં જણાવ્યું હતું કે એ માટે તેવણે જે ફંડ પોતાનાં વર્તમાન પત્રની મારફતે ઉભું કીધું હતું તેમાં રૂ. ૧૮૦૦૦) ભરાયા છે, જે મધે સર્વેથી મોટી રકમ રૂ ૭૦૦૦) ની બાઇ રતનબાઇ એદલજી બામજી તરફની, તથા રૂ. ૧૦૦૦) શેઠ ડોશાભાઇ સોરાબજી બાટલીવાલાના, રૂ ૫૦૦) શેઠ શાપુરજી બરજોરજી ભરૂચાના, રૂ. ૫૦૦) આંકોલાવાલા શેઠ જમશેદજી પેશોતનજી દસ્તુરના, અને એ વગેરે બીજી રકમો છે. એ મધેથી આ દોખમું બાંધવા ઉપર રૂ. ૭૦૦૦) ને આશરે ખરચ થશે, અને બાકી જે ફંડ રેહશે તેનાં બ્યાજમાંથી રાખનદાર માણસો વગેરેની પગારદાર ગોઠવણ કરવામાં આવશે. તાંણાના ભંડારમાં આજ જે પડત પડશે તે દસ્તુર સાહેબ હોશંગજીએ દોખમાંનાં ફંડમાં આપી દેવાને કબુલ કર્યું છે. એ પછી નાયબ દસ્તુર કેકોબાદ આદરબાદે દોખમા વિષે એક વાએજ કરી સંભલાવી, જેમાં તેઓએ જણાવ્યું હતું કે હોરમજદની પેદા કરેલી જણસો આતશ, પાણી, જમીન, વગેરેને બગાડે તે એવો મોટો ગુનાહ કરે કે જે ગુનાહ માફ થઇ શકે નહીં.[2]

---

તા૦ ૨૧ મી અકટોબર.

રોજ ૮ માહ ૨ (શે૦) ૧૨૭૬ યજદેજરદી.

**મરણ**—એરચશાહ કાવશજી કારંજાવાલા—ઉમર વર્ષ ૪૫). અમદાવાદના રહીશ. ટપાલ ખાતાંમાં જોડાઇ રફતે રફતે વધી સુપ્રીન્ટેન્ડંટ થયા હતા. ગુજરાત ડીવીઝનનાં સુરત વિભાગના પોસ્ટલ સુપ્રીન્ટેન્ડંટ. તેવણ સુરત મધે નાનપરામાં ગુજર્યા હતા.

---

તા૦ ૨૫ મી અકટોબર.

બનારસની સેંત્રલ હિંદુ કોલેજને ધોરણે પારસીઓ માટે એક સેંત્રલ કોલેજ સ્થાપવાનું બની શકે કે નહિં તે બાબે મીસીસ એની બેઝંટે આજ રાત્રે સર જમશેદજીની સ્કુલવાલાં મકાનમાં સર જમશેદજી જીજીભાઇનાં પ્રમુખપણાં હેઠળ પારસીઓના એક મોટા મેળાવડા હજુર ભાષણ કીધું હતું.[3]

---

તા૦ ૨૭ મી અકટોબર.

રોજ ૧૪ માહ ૨ (શે૦) યજદેજરદી ૧૨૭૬.

**મરણ**—રૂસ્તમજી ડોસાભાઇ શેઠના—ઉમર વર્ષ ૭૫.) નવસારીના ભગર પંથ અથોરનાન ટોળાના હતા, જે માટે મગરૂરી લઇ તેની બેહેતરી માટે હમેશ કાળજી રાખતા હતા. શેઠ વહાડયાજીનાં અત્રેનાં આતશબેહેરામમાંથી નવસારીના એ ટોળાના મોબેદો છુટા પડયા ત્યારે તેઓને મદદ આપવા અપાવવામાં બીજાઓ સાથ તેઓ બહાર પડયા હતા, અને પોતાના ભગર સાથ ટોળા માટે એક આતશબેહેરામની સ્થાપના કરાવવામાં બીનસ્વાર્થે મહેનત કીધી હતી. મરણ સુધી તેવણ એ આતશબેહેરામની કમીટીના એક નાયબ સરનશીન હતા, અને પોતાના ટોળાના હકો ઉપર ત્રાપ નહિ પડે તે માટે સાવચેત રહી કામ લેતાં જણાવતા હતા કે પોતાના હકને ખાતર નવસારીના દસ્તુર અને મોબેદોએ નાણાંની મોટી રકમ ગુમાવી હતી. તેમજ આખા અથોરનાન ટોળાના માનમરતબા માટે તેઓ ખંતી રહેતા હતા, જે ઉપરથી પુનાના દસ્તુરજી હોશંગજી જામાસ્પજીને આપવામાં આવેલાં માનપત્રના મેળાવડા વખતે તેઓએ સરનશીનની ખુરસીએ બીરાજવાનું માન મેળવ્યું હતું. એવણે પોતાની જીંદગી જાણે એક ધારાના હીમાયતી હોય તેમ કહાડી હતી. વર્ષો સુધી તેઓ આગલા સોલીસીટરો મેશર્સ મેકફરલેન અને સ્કાપસીની ઓફીસમાં મેનેજીંગ કલાર્ક હતા, જે પેહેડીનાં નામો પાછળથી બદલાતાં પાછલથી મેશર્સ ગુલાબચંદ વહાડીયાની પેઢીને નામે જાણીતી હતી. આ છેલ્લી પેહેડીમાંથી છેલ્લા પાંચ માસ થયા પોતાની ૭૫ વર્ષની બુઝર્ગ વયને લીધે પોતાનો સંબંધ છોડયો હતો. કાયદાનાં જ્ઞાનમાં સારૂં ભંડોળ ધરાવતા હોવાથી મેમણ, અરબ વગેરે કુળોની મોટી સંખ્યા એઓ પાસે હતી. વળી કેટલાક ઇસલામી

---

૧ રાસ્ત ગોફતાર, તા૦ ૨૮ મી અકટોબર ૧૯૦૬.

૨ જામે જમશેદ, તા૦ ૧૫ મી અકટોબર ૧૯૦૬.

૩ જામે જમશેદ, તા૦ ૨૬ મી અકટોબર ૧૯૦૬.

કુળોનો એવો ભરોસો મેળવ્યો હતો કે જેથી તેઓની મીલકત તથા ધર્મખાતાંના તેવણ ટ્રસ્ટી પણ નેમાયા હતા. ઘણીક વખત મોટા મુકદમાઓની લવાદી પણ તેમને સોંપવામાં આવતી હતી. કાયદા સંબંધી આવાં જ્ઞાનના સબબથી તેવણ રૂસ્તમજી મેકફારલેનને નામે દરેક કોમમાં સાધારણ રીતે ઓળખાતા હતા.

તા૦ ૧ લી નવેમ્બર.

વલસાડ મધે મરહુમ શેઠ ધનજીભાઈ ભુરાભાઇની પુંજીમાંથી બાંધવા ધારેલાં દેખમાંના પાયાની કોડાલી મારવાની ક્રિયા આજ દીને તે તરફ કરવામાં આવી હતી.[1]

તા૦ ૨ જી નવેમ્બર.

કોલંબો મધે જાનવરોને પાણી પીવા માટે પાંચ હવાડાઓ બાંધવાને શેઠ મનચેરજી ફરામજી ખાને ત્યાંની જાનવરોપર ઘાતકીપણું ગુજરતું અટકાવનારી મંડળીની મારફતે રૂ. ૧૦૦૦) ભેટ આપ્યા હતા.[2]

ઢોરો વચ્ચે 'રીનડરપેસટ' નામે ચાલતા રોગના સંબંધમાં તપાસ ચલાવવા મુંબઇ સરકારે એક ઠરાવ બહાર પાડીને એક કમીટી નેમી હતી જે નીચલા સભાસદોની બનાવવામાં આવી હતી:—મ્યુનીસીપલ કમીશનર (પ્રમુખ), ખેતીવાડી ખાતાંના ડીરેકટર, સીવીલ વેટરીનરી ખાતાંના સુપ્રીન્ટેન્ડંટ, મેજર એફ. જોસલન, ખા૦ બા૦ મનચેરજી કાવસજી મર્ઝબાન, અને સર ભાળચંદર ક્રીશણા. કમીટીને એવી બાબતોને લગતી સુચના કરવાને ફરમાસ કરવામાં આવી હતી કે એ રોગ ફાટી નીકળે ત્યારે તે વીશેની ઉતાવળે ખબર આપવાને કેવાં પગલાં ભરવાં જોઇયે અને મુંબઇ અને બહારગામો વચ્ચે આવજા કરતાં ઢોરોને કેવી રીતે તપાસવાં જોઇયે?[3]

તા૦ ૧૦ મી નવેમ્બર.

મી૦ માણેકજી કાવસજી પીટીટે હાલમાં બળદોને બહુ મેહેનત ન પડે તેવી જાતનો ખટારો શોધી કહાડી તેનો નમુનો જાનવર ઉપર ગુજરતું ઘાતકીપણું અટકાવનારી મંડળીના સેક્રેટરી મી૦ માણેકશાહ ધનજીશાહ ડાકટરને દેખાડયો હતો. આ ઉપરથી મી૦ માણેકશાહે તે બાબદ પોતાની મંડળી સનમુખ રજુ કરી હતી. એ મંડળીએ કેટલોક વીચાર ચલાવ્યા પછી મી૦ માણેકજીને જાતે હાજર થઇ ખુલાસો કરવાની અરજ કરી હતી. મી૦ માણેકજીએ તેમ કરવા સ્વીકાર્યું અને આખરે એ મંડળીએ મી૦ માણેકજીનો નવો નમુનો પસંદ કર્યો. પોલીસ કમીશનર તેમજ ટેકનીકલ સ્કુલના પ્રીનસીપલે પણ એ નમુનો જોઇ ખુશી જાહેર કીધી હતી. આ ગાડાંની ખરી એવી હતી કે તે એક બાજુ ઢળી પડતું નથી, તેનું જોડાણ ધરીઓ સાથ કરેલું છે, જેથી બળદની ગર્દનપર એકીવાર ભાર આવી જતો નથી. ઉતરાણ વેળા ગાડું બળદપર ધસે નહિ તે માટે તેની સાથ "બ્રેક"ની ગોઠવણ કીધી હતી, તેમજ ચહડાણ વેળા તે પાછલ ન જાય તે માટે એક આરી રાખેલી હતી. એક અભણ હાંકનાર પણ "બ્રેક" કે આરીનો ઉપયોગ સેહલાઇથી કરી શકે એમ હતું. આ ગાડું વજનમાં હલકું અને લંબાઇ પોહળાઇમાં રૂની દાબેલી ચાર ગાંસડી સરખી રહે એવું હતું અને તેની કીમત રૂ. ૧૧૦ થી ૧૧૫ સુધીની થતી, જે આગલનાં ગાડાં કરતાં રૂ. ૨૦ થી રૂ. ૨૫ વધુ હતી.[4]

તા૦ ૨૯ મી નવેમ્બર.

સીલોનના નામદાર ગવરનરે કોલંબોનાં બારાંની મેહેસુલ સંબંધી નીચલા સવાલોપર તપાસ ચલાવી સુચના રૂપી રીપોર્ટ કરવા એક વગવાળું કમીશન નેમ્યું હતું કે કોલંબોના બારાંથી થતી મેહેસુલના સંબંધમાં કાંઇ ફેરફાર કરવાની જરૂર છે કે? જો હોય તો તે ફેરફાર થતાં ભારે ખરચો અદા કરવા સ્ટીમરો અને માલપર જે મેહેસુલ લેવામાં આવે છે તેમાં વધારો કરવો પડે કે? આ કમીશનમાં મી૦ પેસ્તનજી દીનશાહ ખાનની નેમણુંક થઇ હતી.[5]

શેઠ દીનશાહ ફરદુનજી મુલ્લાં, એમ. એ., એલ. એલ. બી. ને મુંબઇની સરકારી લૉ સ્કુલના પ્રીનસીપલ અને જુરીસ પ્રુડનસના પ્રોફેસર નેમ્યા હતા.[5]

તા૦ ૬ લી ડીસેમ્બર.

સીંધની વોલંટીયર કોરના કમાનડરે કરનલ સારજંટ એફ. ઇરાની તથા મી૦ એદલજી ગોળવાલાએ સીંધ હઇદરાબાદ ખાતેના દારૂગોળો રાખવાના મેગેઝીનમાં લાગેલી આગ વેળા પોતાના જાનના જોખમે ચાર હજાર રતલ દારૂગોળો તથા એક બંદુકનો મોટો જથો બચાવવા માટે બજાવેલી સેવાની સ્તુતી કરી હતી.[6]

૧ રાસ્ત ગોફતાર, તા૦ ૧૧ મી નવેમ્બર ૧૯૦૭.
૨ જામે જમશેદ, તા૦ ૨૦ મી નવેમ્બર ૧૯૦૬.
૩ જામે જમશેદ, તા૦ ૭ મી નવેમ્બર ૧૯૦૬.
૪ રાસ્ત ગોફતાર, તા૦ ૧૧ મી નવેમ્બર ૧૯૦૬.
૫ જામે જમશેદ, તા૦ ૩૦ મી નવેમ્બર ૧૯૦૬.
૫ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૯ મી નવેમ્બર ૧૯૦૬.
૬ અખબારે સોદાગર, તા૦ ૫ મી ડીસેમ્બર ૧૯૦૬.

તા૦ ૨ જી ડીસેમ્બર.

રોજ ૨૦ માહ ૩ (શે૦) ૧૨૭૬ યજદેજરદી.

ઉમરા ગામની મરહુમ શેઠ બહમનજી સોરાબજી કપાવાળાની પરઠાવેલી આદરાંનની દરેમેહરનો કેબલો જે સુરત મધે માછલીપીઠમાં વાડીઆ ફલીઆમાં રાખવામાં આવ્યો હતો તે કેબલો સરોંડા મધેની શેઠ ખરશેદજી ફરદુનજી પારખ તથા ભીમજીભાઇ શાપુરજી પરતાકીઆવાલી દરેમેહરમાં આજ દીને લઇ જઇ ત્યાં તખ્તનશીન કીધો હતો.[1]

---

તા૦ ૮ મી ડીસેમ્બર.

મુંબઇની મ્યુનીસીપાલ કોરપોરેશનના સુલેહના અમલદારો તરફના એક પ્રતિનિધી શેઠ રતનજી જમશેદજી તાતાએ રાજીનામું આપ્યાથી તેમની જગોપર સુલેહના અમલદારો તરફથી આજ દીને શેઠ રૂસ્તમજી જમશેદજી જીજીભાઇને ચુંટી કાઢવામાં આવ્યા હતા.[2]

---

તા૦ ૧૧ મી ડીસેમ્બર.

રોજ ૨૯ માહ ૩ (શે૦) ૧૨૭૬ યજદેજરદી.

**મરણ**—બહમનજી ફરામજી બીલીમોરીઆ—ઉમર વર્ષ ૫૬). મેસર્સ બી. ફીરોજશાહની કંપનીને નામે મોટા પાયા ઉપર ઇનડેન્ટ બીઝનેસનું કામ ચલાવતી અત્રેની એક પુરાણી પારસી પેહડીના માલેક. એક કુનેહબાજ વેપારી હોવા ઉપરાંત જરથોસ્તી ધર્મના ચુસ્ત અભ્યાસી હતા, અને જરથોસ્તી ધર્મમાં પરદેશના ધર્મની કેટલાક સંજોગો વચ્ચે દાખલ થયલી રૂઢી દુર કરવા વિષે કેટલાંક ચોપાનીયાં પણ તેવણે પ્રગટ કરયાં હતાં. અંગ્રેજી ભાશા ઉપર સારો કાબુ ધરાવતા હતા.

---

તા૦ ૧૨ મી ડીસેમ્બર.

રોજ ૩૦ માહ ૩ (શે૦) ૧૨૭૬ યજદેજરદી.

**મરણ**—નવરોજજી ફરામજી તંબોલી—ઉમર વર્ષ ૪૫. નવસારીના વતની અને જાણીતા શહેરી. ત્યાં તેમની ધીકતી દુકાન હતી. પોતાના ધંધાની ઓહોળી રોકાણો છતાં તેવણે નવસારીના ફાયદા માટેના કામોમાં સારો હીસ્સો આપ્યો હતો. મરકી વખતે ત્યાં પારસી હોસ્પીટલ ઉઘાડવામાં મદદ કરનારાઓમાં તેઓ આગેવાન હતા. એટલુંજ નહિ પણ શેવટ સુધી તેના ઓ૦ સેક્રેટરી હતા. ત્યાંનું પારસી સંકટનીવારણ ફંડ ઉઘાડવામાં પણ તેમની મોટી મદદ હતી અને તેના પણ તેઓ ઓ૦ સેક્રેટરી હતાં. મરકી વખતે તેઓની મહેનત ઘણી હતી. પારસી સુવાવડખાનું સ્થાપવા માટેના તેઓ હીમાયતી હતા. તેવણ મુંબઇ મધે ગુજરયા હતા.

---

મુંબઇ શેહરમાં પ્રાથમીક કેળવણીનો વધુ ફેલાવો કરવાનાં પગલાં લેવાના સવાલ બાબે તપાસ ચલાવવા માટે નામદાર સરકારે બે હિંદુ, બે મુસલમાન, અને ૧ પારસી (ખાનબાહદુર દારાશાહ રતનજી ચીચગર) ની એક કમીટી નેમી હતી.[3]

---

તા૦ ૧૪ મી ડીસેમ્બર.

શેઠ દાદાભાઇ નવરોજજી આ વર્ષ કલકતામાં ભરાનારી હિંદી નેશનલ કાંગ્રેસનું પ્રમુખપદ લેવા સારૂ ૧૩) વર્ષે મુંબઇ પાછા આવ્યા હતા,[4] તેમને આજ દીને એવણની સવારી નીચલા રસ્તાઓપરથી પસાર થઈ વાલકેશ્વર જઇ પુગી હતીઃ—એપોલો બંદર, હોર્નબી રોડ (કોટેકોટ), ક્રાફર્ડ માર્કેટ, એસ્પ્લેનેડ ક્રોસરોડ, મનીસ્કુલ, કાલબાદેવી, ભુલેશ્વર, કાવસજી પટેલ તળાવ, ગીરગામ બેક રોડ, પોર્ટુગીઝ દેવળ.

આખે રસ્તે લોકોએ નીચે પ્રમાણેના મુદ્રા લેખો લટકાવ્યા હતાઃ—

એપોલો બંદર ઉપર—'હીંદના સર્વેથી વ્હાલા અને જાણીતા બેટાને દીલોજાનનીભર્યો આવકાર.

રીપન કલબ આગળ—'હીંદના બીનસ્વાર્થી અને ડાઘ વીનાના દેશાભિમાનીને આવકાર.'

એલફીન્સ્ટન કોલેજ આગળ—'ગણીતશાસ્ત્રના પહેલા હીંદી પ્રોફેસર ઘણું જીવો.'

આ૦ સર ફીરોજશાહની આફીસ આગળ 'હીંદી નેશનલ કોંગ્રેસના ત્રીજી વખતના પ્રમુખને પ્રજા તરફના આવકાર.'

મી૦ સેતલવડની આફીસ આગળ—'હીંદી ધારામંડળ દાદાભાઇ નવરોજજીને દીલોજાનથી આવકાર આપે છે.'

આરીએન્ટલ લાઇફ બીલ્ડીંગ—'મહાન બુજર્ગ નરને તેમની જન્મભુમી દીલોજાનીથી આવકાર આપે છે.'

દાદીશેઠ અગીઆરી આગળ—'મહાન હોરમઝદ જરથોસ્તીઓનાં ભલાં માટે તમોને લાંબો વખત જીવાડો.'

કોટના બુબાખાનાં આગળ—'પારસીઓ તમોને ખુશાલી ભર્યો અને દીલોજાનીભર્યો આવકાર આપે છે.'

મી૦ તાતાની ઓફીસ આગળ—'નવસારી પોતાના દાદાભાઇને સર્વોતમ આશીર્વાદો આપે છે.'

સર જમશેદજી સ્કુલ આગળ—'પહેલા પારસી સંસાર સુધારક અને કેળવણીનાં ખાં ઘણું જીવો.'

ગોકલદાસ તેજપાળ કન્યાશાળા આગળ—'હીંદના ઝળકતા દાદા માટે જય જય!'

---

૧ જામે જમશેદ, તા૦ ૪ થી ડીસેમ્બર ૧૯૦૬.

૨ જામે જમશેદ, તા૦ ૧૦ મી ડીસેમ્બર ૧૯૦૬.

૩ જામે જમશેદ, તા૦ ૧૩ મી ડીસેમ્બર ૧૯૦૬.

૪ જામે જમશેદ, તા૦ ૧૫ મી ડીસેમ્બર ૧૯૦૭.

પાલવાના કીનારાપર ઉતરતાંને વાર મુંબઇના શેહરીઓ તરફથી મોટો આવકાર આપવામાં આવ્યો હતો. હાન- રેબલ પીરોજશાહ મેહરવાનજી મેહતાએ તેવણને મુંબઇની પ્રજાને નામે આવકાર દઇ ફુલોનો હાર પેહરાવી, તોરો

વીકટોરીયા ટરમીનસ સ્ટેશન આગળ-'મહાન બુઝર્ગ નર ખુશ રહો અને જયમાં આગળ વધો.'

'મી૦ દાદાભાઇ નવરોજજીને આવકાર', 'હીંદ પોતાના સર્વોતમ બેટાને આવકાર આપે છે,' 'હીંદ તમારા ઉમદા કામની ફતેહ ઇચ્છે છે,' 'હીંદ તમારી પધરામણીથી હરખાય છે,' 'દેશ માટેના શુરાતન થકી અમે તમોને વખાણીયે છીયે.'

'દાદાભાઈ ડીયર, ઉવીથ જોય એન્ડ ટીયર,

'ઉવી આર હીઅર, ટુ ગીવ ધી ચીઅર.'

'લાખ્ખો જણનો ચાહ અને વિશ્વાસ એજ તમારો મોટામાં મોટો બદલો છે' 'દાદાભાઈનું નામ અમર કીર્તી ભોગવશે,' 'તારૂં પ્યારૂં નામ ઘરગતું શબ્દ થઇ પડયો છે,' સચ્ચાઇથીજ કોઇબી પ્રજા માન પામે છે.' 'ત્હારી કોશેશોને ફતેહ મળો,' 'હીંદને ઘણા દાદાભાઈની જરૂર છે,' 'અમારા પરમ કૃપાળુ શેહેનશાહપર ખોદાના આશીરવાદ,' 'બ્રીટન ઉપર છેવટે તેની ન્યાયની લાગણીજ પ્રબળતા ભોગવશે.'

**જુદાં જુદાં શેહેરો ખાતેથી મળેલા આવકાર આપનારા તારના વધુ સંદેશા.**

મી૦ દાદાભાઇને હીંદમાં દીલોજાન આવકાર આપનારા તારના સંદેશા નીચે મુજબ મળયા હતા:—

મદ્રાસ-મદ્રાસની મહાજન સભાના સેકરેટરી મી૦ રાયરનામ બીરાર તરફથી:—હીંદના સર્વેથી ઉમદા પુત્રને મદ્રાસ આશીશ દે છે.

લાહોર-લાહોરની ઇંડીયન એસોસીએશન તરફથી:— હીંદના મહાન બુઝોર્ગ નર તથા સર્વેથી મોટું ભલું કરનારને પંજાબ દીલોજાન આવકાર આપે છે.

તીનેવલી-આ૦ મી૦ ગુરૂસામીયા તરફથી:—સ્વદેશ ખાતે દક્ષીણ હીંદુસ્તાન તમને ઉત્સાહપુર્વક આવકાર આપે છે. વંદે માતરમ.

કોલંબો-યુનીયન કલબ તરફથી:—યુનીયન કલબના સભાસદો દીલોજાન આવકાર દે છે તથા તનદુરસ્તી ફતેહ તથા ખુશાલી ઇચ્છે છે.

ડાકોર-મી૦ તીરથવાસી તરફથી:—હીંદના દાદાને આવકાર આપે છે તથા લાંબી જીંદગી અને ખરી ફતેહ ઇચ્છે છે.

અમરીતસર-ગુજરાતી ફ્રેંડલી સોસાયટીના સેકરેટરી તરફથી:—કીનારે ઉતરતાં હીંદ માટે ખરી તથા મજબુત લડત ચલાવનાર મી૦ દાદાને શુભ આશીશ દે છે.

નાશક શહેર-ડીસ્ત્રીક એસોસીએશનના સેકરેટરી તરફથી:—હીંદના મહાન બુઝોર્ગ નરને આવકાર આપવામાં દીલોજાન ભાગ લઇએ છીયે.

સતારા શહેર-સતારાના લોકો મી૦ દાદાભાઇને દીલોજાન આવકાર આપે છે.

નડીઆડ-નડીઆદમાં મળેલી જાહેર સભાના પ્રમુખ મી૦ કીષ્ણુલાલ તરફથી:—કલકતા કોંગ્રેસના ચુંટી કહડાયલા પ્રમુખને સહીસલામત આવી પહોંચવા માટે આશીશ દઇયે છીયે.

પારડી (કોલાબા)-ફ્રેંડલી સોસાયટીના સેકરેટરી તરફથી:—તમારા સ્વદેશીઓનાં ઉમદા કામને ટેકો આપવા માટે સહીસલામત આવી પહોંચતાં આવકાર આપ્યે છીયે.

બનારસ-બનારસ શેહેરની સુજન સમાજના સેકરેટરી તરફથી:—કાશી સુજન સમાજ તમને દીલોજાન આવકાર આપે છે.

આયમપેઠ-સ્વજય મહાસભા તથા મદરાસ મહાજન સભાના પ્રમુખ મી૦ રાજગોપાળ તરફથી:—હીંદમાં આવી પહોંચતાં તમને મુબારકબાદી ઇચ્છીયે છીયે.

કલકતા કોંગ્રેસની રીસેપશન કમીટી-આ કમીટીના પ્રમુખે નીચલો તાર મોકલ્યો હતો:—બંગાળ સઉથી વધુ હરખભર્યો આવકાર દે છે. વંદે માતરમ.

જુનાગઢના વજીર સાહેબ—જુનાગઢના વજીર બાઉદીન તરફથી નીચલો તાર મળ્યો હતો:—અરજ કરૂં છું કે તમો સ્વદેશમાં સહીસલામત આવી પુગ્યા તે માટે મારી અંતઃકરણની મુબારકબાદીઓ સ્વીકારશો.

મી૦ સુબ્રામની આયર-મદરાસ હાઈકોર્ટથી મી૦ જી. સુબ્રામની આયર તરફથી નીચલો સંદેશો મળ્યો હતો:— હીંદુસ્તાનમાં તમને આવકાર દેનારા તમારા અસંખ્ય વખાણનારાઓ અને મીત્રો સાથે હું ખરાં દીલથી જોડાવું છું.

'હીંદુ' ના અધીપતી—મદરાસના "હીંદુ" પત્રના અધીપતીએ નીચલો તાર મોકલ્યો હતો:—દક્ષીણ હીંદુસ્તાનના રહીશો તરફનો ખરાં દીલનો આવકાર કબુલ કરવાની અરજ કરૂં છું. તમો સ્વદેશ પાછા ફર્યા તે માટે મદરાસની પ્રજાને ખુશાલી ઉપજી છે.

મુલતાનનું ધારા મંડળ-મુલતાનના વકીલ મી૦ શેખ અબદુલાહે નીચલો સંદેશો મોકલ્યો હતો:—મુલતાનનું ધારા મંડળ તમને હીંદુસ્તાનમાં પધારતાં દીલોજાનથી આવકાર દેછે.

કરાંચીની પ્રજા-કરાંચી ખાતે મળેલી જાહેર સભાના પ્રેસીડન્ટ મી૦ લાલચંદ કાયામલ તરફથી નીચલો તાર મળ્યો હતો:—આજે રાત્રે જાહેર સભામાં ભેગી મળેલી કરાંચીની પ્રજા ઘણી હરખ ભેરથી તમને હીંદુસ્તાનના કીનારા ઉપર પગ મુકતાં આવકાર આપે છે, અને ખોદાતાલાને અરજ ગુજારે છે કે તે સાહેબ તમારી દેશાભીમાની સેવાઓ ચાલુ રાખવા માટે તમને લાંબી જીંદગી અને અતી મજબુત તનદુરસ્તી બક્ષે.

કુલીટાલઇની બાર એસોસીએશન-આ મંડળ તરફથી નીચલો તાર મળ્યો છે:—માતૃભુમી ઉપર તમને દીલોજાનથી આવકાર આપ્યે છીયે.

રાવલપીંડીની ડીસ્ત્રીકટ એસોસીએશન-રાવલપીંડીના ડીસ્ત્રીકટ એસોસીએશન તરફથી નીચલો સંદેશો મળ્યો છે:— તમારી પધરામણી પ્રસંગે અંતઃકરણની મુબારકબાદીઓ ઇચ્છીએ છીયે.

તુટીકોરીન-તુટીકોરીનથી નીચલો તાર મળ્યો હતો:— તુટીકોરીનની પ્રજા દેશનાં ભલાં માટેની તમારી જાતી ભોગ આપનારી સેવાઓની મોટી કદર બુજે છે, ઘણો દીલોજાનથી હીંદી કીનારા ઉપર તમને આવકાર આપે છે. તમને પરમેશ્વર લાંબી ચાલુ તનદુરસ્તી સાથનું દીર્ઘાયુષ, બળ, આબાદી અને માતૃભુમીનાં કામના તમારાં મીશનમાં તમને અચુક ફતેહ આપે એવી પ્રાર્થના કર્યે છીયે.

ભેટ આપ્યો હતો. એ પછી મુંબઇમાંની એક સરસ મોટરકારમાં બેસી તેઓ પોતાના ઉતારાનાં વાલકેશ્વર રીડજરોડપરનાં મકાનમાં ગયા હતા. જ્યાં આખે રસ્તે તેમને ઘણો દીલોજાનીભર્યો આવકાર મળ્યો હતો.

---

ટેમ્પરન્સ સોસાયટી–અમરીતસર ખાતેનાં આ મંડળના સેક્રેટરી તરફથી નીચલો સંદેશો મળ્યો હતો:—'ભલે પધારયા.''

શેઠ દાદાભાઈ મુંબઇથી કલકતે કાનગ્રેસમાં બીરાજવાને તા૦ ૨૨ મી ડીસેમ્બરને દીને એક ખાસ ત્રેનમાં ગયા હતા. માર્ગમાં તેમને કલ્યાણી, ઇગતપુરા, નાશક, મનમાડ, નંડગામ, ચાલીસગામ, જલગાંમ, ભુસાવલ, મલકાપુર, શેગામ, આકોલા, પુલગાંમ, અને નાગપુર ખાતે લોકોએ સ્ટેશનોપર હાજર થઇ માન આપ્યું હતું, તથા કેટલાક સ્ટેશનોપરથી ફુલફલાદીથી ભરેલા ઝુમચાઓ પણ ભેટ કરવામાં આવ્યા હતા. છેલ્લી જગોપર ત્યાંના પારસીઓએ મોટી સંખ્યામાં હાજર થઇ તેમને એક માનપત્ર આપ્યું હતું. તા૦ ૨૪ મીને દીને સવારના તેઓ કલકતે જઇ પુગ્યા હતા, જ્યાં પણ સ્ટેશન ઉપર લોકોની જબરી ભીડ થઇ હતી, અને દરભંગાના નામદાર મહારાજાએ તેમની ગાડીમાં ચઢી જઇ આવકાર આપ્યો હતો. એજ દમે બાબુ સુરેન્દ્રનાથ બેનરજી પણ ગાડીમાં દાખલ થયા અને તેવણે મી૦ દાદાભાઇ આગળ હાથ જોડી માથું નમાવીને કહ્યું 'સાહેબ તમોને મહારાજાએ આવકાર દીધો છે, હવે તે આવકારના સખુનોમાં હું પણ જોડાઉં છું, અને કલકતાની પ્રજાને નામે હું તમોને આવકાર દઉં છું.' મી૦ દાદાભાઇએ મી૦ બેનરજીને શેકહેંડ કીધી. આ વખતે શેઠ દાદાભાઇને કલકતાની પારસી અનજુમન તરફથી ફુલનો હાર પહેરાવી આવકાર દેવામાં આવ્યો. એ પછી તેમને ચાર ઘોડાની ગાડીમાં બેસાડી દરભંગાના નામદાર મહારાજાના મેહલમાં ઉતારો આપવા લઇ જવામાં આવ્યા હતા, અને એક મોટું સરઘસ કહાડવામાં આવ્યું, અને તેની હરોલમાં આગળ ઘોડા ઉપર સ્વાર થઇ વોલનટીયરો બહાર પડયા. તેમની પાછળ હાથમાં લાંબી લાઠીઓ સાથે વીદ્યાર્થીઓ ચાલવા લાગ્યા. એ ટોળી પછવાડે કોનગ્રેસ વોલનટીયરો યુનીફોર્મમાં સજ થઇ મી૦ દાદાભાઇની ગાડીને મુખડે ચાલવા લાગ્યા. મોહોલ્લાઓ, છાપરાંઓ, વરંડા, ઝરૂખાઓ વગેરે ઠેકાણે લોકો હીંદના આ મહાન બુઝોર્ગ નરના દરશન કરવા ગોઠવાઇ ગયાં હતાં. રસ્તાઓ ઉપર જુદે જુદે ઠેકાણે આરકાંઓ મારવામાં આવ્યાં હતાં, જ્યાં આગળ નોબતો, દેશી વાજીંત્રો વગાડી આવકાર દેતા.

કલકતાના પારસીઓએ તા૦ ૨૯ મી ડીસેમ્બર ૧૯૦૬ ને દીને શેઠ દાદાભાઇને રાજા રાજેન્દ્રમલીકના આરસપહાણના મેહલમાં એક માનપત્ર તથા જ્યાફત શેઠ કાવસજી માણેકજી રૂસતમજીનાં પ્રમુખપણાં હેઠલ આપી હતી.

કલકતેથી અત્રે પાછા ફર્યા બાદ તા૦ ૧૫ મી જાનેવારી ૧૯૦૭ ને દીને મુંબઇના નામદાર ગવરનર લોર્ડ લેમીંગ્ટને એવણને મલબાર હીલના સરકારી મહેલમાં બપોરના લંચ ઉપર ખાસ બોલાવી માન આપ્યું હતું.

મુંબઇની શમસ્ત પ્રજા તરફથી શેઠ દાદાભાઇને તા૦ ૧૭ મી જાનેવારી ૧૯૦૭ ને દીને ટાઉન હોલમાં સાંજના એક

તા૦ ૧૭ મી ડીસેમ્બર.

નામીચા ઇટાલ્યન મહાન કવી દાનટે જેનું કાવ્ય આપણા અરદા વીરાફ નામાને કાંઇક મળતું આવે છે, તેના ઉપર જાણીતા ઈંગ્રેજ ધર્મગુરૂ ડીન ચર્ચે લખેલા વિષયોની એક તદન નવીજ આવૃતી મી૦ રૂસ્તમજી પેસ્તનજી કરકરયાએ લંબાણ દીબાચા સહીત રચેલી ઈંગ્લંડના જાણીતા ચોપડી પ્રગટ કરનારા મેસર્સ જયોર્જ રટલેજ એન્ડ સન્સે બાહેર પાડી હતી.[1]

---

તા૦ ૧૮ મી ડીસેમ્બર.

રોજ ૬ માહ ૪ (શે૦) ૧૨૭૬ યજદેજરદી.

**મરણ**—નવરોજજી અરદેસર (હોમાવાલા), વકીલ, ભરૂચના—ઉમર વર્ષ ૬૬. મરહુમે ૧૮૭૯ ના અરસામાં પ્લીડરની પરીક્ષા પસાર કરી હતી તે પહેલાં પોલીસખાતામાં જોડાયા હતા. વળી મીલો અને જીનીંગ ફેકટરીઓને કોલસો પુરો પાડનારા અને મીકેનીકલ ખાતાનું કામ જાણતા હોવાથી કેટલોક વખત સુધી જીનીંગ ફેકટરીઓમાં ઉપરી તેમજ એનજીનીઅરનું કામ કીધું હતું. પહેલાં તેમણે મ્યુનીસીપલમાં પણ પ્રજાકીય બેઠક વરસો સુધી જાળવી રાખી હતી. મરનારે ગરીબો માટે સદાવ્રત ચાલું રાખ્યું હતું. તેમનું મરણ કોલેરાથી મુંબઇમાંજ નીપજ્યું હતું.

---

મુંબઇના નામદાર ગવરનર લોર્ડ લેમીંગટને આજ દીને અત્રેની સેક્રેટરીએટ ઓફીસનાં દીવાનખાનામાં એક લેવી ભરી હતી, તે મધે ખાનગી એંત્રીમાં નીચલાઓ હતા:—મી૦ બમનજી દીનશાહ પીટીટ, ખા૦ બા૦ દારશાહ રતનજી ચીચગર, સર દીનશાહ માણેકજી પીટીટ, સર જમશેદજી જીજીભાઇ, સર જહાંગીર કાવસજી જહાંગીર, ખા૦ બા૦ નવરોજજી પેસતનજી વકીલ, આ૦ સર ફીરોઝશાહ મેહેરવાનજી મેહેતા, મી૦ રૂસતમજી મેહેરવાનજી પટેલ.

---

તા૦ ૨૨ મી ડીસેમ્બર.

ઇંગ્લંડના "મ્યુઝીકલ કુરીયર" પત્રના આજના અંકમાં મીસ પીરોજા કેખશરૂ નવરોજજી કાબ્રાજીનું

જ્યાફત આપવામાં આવી હતી, સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે એક સુભાષીત ભાષણમાં એમની સલામતી લેવાડી હતી.

તા૦ ૧૯ મી જાનેવારી ૧૯૦૭ ને દીને એઓ પાછા બેલાર્ડ પીયરપરથી લોકોનાં માન અકરામ સાથે ઈંગ્લાંડ રવાના થયાં હતાં.

૧ જામે જમશેદ, તા૦ ૧૭ મી ડીસેમ્બર ૧૯૦૬.

એક સુંદર ચીત્ર આપી સંગીતને લગતાં તેમનાં જ્ઞાન વીશે કેટલુંક વીવેચન કર્યું હતું.[1]

---

તા૦ ૨૬ મી ડીસેમ્બર.

હિંદુસ્તાનની નેશનલ ઇંડીઅન કોનગ્રેસની ૨૨ માં વર્ષની બેઠક આજ દીને કલકતામાં શેઠ દાદાભાઇ નવરોજજીનાં પ્રમુખપણાં હેઠળ ભરાઈ હતી.

---

તા૦ ૨૮ મી ડીસેમ્બર.

મી૦ બી. એફ. એનડરસન નામના કોલાબે રેહનાર એક ઇંગ્રેજ સોલજરની બે વર્ષની બેટી ટ્રામ નજદીક રમતાં છુટી પડી ગઇ, અને તેજ વખતે સામેથી ઝનુનથી દોડતો એક ઘોડો આવતો હતો, તે ઘોડા તથા ટ્રામની વચ્ચે પેલું બાળક આવી ગયું હતું, પણ તેજ વખતે મી૦ પેસ્તનજી જે. બાલીવાળા નામના પારસી રાહદારીએ હીમત કરી ટ્રામ અને તે ઘોડાની વચ્ચે જઇ જમણા હાથે તે બાળકને ઉઠાવી લઇ કટોકટને વખતે મદદ કીધી હતી. આથી પેલા સોલજરે તે ભલા પારસી ગ્રહસ્થનો વર્તમાન પત્રોમાં ઉપકાર માન્યો હતો.[2]

---

તા૦ ૩૦ મી ડીસેમ્બર.

રોજ ૧૮ માહ ૪ (શે૦) ૧૨૭૬ યજદેજરદી.

**મરણ**—સરદાર એદલજી ખુરશેદજી મોદી, સુરતના—ઉમર વર્ષ ૯૨). સુરતના જાણીતાં મોદી ખાનદાનના વડા. એમના વડા ભાઇ મોદી રૂસતમજી ખુરશેદજીનાં તા૦ ૩ જી એપ્રેલ ૧૮૯૪ ને દીને થયલાં ઉઠમણા વેળાએ તેમની જગાએ એવણને સુરતના પારસીઓના વડા અકાબર ઠેરવી સરેસ્તા પ્રમાણે શાલ ઓઢાડી હતી, અને એ અકાબરપણું જ્યારે મરહુમ મોદી રૂસતમજીએ ૬૭ વર્ષો સુધી સુરતનાં પારસીઓ ઉપર ચલાવ્યું હતું ત્યારે મરહુમ સરદાર એદલજી મોદીએ ફકત ૧૨ વર્ષ ચલાવ્યું હતું. એઓ ફારસી ભાશામાં સારી રીતે માહીતગાર હતા. સુરતમાં ઘણા જાહેર કામોમાં લગભગ પોણી સદી થઇ એઓ આગેવાની લેતા હતા. સુરત મધે એક પુસ્તકખાનું કહાડવા તથા વિદ્યા અભ્યાસનો વધારો કરવાને એક મંડળી સ્થાપવાનો વીચાર કરવાને ત્યાંના આગેવાન શેહેરીઓની એક સભા તા૦ ૪ થી જુન ૧૮૫૦ ને દીને સદર અદાલતવાળાં મકાનમાં આનરેબલ ફીન્લોક ફારબસના પ્રમુખપણા હેઠળ મલી હતી, જ્યાં 'સુરત લીટરરી સોસાયટી' નામે એક મંડળી સ્થાપવી અને તેને લગતું એક પુસ્તકખાનું માજી જડજ મી૦ એનડરૂસના નામથી "એનડરૂસ લાઇબ્રેરી" ને નામે ઉઘાડવાનો ઠરાવ થયો હતો. તે કામમાં પારસીઓમાં બીજા જોડે એવણની મુખ્ય આગેવાની હતી. ૧૮૫૫ માં રશીયા સાથની લડાઇમાં જે બહાદુર સીપાહો, ખલાસીઓ અને દર્યાવર્દીખાતાંના માણસો પોતાના દેશના બચાવ માટે માર્યા ગયા, તેઓની વીધવા અને નાવારસ બાળકોના આશરાને માટે નામદાર માહરાણીજીના મુરબીપણા હેઠળ જે પેટ્રીઓટીક ફંડ ઉભું થયું તે ફંડની મદદને માટે સુરત મધે પણ ઉઘરાણું કરવા ત્યાંની રઇયતમાંથી ૯ આગેવાન ગ્રહસ્થોની નેમેલી કમીટીમાં ખા૦ સા૦ અરદેશર ધનજીશાહ બહાદુરની સાથે એઓ પણ આગેવાન હતા. ૧૮૫૯ માં સુરત મધે 'જરથોસ્તી ફારસી મદરેસા' ઉંઘાડવામાં આવી તેના એવણ શરૂઆતથીજ પ્રમુખ હતા. એકજ સાલમાં હિંદુસ્તાન ખાતે ઉભો થયલો બળવો ખોદાતાલાની મેહેરબાનીથી મટી ગયો અને સુલેહ સમાધાની પાછી ચાલુ થઈ તે બાબેની શુકરગુજારીમાં સુરત મધે ત્યાંના શેહેનશાહી આતશબેહેરામમાં એવણના ભાઇ મોદી રૂસતમજીની આગેવાની હેઠળ એક મોટું જશન કરવામાં આવ્યું હતું, જે વેળાએ એવણે પોતાના ભાઇની તરફથી એક શુભાષીત ભાશણ કરી દેશમાં સમાધાની ફેલાયલી ચાહવાને પ્રારથના કરી હતી. સુરતની પારસી ડીસ્ટ્રીકટ મેટ્રીમોનીયલ કોર્ટના ડેલીગેટના ઓહ્દાપર ૧૮૭૧ માં નામદાર સરકારે એવણને નેમ્યા હતા. એજ સાલમાં ઇરાન મધે પડેલા ભયંકર દુકાળમાં મદદ કરવાને માટે એવણે સુરત મધે આગેવાની લઇ પારસીઓ વચ્ચે એક ફંડ ઉભું કરી રૂ. ૨૪૦૦ ની રકમ ભેગી કરી મુંબઇની સરકારની મારફતે ઇરાનનાં એલચીખાતાંપર મોકલી ત્યાંના ગરીબ જરથોસ્તીઓને અનાજ વહેંચાવ્યો હતો. ૧૮૭૨ માં હાલના શેહેનશાહ એડવરડ એક સખત માંદગીમાંથી મોકળા થઇ પાછા તનદરોસ્ત થયા તે બાબેની શુકરગુજારી કરવા તા૦ ૨૭ મી ફેબરવારી ૧૮૭૨ ને દીને હિંદુસ્તાનની સઘળી પ્રજાઓની જોડે સુરતના પારસીઓએ પણ એક જાહેર જશન ત્યાંના શેહેનશાહી આતશબેહેરામમાં કીધું હતું, જે વેળાએ એવણે એ દીવસની ક્રીયા તથા જશનનાં કારણ બાબેનું મુબારકબાદી પત્ર વાંચી સંભળાવ્યું હતું. નામદાર સરકાર તરફથી એવણને ૧૮૯૫ ના સપટેમ્બર માસમાં દખણના પહેલા વર્ગના સરદાર નેમવામાં આવ્યા હતા. એ ઉપરાંત સુરતના પારસીઓના આગેવાન તરીકે નામદાર સરકાર એઓને લેખતી હતી.

---

૧ જામે જમશેદ, તા૦ ૨૬ મી જાનેવારી ૧૯૦૭.

૨ સાંજ વર્તમાન, તા૦ ૨૯ મી ડીસેમ્બર ૧૯૦૬.

તા૦ ૩૦ મી ડીસેમ્બર.

રોજ ૧૯ માહ ૪ (શે૦) ૧૨૭૬ યજદેજરદી.

વલસાડ મધે મરહુમ શેઠ ધનજીભાઇ ભુરાભાઇની પુંજીમાંથી તેમના બેટાઓ શેઠો માણેકજી અને કાવસજી ધનજીભાઇ ભુરાભાઇ તથા નબીરાઓ શેઠો અરદેશર અને જાલભાઇ પેસ્તનજી ધનજીભાઇએ બંધાવવા માડેલાં નવાં દોખમાંનો તાંણો પુરવાની ક્રિઆ આજ દીને જરથોસ્તીઓના એક મોટા મેળાવડાની હજુરમાં થઈ હતી. આ વેળાએ મુંબઇ તથા સુરતથી વલસાડ જવા માટે ખાસ ટ્રેનો મુકવામાં આવી હતી.[1]

---

તા૦ ૩૧ મી ડીસેમ્બર.

આ વર્ષમાં યાને તા૦ ૧ લી જાનેવારીથી તે તા૦ ૩૧ મી ડીસેમ્બર ૧૯૦૬ સુધીમાં મુંબઇના પારસીઓમાં **૧૨૪૮** જન્મ થયાં હતાં.

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં **૩૮૦** જોડાંનાં લગન તથા **૨૨** જોડાંનાં ગગરનાં નીચે મુજબની વીગતે થયાં હતાં :—

| | | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|---|
| **લગન—** | ૬ થી ૧૦ વર્ષનાં... | ૦ | ૧* | ૧ |
| | ૧૧ થી ૧૫ વર્ષનાં... | ૨ | ૧૫ | ૧૭ |
| | ૧૬ થી ૨૦ વર્ષનાં... | ૮ | ૧૩૯ | ૧૪૭ |
| | ૨૧ થી ૨૫ વર્ષનાં... | ૧૧૦ | ૧૬૦ | ૨૭૦ |
| | ૨૬ થી ૩૦ વર્ષનાં... | ૧૩૮ | ૪૯ | ૧૮૭ |
| | ૩૧ થી ૩૫ વર્ષનાં... | ૭૭ | ૧૬ | ૯૩ |
| | ૩૬ થી ૪૦ વર્ષનાં... | ૩૩ | ૦ | ૩૩ |
| | ૪૧ થી ૪૫ વર્ષનાં... | ૮ | ૦ | ૮ |
| | ૪૬ થી ૫૦ વર્ષનાં... | ૩ | ૦ | ૩ |
| | ૫૧ થી ૫૫ વર્ષનાં... | ૧† | ૦ | ૧ |
| | | ૩૮૦ | ૩૮૦ | ૭૬૦ |

| | | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|---|
| **ગગરનાં—** | ૧૬ થી ૨૦ વર્ષનાં... | ૦ | ૨ | ૨ |
| | ૨૧ થી ૨૫ વર્ષનાં... | ૧ | ૬ | ૭ |
| | ૨૬ થી ૩૦ વર્ષનાં... | ૧ | ૩ | ૪ |
| | ૩૧ થી ૩૫ વર્ષનાં... | ૨ | ૬ | ૮ |
| | ૩૬ થી ૪૦ વર્ષનાં... | ૪ | ૪ | ૮ |
| | ૪૧ થી ૪૫ વર્ષનાં... | ૯ | ૧ | ૧૦ |
| | ૪૬ થી ૫૦ વર્ષનાં... | ૨ | ૦ | ૨ |
| | ૫૧ થી ૫૫ વર્ષનાં... | ૧ | ૦ | ૧ |
| | ૫૬ થી ૬૦ વર્ષનાં... | ૦ | ૦ | ૦ |
| | ૬૧ થી ૬૫ વર્ષનાં... | ૨‡ | ૦ | ૨ |
| | | ૨૨ | ૨૨ | ૪૪ |

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં નીચે મુજબની વીગતે **૧૫૮૫** મરણ નીપજ્યાં હતાં :—

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| તરતનાં જનમેલાં ... ... | ૩૯ | ૩૮ | ૭૭ |
| ૧ દીનથી ૧ માસ સુધીનાં ... | ૭૩ | ૭૦ | ૧૪૩ |
| ૧ માસથી ૧ વર્ષ સુધીનાં ... | ૧૧૪ | ૯૭ | ૨૧૧ |
| ૧ થી ૫ વર્ષનાં ... ... | ૯૮ | ૮૪ | ૧૮૨ |
| ૬ થી ૧૦ વર્ષનાં ... ... | ૧૬ | ૩૦ | ૪૬ |
| ૧૧ થી ૨૦ વર્ષનાં ... ... | ૪૭ | ૫૪ | ૧૦૧ |
| ૨૧ થી ૩૦ વર્ષનાં ... ... | ૬૯ | ૮૩ | ૧૫૨ |
| ૩૧ થી ૪૦ વર્ષનાં ... ... | ૭૫ | ૬૮ | ૧૪૩ |
| ૪૧ થી ૫૦ વર્ષનાં ... ... | ૫૧ | ૪૮ | ૯૯ |
| ૫૧ થી ૬૦ વર્ષનાં ... ... | ૭૮ | ૬૭ | ૧૪૫ |
| ૬૧ થી ૭૦ વર્ષનાં ... ... | ૭૮ | ૭૧ | ૧૪૯ |
| ૭૧ થી ૮૦ વર્ષનાં ... ... | ૪૨ | ૫૩ | ૯૫ |
| ૮૧ થી ૯૦ વર્ષનાં ... ... | ૬ | ૩૦ | ૩૬ |
| ૯૧ થી ૧૦૦ વર્ષનાં ... ... | ૨ | ૨ | ૪ |
| ૧૦૧ થી ૧૦૫ વર્ષનાં ... ... | ૦ | ૧ | ૧ |
| ૧૦૬ થી ૧૧૦ વર્ષનાં ... ... | ૦ | ૧ | ૧ |
| | ૭૮૮ | ૭૯૭ | ૧૫૮૫ |

એ **૧૫૮૫** મરણ નીચલા લટાઓપર થયાં હતાં :—

| | | | |
|---|---|---|---|
| કોલાબા ... ... | ૧૦ | નાએગાંમ ... ... | ૬ |
| કોટ ... ... ... | ૩૫૫ | માહીમ ... ... | ૯ |
| ધોબીતલાવ .... | ૨૮૩ | મટુંગા ... ... | ૨ |
| કરેલવાડી (ઠાકોરદ્વાર) | ૩૬ | શીમ ... ... | ૧ |
| ગીરગામ ... ... | ૨૮ | વાંદરા ... ... | ૨૦ |
| ચોપાતી ... ... | ૨૧ | કુરલા ... ... | ૨ |
| આંટરોડ ... ... | ૧૧૨ | ઘાતકુપર ... ... | ૨ |
| તારદેવ ... ... | ૪૮ | અંધેરી ... ... | ૪ |
| ગોવાલીઆ તલાવ ... | ૧૨ | બેહરામપુર ... ... | ૧ |
| ખંબાલા ... ... | ૯ | ભાઇંડર ... ... | ૧ |

---

૧ જામે જમશેદ, તા૦ ૩૧ મી ડીસેમ્બર ૧૯૦૬.

* એ ૧૦ વર્ષની છોકરી ૧૧ વર્ષના છોકરા સાથે.

† એ એક ૫૧) વર્ષનો બીજવર ૩૨) વર્ષની કુંવારી સાથે.

‡ એમાં એક ૬૫) વરસનો નર ૪૫) વરસની બાઈ સાથે અને બીજા ૬૧) વરસનાએ ૩૩) વર્ષની બાઈ સાથે ગગરણું કીધું.

| | | | |
|---|---|---|---|
| વાલકેશ્વર ... ... | ૭ | સર જ. જી. હારપીટલ. | ૧૩ |
| માહલક્ષ્મી ... ... | ૩ | મોટલાંબાઇ હારપીટલ. | ૨ |
| બાહેરકોટ ... ... | ૩૭ | આલબ્લેસ હારપીટલ. | ૨૭ |
| ખેતવાડી ... ... | ૧૬૪ | ગોકલદાસ હારપીટલ. | ૫ |
| નલબજાર ... ... | ૧૭ | કામા હારપીટલ ... | ૪ |
| કામાટીપરા ... ... | ૨ | સર દીનશાહ પીટીટ | |
| ખેટાંકી ... ... | ૫ | હારપીટલ ... | ૧ |
| ભીંડીબજાર ... | ૧૩ | પારસી હારપીટલ ... | ૬૩ |
| ભાયખલા ... ... | ૧૮ | ડાકટર માસીનાની | |
| મજગાંમ ... ... | ૪૩ | હારપીટલ ... | ૭૮ |
| પરેલ... ... ... | ૫૬ | મરાઠા હારપીટલ ... | ૧૫ |
| ચીચપોગલી... ... | ૩ | આરઠર રોડ | |
| વરલી... ... ... | ૧ | હારપીટલ... ... | ૨ |
| દાદર ... ... ... | ૭ | પારસી સુવાવડખાનું. | ૩૭ |
| | | | ૧૫૮૫ |

એ ૧૫૮૫ મરણ નીચલાં કારણોથી નીપજ્યાં હતાં :—

| | | | |
|---|---|---|---|
| તાવ ... ... ... | ૧૬૫ | ડીપથીરીઆ ... ... | ૧ |
| મરકી ... ... | ૧૯૮ | જાઇરી તથા નાકવતી. | ૧૬૬ |
| જ્ઞાનતંતુને લગતાં દરદો | ૧૮૧ | રગદપીત ... ... | ૧ |
| લોહી વીકાર ... | ૭૧ | સામાન્ય દરદો ... | ૧૦૨ |
| ખહી... ... ... | ૪૭ | આપઘાત ... ... | ૧૨* |
| છાતીને લગતાં દરદો. | ૨૦૯ | | |

| | | |
|---|---|---|
| ગોવરૂં ... ... | ૧૦ | (૫ ડુબી જઇને |
| કાલેરા ... ... | ૧૪ | ૧ બારીએથી |
| મરડો ... ... | ૪૩ | નખાવી દઇને |
| અતેસાર ... ... | ૧૧૭ | ૧ રેલવે તલે |
| નાસુર ... ... | ૧૧ | માથું મુકીને) |
| પીશાબને લગતાં દરદો. | ૨૯ | હોનારત અકસ્માત |
| પાંચનશકિતને લગતાં | | વગેરે ... ... ૩† |
| દરદો ... ... | ૮૭ | (૧ ડુબી જઇને |
| ગલસુલો ... ... | ૧૨ | ૧ ફીકરૂં થવાથી |
| જનક અવ્યવો ... | ૧૦ | રસ્તામાં પડીને |
| સુવાવડ ... ... | ૯ | ૧ બેહરાપણાંમાં |
| અધુરે માસનાં જનમેલાં. | ૨૬ | ગાડીની અડફતમાં |
| મુવેલાં જનમેલાં ... | ૫૮ | આવવાથી) |
| શાંધાને લગતાં દરદો... | ૩ | |
| | | ૧૫૮૫ |

* એ ૧૨) આપઘાતો ૯) પુરૂષ અને ૩) સ્ત્રીઓએ કીધા હતા. પુરૂષોમાં એક ૫૫) વર્ષના સુથારે મગજની અસ્થિર હાલતમાં, એક ૩૯) વર્ષના વાર્તા લખનારે જીંદગીથી કંટાલી, એક ૨૫) વર્ષનાએ શેઠના હીસાબમાં ગોટાલ કરી, એક ૧૭) વર્ષના છોકરાએ કુડાઉપણાંને માટે માએ ઠપકો આપવાથી, ચારેએ જેહર ખાધું હતું. એક ૨૫) વર્ષના ફીટરે લગનની પસંદગી બાબે ઘરમાં ટંટો થવાથી, એક ૨૩) વર્ષના શિખાઉ-એ માંદગીથી કંટાલી, અને એક ૧૮) વર્ષના કંપાઊંટરે બાપે ઠપકો આપવાથી ત્રણુેએ કુવા તથા દરીયામાં ડુબીને, એક ૫૦) વર્ષના ફીટરે બેકારીને લીધે રેલવે તલે કચડાઇ, અને એક ૪૦) વર્ષના હૉટલ મેનેજરે મનની નબળી સ્થિતીમાં ત્રીજે માળની બારીએથી નખાવી દઇ આપઘાત કીધા હતા. સ્ત્રીઓમાં એક ૨૯) વર્ષની પરણેલીએ ઘરસંસારી ટંટાને લીધે જેહર ખાઇ, તથા બીજી ૨૮) વર્ષની પરણેલીએ એજ કારણસર, તથા એક ૧૬) વર્ષની કુંવારીએ પણ એજ કારણસર એકે તળાવ તથા બીજીએ કુવામાં પડી આપઘાત કીધા હતા.

† હોનારતથી મરણ પામેલાં ૩) જણામાં ત્રણુે પુરૂષો હતા. તેઓમાં એક ૩૨) વર્ષનો બે માળથી ડુકવા જતાં બારી વાટે ફીકરૂં થઇ આવવાથી રસ્તામાં પડીને, અને એક ૨૨) વર્ષનો બેહરો રસ્તામાં ગાડીની અડફાતમાં આવી જવાથી, અને એક ૧૯) વર્ષનો ફીટર દરીયામાં નાહતાં અકસમાત ડુબીને, મરણ પામ્યા હતા.

# ઉઠમણામાં સખાવત ઇ૦ સ૦ ૧૯૦૬.

| તારીખ. | ઉઠમણું કોણનું. | રકમ રૂપીયા. | આપનાર. | આધાર. |
|---|---|---|---|---|
| સને ૧૨૭૫ યજદેજરદી. સને ૧૯૦૬ ઇસવી. | | | | ૧૯૦૬. તારીખ. |
| રોજ ૧૮ માહ ૫ (શે૦), તા૦ ૨૯ મી જાનેવારી. | બાઇ જીવણબાઇ તે શેઠ બહમનજી પાલણજી કરંજીઆના વીધવા. | ૧૫૫૭ | પોતાની પુંજીમાંથી તથા બેશીઓએ. | જામે જમશેદ, ૨૨— ૨ |
| „ ૧ „ ૬ (શે૦), તા૦ ૧૧ મી ફેબરવારી. | એ૦ હોરમજદયાર દસ્તુર કેકોબાદ આદરબાદ (પુના). | ૧૨૦૦ | બેશીઓએ. | સાંજ વર્તમાન, ૧૩— ૨ |
| „ ૩ „ ૭ (શે૦), તા૦ ૧૫ મી માર્ચ. | બાઇ હીરાંબાઇ તે પેસતનજી ફરાંમજી તલાટીનાં ધણીઆંની. | ૩૪૦૧ | પોતાની પુંજીમાંથી તથા બેશીઓએ. | જામે જમશેદ, ૭— ૪ |
| „ ૧૩ „ ૭ (શે૦), તા૦ ૨૫ મી „ | બાઇ ખરશેદબાઇ તે શેઠ શાપુરજી જીવાજી વાછાનાં ધણીઆંની. | ૧૨૫૫૮ | પોતાની પુંજીમાંથી રૂ. ૨૦૦૦) અને દીકરા દીકરીઓએ. | „ „ , ૨૭— ૩ |
| „ ૨૩ „ ૭ (શે૦), તા૦ ૪ થી એપ્રીલ. | બાઇ હીરાંબાઇ તે આ૦ એદલજી મનચેરજી માડનનાં વીધવા. | ૬૯૪ | પોતાની પુંજીમાંથી તથા બેશીઓએ. | „ „ , ૨૩— ૪ |
| „ ૨૫ „ ૭ (શે૦), તા૦ ૬ ઠી „ | શેઠ દીનશાહ ફરદુનજી જીનવાલા (ભરૂચ). | ૩૩૪૧ | બેશીઓએ. | „ „ , ૯— ૪ |
| „ ૭ „ ૮ (શે૦), તા૦ ૧૮ મી „ | બાઇ માણેકબાઇ તે શેઠ રૂસતમજી ધનજીભાઇ પરેલવાલાનાં ધણીઆંની. | ૧૧૬૫ | પોતાની પુંજીમાંથી અને બેશીઓએ. | „ „ , ૨૧— ૪ |
| „ ૧૨ „ ૮ (શે૦), તા૦ ૨૩ મી „ | બાઇ માણેકબાઇ તે શેઠ સોરાબજી ઉકરજી ઉમરીગરનાં ધણીઆંની. | ૭૯૦૫ | સસરાએ રૂ. ૫૦૦૦) અને બેશીઓએ. | „ „ , ૨૭— ૪ |
| „ ૧૬ „ ૮ (શે૦), તા૦ ૨૭ મી „ | બાઇ પીરોજબાઇ તે શેઠ નશરવાંનજી જાંગીરજી વાડીઆનાં વીધવા. | ૫૭૫૦ | પોતાની પુંજીમાંથી રૂ. ૨૦૦૦) અને બેશીઓએ. | „ „ , ૨૮— ૪ |
| „ ૧૭ „ ૮ (શે૦), તા૦ ૨૮ મી „ | બાઇ માણેકબાઇ તે શેઠ ડોસાભાઇ બેજનજી મોતીવાલાનાં ધણીઆંની. | ૧૯૫૨ | પોતાની પુંજીમાંથી અને ખાવીંદ તથા બેશીઓએ. | „ „ , ૧૧— ૫ |
| „ ૨૦ „ ૮ (શે૦), તા૦ ૧ લી મેએ. | શેઠ અરદેશર દોરાબજી બંગાલી. | ૭૮૧ | પોતાની પુંજીમાંથી અને બેશીઓએ | „ „ , ૧૧— ૫ |
| „ ૨ „ ૯ (શે૦), તા૦ ૧૩ મી „ | બાઇ પીરોજબાઇ તે શેઠ શાપુરજી ધનજીભાઇ બાટલીવાલાનાં વીધવા. | ૧૪૬૦૦ | દીકરાઓ અને દીકરીઓએ. | „ „ , ૧૪— ૫ |
| „ ૬ „ ૯ (શે૦), તા૦ ૧૭ મી „ | શેઠ માણેકજી નવરોજજી પાંડેવાલા. | ૯૦૧ | પોતાની પુંજીમાંથી અને બેશીઓએ. | „ „ , ૨૧— ૫ |
| „ ૧૦ „ ૯ (શે૦), તા૦ ૨૧ મી „ | બાઇ બચુબાઇ તે શેઠ નવરોજજી જમશેદજી આંતીઆનાં ધણીઆંની (થાંના) | ૧૭૫૬ | બેશીઓએ. | અખબારે સોદાગર, ૨૬— ૫ |
| „ ૧૮ „ ૯ (શે૦), તા૦ ૨૯ મી „ | બાઇ ભીખાઇજી તે તેહમુરસ જમશેદજી શાપુરજી અલાહબાદવાલાનાં ધણીઆંની. | ૧૧૨૧ | બેશીઓએ. | જામે જમશેદ, ૩૧— ૫ |

| તારીખ. | ઉઠમણું કોણનું. | રકમ રૂપીયા. | આપનાર. | આધાર. |
|---|---|---|---|---|
| સને ૧૨૭૫ યજદેજરદી. સને ૧૯૦૬ ઇસવી. | | | | ૧૯૦૬. તારીખ. |
| રોજ ૨૦ માહ ૯ (શે૦), તા૦ ૩૧ મી મેએ. | બાઇ જરબાઇ તે શેઠ જાલભાઇ પેસતનજી ધનભુરાનાં ધણીઆંની (વલસાડ). | ૯૯૧ | ખેશીઓએ. | મુંબઇ સમાચાર, ૫— ૬ |
| „ ૫ „ ૧૧ (શે૦), તા૦ ૧૫ મી જુલાઇ. | શેઠ કાવસજી જમશેદજી અમરેલીવાલા. | ૧૪૫૦ | પોતાની પુંજીમાંથી તથા ખેશીઓએ. | જામે જમશેદ, ૧૮— ૭ |
| „ ૫ „ ૧૧ (શે૦), તા૦ ૧૫ મી „ | બાઇ જરબાનુ તે મરહુમ શેઠ પેસ્તનજી એદલજી બોઇસના બેટી. | ૩૭૨૨ | પોતાની પુંજીમાંથી તથા ખેશીઓએ. | „ „ , ૨૩— ૭ |
| „ ૭ „ ૧૧ (શે૦), તા૦ ૧૭ મી „ | ડા૦ રૂસ્તમજી માણેકજી કાલાપેસી. | ૧૧૦૦ | પોતાની પુંજીમાંથી રૂ. ૫૦૦) તથા ખેશીઓએ. | અખબારે સોદાગર, ૧૯— ૭ |
| „ ૭ „ ૧૧ (શે૦), તા૦ ૧૭ મી „ | શેઠ નોશરવાનજી બરજોરજી ડાકટર (ભાવનગરવાલા). | ૧૫૦૦૦ | તેમના પીતા ડા૦ બરજોરજી બેહરામજી. | જામે જમશેદ, ૮—૧૦ |
| „ ૧૦ „ ૧૧ (શે૦), તા૦ ૨૦ મી „ | શેઠ કાવસજી રૂસ્તમજી ( હોરમજજી ગાંડાભાઇનાં દીકરાના દીકરા). | ૧૭૦૦ | બપાવા શેઠ હોરમજીએ રૂ. ૧૫૦૦) તથા ખેશીઓએ રૂ. ૨૦૦). | „ „ , ૨૩— ૭ |
| „ ૧૨ „ ૧૧ (શે૦), તા૦ ૨૨ મી „ | શેઠ બરજોરજી પેસ્તનજી રબાડી. | ૧૨૭૦ | પોતાની પુંજીમાંથી તથા ખેશીઓએ. | „ „ , ૧૮— ૮ |
| „ ૧૩ „ ૧૧ (શે૦), તા૦ ૨૩ મી „ | વીરબાઇજી તે મરહુમ શેઠ પીરોજશાહ બરજોરજી ભરૂચાનાં વીધવા. | ૬૨૦૪ | ખેશીઓએ.[1] | સાંજ વર્તમાન, ૨૫— ૭ |
| „ ૨૮ „ ૧૧ (શે૦), તા૦ ૭ મી આગસ્ટ. | બાઇ પીરોજબાઇ તે બા૦ બા૦ આદરજી મંચેરજી દલાલનાં ધણીઆંની (ભરૂચ). | ૭૨૯૯ | પોતાની પુંજીમાંથી રૂ. ૧૫૦૦, ખાવંદ તથા દેર શેઠ રતનજીએ મલી રૂ. ૪૦૦૦) તથા બાકીના ખેશીઓએ. | જામે જમશેદ, ૯— ૮ |
| „ ૨૮ „ ૧૧ (શે૦), તા૦ ૭ મી „ | શેઠ સોરાબજી બહેરામજી એદલજી કલેકટર અથવા કંટ્રાકટર (કરાંચી). | ૧૪૭૬ | ખેશીઓએ. | „ „ , ૧૪— ૮ |
| „ ૨૯ „ ૧૧ (શે૦), તા૦ ૮ મી „ | બાઇ દીનબાઇ તે શેઠ જીવણજી પેશતનજી દુબાશનાં ધણીઆંની. | ૧૨૫૫ | ખેશીઓએ. | „ „ , ૧૪— ૮ |
| „ ૧૦ „ ૧૨ (શે૦), તા૦ ૧૯ મી „ | શેઠ જાંહગીરજી હીરાજી એદલજી ડાકટર. | ૧૮૪૧ | પોતાની પુંજીમાંથી તથા ખેશીઓએ. | „ „ , ૧૭— ૯ |
| „ ૧૩ „ ૧૨ (શે૦), તા૦ ૨૨ મી „ | બાઇ જરબાનુ તે શેઠ કેખશરૂ ધનજીભાઇ બેંકરનાં ધણીઆંની (અમદાવાદ) | ૫૦૦ | ખેશીઓએ.[2] | „ „ , ૫—૧૧ |
| „ ૧૮ „ ૧૨ (શે૦), તા૦ ૨૭ મી „ | બાઇ મેહરબાઇ તે શેઠ સાપુરજી જાંગીરજી વકીલનાં ધણીઆંની. | ૫૮૯ | પોતાની પુંજીમાંથી તથા ખેશીઓએ. | „ „ , ૨૫— ૯ |
| ગાથા ૩ જો (શે૦), તા૦ ૧૧ મી સપટેમ્બર. | બાઇ દીનબાઇ બાપુજી બાક્ષટર. | ૫૦૦ | પોતાની પુંજીમાંથી. | „ „ , ૧૩— ૯ |

૧ આ રકમમાંના રૂ. ૬૧૫૩ ના વ્યાજમાંથી પુના મધ્યે દર સાલ એક વાહમબાર કરવાને ઠેરવ્યું છે.

~~૨ [illegible] સ્ત્રીઓને અવલમંજલ પોંહચાડવાના ફંડમાં.~~

| તારીખ. | ઉઠમણું કોણનું. | રકમ રૂપીયા. | આપનાર. | આધાર. |
|---|---|---|---|---|
| સને ૧૨૭૬ યજદેજરદી. સને ૧૯૦૬ ઇસવી. | | | | ૧૯૦૬. તારીખ. |
| રોજ ૩ માહ ૧ (શે૦), તા૦ ૧૬ મી સપટેમ્બર. | બાઇ દીનબાઇ તે શેઠ શાપુરજી દોરાબજી રબાડીનાં ધણીઆંની. | ૭૫૩ | પોતાની પુંજીમાંથી તથા ખાવંદ અને ખેશીઓ તરફથી. | જામે જમશેદ, ૨૬—૯ |
| „ ૧૩ „ ૧ (શે૦), તા૦ ૨૬ મી „ | બાઇ તેહેમીનાં તે શેઠ જાલભાઈ ખરશેદજી કામાનાં ધણીઆંની લાહોરવાલાં (ઉઠમણું મુંબઇમાં). | ૩૩૫૮ | ... ... | „ „ , ૨૬—૯ |
| „ ૨૪ „ ૧ (શે૦), તા૦ ૭ મી અકટોબર. | બાઇ ગુલબાઇ તે પેસતનજી હોરમજજી બાકાનાં વીધવા. | ૧૮૫૦ | પોતાની પુંજીમાંથી રૂ. ૫૦૦, દીકરા શેઠ દીનશાહજી પેસ્તનજી બાકા તરફથી રૂ. ૫૦૦) અને બીજાં ફરજંદોએ રૂ. ૮૫૦). | „ „ , ૯—૧૦ |
| „ ૨૫ „ ૧ (શે૦), તા૦ ૮ મી „ | બાઇ નવાજબાઇ તે બેહરામજી ખરશેદજી દારૂવાલા તથા ઇંગલીશ હૉટલવાલાનાં ધણીઆંની. | ૫૧૬ | પોતાના ખાવંદ તથા ખેશીઓ તરફથી. | „ „ , ૨૩—૧૦ |
| „ ૧ „ ૨ (શે૦), તા૦ ૧૪ મી „ | બાઇ જરબાઇ તે શેઠ ભીખાજી કરંજીઆ અથવા બામજીનાં ધણીઆંની. | ૧૪૫૧ | પોતાની પુંજીમાંથી તથા ખેશીઓએ. | „ „ , ૭—૧૧ |
| „ ૪ „ ૨ (શે૦), તા૦ ૧૭ મી „ | શેઠ ખરશેદજી રૂસ્તમજી શીંગુવાલાં. | ૩૨૪૨ | પોતાની પુંજીમાંથી તથા ખેશીઓએ. | „ „ , ૮—૧૧ |
| „ ૭ „ ૨ (શે૦), તા૦ ૨૦ મી „ | શેઠ જમશેદજી એજનજી જશાવાલા (લાહોર ખાતે ગુજર્યા ઉઠમણું મુંબઇ). | ૧૨૫૦ | તેમના બાવા શેઠ એજનજી કાવશજી જશાવાલા તથા માતાજી બાઇ ડોશીબાઇ તથા ભાઇઓ સોરાબજી અને જાંહગીરજી તરફથી. | „ „ , ૨૩—૧૦ |
| „ ૨૦ „ ૨ (શે૦), તા૦ ૨ જી નવેમ્બર. | આ૦ નશરવાંનજી કાવશજી નવદર. | ૨૦૩૮ | પોતાની પુંજીમાંથી તથા ખેશીઓએ. | „ „ , ૧૦—૧૧ |
| „ ૨૬ „ ૩ (શે૦), તા૦ ૮ મી ડીસેમ્બર. | બાઇ શુનાબાઇ તે શેઠ રૂસ્તમજી દીનશાહજી ભરૂચાનાં ધણીઆંની. | ૬૮૭ | પોતાની પુંજીમાંથી તથા ખેશીઓએ. | „ „ , ૧૩—૧૨ |
| „ ૪ „ ૪ (શે૦), તા૦ ૧૬ મી „ | બાઇ દીનબાઇ તે શેઠ શાપુરજી દોરાબજી રબાડીનાં ધણીઆંની. | ૭૫૩ | તેમનાં ખાવંદે. | „ „ , ૨૫-૨-૭ |

૯૦ થી ૧૯૦૬.

# નેમણુક તથા ઓદ્ધા—૧૯૦૬.

| તારીખ. | નામ. | ઓદ્ધો. | આધાર. | |
|---|---|---|---|---|
| ૧૯૦૬. | | | | ૧૯૦૬. |
| ૧૧ મી જાનેવારી. | શેઠ હીરજીભાઇ હોરમજજી વાડીઆ. | મુંબઇની હાઇ કોર્ટના જડજીસ કલાર્ક તથા એફીડેવીટ લેનાર કમીશનર. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૧૧— ૧ |
| ૧૧ મી ,, | ,, જમશેદજી એદલજી દારૂવાલા. | ગુજરાત કૉલેજના કામચલાઉ પ્રીનસીપાલ. | ,, ,, ,, | ૧૧— ૧ |
| ૧૫ મી ,, | ,, પીરોજશાહ ફરદુનજી બલસારા. | લંડનની સાએનસ સોસાઇટીના ફેલો ચુંટાયા. | જામે જમશેદ, | ૧૬— ૧ |
| ૧૫ મી ,, | ,, નશરવાંનજી પેસતનજી વાડીઆ. | લંડનની રૉયલ સ્ટેટીસટીકલ તથા સોસાઇટી ઑફ આર્ટસ વગેરેના ફેલો ચુંટાયા. | અખબારે સોદાગર, | ૧૮— ૧ |
| ૧૫ મી ,, | ,, એદલજી માણેકજી મોદી. | લંડનની કેમીકલ સોસાઇટી, તથા સો૦ ઑફ આર્ટસ વગેરે, તથા રૉયલ મીટીઓરોલોજીકલ, રૉયલ બોટેનીક તથા ઝુઓલોજીકલ સોસાઇટી, ગ્રેટબ્રીટનનાં રૉયલ ઇનસ્ટીટયુશન તથા ગ્રેટબ્રીટન અને આયરલાંડની રૉયલ એશીયાટીક સોસાઇટી જેવાં ૧૭) સતર જાણીતાં મંડળોના મેમ્બર અથવા ફેલો ચુંટાવાનું માન મલ્યું. | જામે જમશેદ, | ૨૦— ૧ |
| ૨૮ મી ,, | ,, જાંગીરશાહ કુવરજી કોહયાજી. | વીલસન કૉલેજમાં ફારસીના પ્રોફેસર. | ,, ,, | ૩૦— ૧ |
| ૨૮ મી ,, | ,, શીરોજશાહ એજનજી વાછા. | એલફીનસટન કૉલેજના ફારસીના લૅકચરર. | ,, ,, | ૩૦— ૧ |
| ૮ મી ફેબરવારી. | ,, દીનશાહ દોરાબજી કાપડીઆ. | દખણ કૉલેજના ગણિત શાસ્ત્રના પ્રોફેસર. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૮— ૨ |
| ૮ મી ,, | ,, બહમનજી હોરમજજી પાવરી. | પુણાની સાયનસ કૉલેજના એનજીનીયરીંગના પ્રોફેસર. | ,, ,, ,, | ૮— ૨ |
| ૮ મી ,, | ,, એદલજી દોરાબજી તલાટી. | મુંબઇની એલફીનસ્ટન હાઇ સ્કુલના કામચલાઉ પ્રીનસીપાલ. | ,, ,, ,, | ૮— ૨ |
| ૮ મી ,, | ,, ખરશેદજી નશરવાંનજી કંટ્રાકટર. | સુરત હાઇ સ્કુલના કામચલાઉ હેડ-માસ્ટર. | ,, ,, ,, | ૮— ૨ |
| ૧૫ મી ,, | ,, શાવકશાહ કાવશજી દાવર. | દખણ કૉલેજના કાયદાની બાબદના લેકચરર. | ,, ,, ,, | ૧૫— ૨ |
| ૧૫ મી ,, | ખા૦ બા૦ ડાકટર ફરાંમરોજ અરદેશર મુસ. | થાંનાના સીવીલ સરજ્યન અને દીવાનાશાળાના સુપ્રીનટેન્ડંટ. | ,, ,, ,, | ૧૫— ૨ |
| ૧૫ મી ,, | શેઠ મેહરવાંનજી નવરોજજી આરસીવાલા. | લંડનની સોસાઇટી ઑફ આર્ટસના મેમ્બર ચુંટી કાઢયા. | જામે જમશેદ, | ૬— ૭ |
| ૮ મી માર્ચ. | ,, પેસતનજી રૂસતમજી મેહતા, M. R. A. C. | તાલુકદારી એસ્ટેટોના આસીસ્ટંટ સરવે સેટલમેંટ આફીસર. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૮— ૩ |
| ૮ મી ,, | ,, કેખશરૂ સોરાબજી ફરાંમજી. | મારવાડ ઇરીગેશન ડીસ્ત્રીકટમાંથી બીજાપુર ડીસ્ત્રીકટમાં બદલી. | ,, ,, ,, | ૮— ૩ |
| ૮ મી ,, | ડા૦ દારાબશાહ એદલજી કોઠાવાલા. | સુરતના કામચલાઉ સીવીલ સરજ્યન | ,, ,, ,, | ૮— ૩ |
| ૧૬ મી ,, | શેઠ ફરાંમરોજ હોરમજજી બોઇસ. | લંડનની સોસાઇટી ઑફ આર્ટસના મેમ્બર ચુંટાયા. | જામે જમશેદ, | ૩૧— ૩ |
| ૨૮ મી ,, | ,, ફરાંમરોજ પેસતનજી ડાકટર (બારીસ્ટર). | જંગબારની બ્રીટીશ અદાલતના રેજીસ્ત્રાર. | ,, ,, | ૧૯— ૪ |
| ૫ મી એપ્રીલ. | ,, જાંહગીર હોરમજજી ઇરાની. | મધ્ય વિભાગના ચોથી પાયરીના આસીસ્ટંટ કનઝરવેટર. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૫— ૪ |
| ૫ મી ,, | ,, બહમનજી પેસતનજી. | હાંસોટ પેઠાના માહલકરી અને મામલતદાર. | ,, ,, ,, | ૫— ૪ |
| ૧૯ મી ,, | ,, સોરાબજી પદમજી પેસતનજી. | અમદાવાદના જડજ અને સેશનસ જડજ. | ,, ,, ,, | ૧૯— ૪ |

| તારીખ. | નામ. | હોદ્દો. | આધાર. | |
|---|---|---|---|---|
| ૧૯૦૬. | | | | ૧૯૦૬. |
| ૨૬ મી એપ્રીલ. | શેઠ રૂસ્તમજી ધનજીભાઈ શેઠનાં. | અત્રેની હાઈ કોર્ટના અપેલંટ સાઇડના માસ્ટર ઇન ઇકવીટી તથા રેજીસ્ત્રાર અને કમીશનર ફોર ટેકીંગ અકાઉંટસ | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૨૬— ૪ |
| ૨૬ મી " | " હીરજીભાઈ હોરમજી વાડીઆ. | હાઈ કોર્ટના જોઇન્ટ ડેપ્યુટી રેજીસ્ત્રાર. | " " ", | ૨૬— ૪ |
| ૨૬ મી " | ડા૦ સોરાબજી ફરેદુનજી ગાંધી. | પંચમહાલના કામચલાઉ સીવીલ સરજ્યન. | " " ", | ૨૬— ૪ |
| ૩ જી મેએ. | શેઠ જાંહગીર હોરમજજી દસ્તુર. | સક્કરના ડીવીઝનલ ફોરેસ્ટ ઑફીસર. | " " ", | ૩— ૫ |
| ૩ જી " | " અરદેશર નશરવાંનજી માસ્ટર. | નવાબપુરના ડીવીઝનલ ફોરેસ્ટ ઑફીસર. | " " ", | ૩— ૫ |
| ૧૭ મી " | " જાંહગીરજી બેહરામજી રેજીસ્ત્રાર. | પારસીઓનાં લગનના કામચલાઉ રેજીસ્ત્રાર. | " " ", | ૧૭— ૫ |
| ૭ મી જુન. | " પેસ્તનજી અરદેશર વાડીઆ એમ. એ. | દખણ કૉલેજના તવારીખ વિદ્યાના કામચલાઉ પ્રોફેસર. | " " ", | ૭— ૬ |
| ૭ મી " | " બમનજી મંચેરજી. | મધ્ય પ્રાંતના દમોહ ખાતે ડે. કમીશનર. | સાંજ વર્તમાન. | ૧૧— ૬ |
| ૧૪ મી " | " પીરોજશાહ જાંહગીરશાહ તાલયારખાન. બી. એ, એલ. એલ. બી. | રતનાગીરીના આસીસ્ટંટ જડજ તથા સેશન જડજ. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૧૪— ૬ |
| ૧૪ મી " | મી૦ જહાંગીર દાદાભાઈ નાણાવટી. | ગોધરાના મહાલકરી તરીકે. | " " ", | ૧૪— ૬ |
| ૧૪ મી " | શેઠ જાંહગીરજી હોરમજજી ભાભા બારીસ્ટર. | માઇસોરની હાઈ કોર્ટના રેજીસ્ત્રાર. | સાંજ વર્તમાન, | ૧૯— ૬ |
| ૧૪ મી " | " જાંહગીરજી સોરાબજી ગંભીર. | ભાવનગરની સામલદાસ કૉલેજમાં ફારસી ભાષાના પ્રોફેસર. | અખબારે સોદાગર, | ૩૦— ૬ |
| ૧૪ મી " | " નશરવાંનજી માણેકજી કુપર. | ગયે સાલ બેલજીઅમનાં લીજ શેહરમાં ભરાયલાં પ્રદર્શનમાં ઇનામો મુકરર કરવા માટે નેમાયલી કમીટીમાં જુરર તરીકે બજાવેલી સેવાની પીછાણમાં બેલજીઅમ સરકાર તરફનો ડીપલોમા મલ્યો હતો. | જામે જમશેદ, | ૩૦— ૬ |
| ૧૪ મી " | લફટનંટ મેહરવાંન સોરાબ છરાંતી, I. M. S. | એડનના કામચલાઉ સીવીલ સરજ્યન. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૧૪— ૬ |
| ૨૩ મી " | શેઠ ખરશેદજી રૂસ્તમજી વાડીઆ. | અલાહબાદ હાઈ કોર્ટના કામચલાઉ જડજ. | જામે જમશેદ, | ૨૩— ૬ |
| ૨૯ મી " | " રતનજી પેસ્તનજી એનજીનીઅર. | કાઠયાવાડના ડે. મદદનીશ પોલીટીકલ એજંટ. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૨૮— ૬ |
| ૧ લી જુલાઇ. | " આદરજી મેહરનોશજી મસાંની એમ. એ. | વડોદરા રાજ્યના અધીકારી. | જામે જમશેદ, | ૩૦— ૬ |
| ૩ જી " | " રૂસ્તમ પેસ્તનજી જાંહગીર. | કસ્તમ ખાતાંના બીજા એસીસ્ટંટ કલેકટર. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૧૨— ૭ |
| ૩ જી " | " જમશેદજી બેજનજી વાછા. | બેલગામના ડેપ્યુટી કલેક્ટર. | " " ", | ૧૨— ૭ |
| ૫ મી " | " કાવસજી જમશેદજી. | સાનોલીની ખાસ મેજીસ્ટ્રેટોની બેન્ચનાં એક મેમ્બર. | " " ", | ૫— ૭ |
| ૫ મી " | " કેખશરૂ સોરાબજી ફરામજી. | ધારવાડ ઇરીગેશન ડીસ્ટ્રીક્ટના એકઝીક્યુટીવ એનજીનીઅર. | " " ", | ૫— ૭ |
| ૧૯ મી " | " જાંગીરજી નવરોજજી આંટીઆ. | બેલગામના ખાસ માજીસ્ટ્રેટની બેન્ચનાં મેમ્બર. | " " ", | ૧૯— ૭ |
| ૧૯ મી " | " રતનજી એદલજી કાંગા. | ભરૂચ જીલ્લાના પેહલા વર્ગના માજીસ્ટ્રેટ. | " " ", | ૧૯— ૭ |
| ૨૦ મી " | " માણેકજી પાલનજી પોહ. | સુરત તથા ભરૂચના પેહલા વર્ગના સબ-ઇજનેર તથા ઓન. એસી. એનજીનીઅર. | જામે જમશેદ, | ૩૧— ૭ |
| ૨૩ મી " | " કામાજી બેહરામજી નવરોજી કામા. | ચાંદા જીલ્લાના આસી. કમીશનર. | " ", | ૨૫— ૭ |

| તારીખ. | નામ. | ઓદ્ધો. | આધાર. |
|---|---|---|---|
| ૧૯૦૬. | | | ૧૯૦૬. |
| ૨ જી ઓગસ્ટ. | શેઠ એદલજી જમશેદજી સંજાણા. | ભાવનગરના કામચલાઉ રેવીન્યુ કમીશનર. | જામે જમશેદ, ૩— ૮ |
| ૨ જી „ | „ ડોસાભાઇ રૂસ્તમજી મોબેદજી. | બેલગામ તાલુકાના મામલતદાર. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨— ૮ |
| ૨ જી „ | „ સોરાબજી રતનજી માસ્તર. | સુરતના સીટી માજીસ્ટ્રેટ. | „ „ „, ૨— ૮ |
| ૭ મી „ | „ મેહરવાનજી રતનજી પારખ. | પોલીસના શીખાઉઓના લેકચરર. | સાંજ વર્તમાન, ૮— ૮ |
| ૧૬ મી „ | „ નશરવાનજી દીનશાહ ઘરડા બી. એ. | મુંબઇની હાઇ કોર્ટના કાયલાઉ આસીસ્ટંટ રેજીસ્ત્રાર તથા હાઇ કોર્ટ પ્રેસના સુપ્રીનટેન્ડંટ. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૩૦— ૮ |
| ૨૩ મી „ | „ ડોસાભાઇ રૂસ્તમજી મોબેદજી. | દક્ષીણ વિભાગના કમીશનરના દેશી મદદનીશ. | „ „ „, ૨૩— ૮ |
| ૨૯ મી „ | „ ધનજીશાહ ડી. દાદી માસ્તર. | આકોલાના એકસ્ટ્રા એસીસ્ટંટ કમીશનર. | જામે જમશેદ, ૨૯— ૮ |
| ૩૦ મી „ | ખા૦ બા૦ અરદેશર દીનશાહ ચીનાઇ. | ઉમરાવતીના કામચલાઉ ડીસ્ત્રીકટ જડજ. | „ „, ૩૧— ૮ |
| ૭ મી સપટેમ્બર. | શેઠ બેહરામજી કાવશજી વોચમેકર એમ. એ. | જબલપોર કૉલેજમાં તવારીખ વગેરેનાં લેકચરર. | „ „, ૧૧— ૯ |
| ૧ લી અકટોબર. | „ પેસતનજી હોરમજજી પાટક. | મુંબઇ શેહર સુધારા ટ્રસ્ટની ટ્રીબ્યુનલ ઑફ અપીલનાં મ્યુનીસીપલ કોરપોરેશનનાં કામચલાઉ ઍસેસર. | „ „, ૨—૧૦ |
| ૯ મી „ | ખા૦ બા૦ મંચેરજી કાવશજી મરજબાન સી. આઇ. ઇ. | મુંબઇની યુનીવર્સીટીના એનજીનીયરીંગની ફેકલટીના "ડીન." | „ „, ૧૦—૧૦ |
| ૯ મી „ | ઓનરેબલ સર ફીરોજશાહ મેરવાંનજી મેહતા એમ. એ., સી. આઇ. ઇ. | કાયદાની ફેકલટીના એક સીનડીકેટ. | „ „, ૧૦—૧૦ |
| ૯ મી „ | ડા૦ તેહમુલજી ભીખાજી નરીમાન. | વૈદાંની ફેકલટીના એક સીનડીકેટ. | „ „, ૧૦—૧૦ |
| ૨૨ મી „ | શેઠ દીનશાહ ધનજીશાહ દાવર બેરીસ્ટર. | મુંબઇની હાઇ કોર્ટના જડજ બામે નામદાર શહેનશાહની બાહલી. | „ „, ૧૨—૧૦ |
| ૨ જી નવેમ્બર. | ડા૦ નવરોજી મેરવાનજી તારાચંદ. | ઇગ્લાંડની મેનસફીલ્ડ મ્યુનીસીપલ કૌનસીલના એક સભાસદ. | સાંજ વર્તમાન, ૨૬—૧૧ |
| ૧૫ મી „ | શેઠ જાલ કેખશરૂ કાબરાજી. | મુંબઇની પ્રોવીનશિયલ પોલીસની નોકરીના કાયદા હેઠળના પ્રોબેશનર તરીકે નેમી સેંત્રલ પોલીસ ટ્રેનીંગ સ્કુલમાં તાલીમ લેવાને તેમને જોડયા હતા. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૫—૧૧ |
| ૨૧ મી „ | „ એરચશાહ જાહંગીરશાહ અરદેશર તાલેરખાન બી. એ. | સુરત એજનસી તાબેનાં સચીન સ્ટેટનાં નવા દીવાન. | જામે જમશેદ, ૨૧—૧૧ |
| ૨૧ મી „ | „ દાદાભાઇ અરદેશર પારખ. | સુરત વિભાગના નવા પોસ્ટલ સુપ્રીનટેન્ડંટ. | „ „, ૨૧—૧૧ |
| ૧ લી ડીસેમ્બર. | ઓનરેબલ જસટીસ દીનશાહ ધનજીશાહ દાવર. | મુંબઇની પારસી ચીફ મેટ્રીમોનીઅલ કોર્ટના જડજ. | „ „, ૩—૧૨ |
| ૧ લી „ | શેઠ દીનશાહ મનચેરજી પંથકી. | અનજુમનના ઉધરાતનાં ભગરીઆ મોબેદોનાં વપડાસનાં આતશબહેરામની કમીટીના નાયબે સરનશીન. | „ „, ૪—૧૨ |
| ~~૧૩ મી „~~ | ~~„ ડોસાભાઇ ધનજીભાઇ~~ બીલીમોર્યા. | ખેડા જીલ્લાના પહેલા વર્ગના માજીસ્ટ્રેટ. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૩—૧૨ |
| ૧૩ મી „ | „ ખુશરૂભાઇ નશરવાનજી બેહરેમંદખાન. | સુરતના પારસી ડીસ્ત્રીકટ મેટ્રીમોનીઅલ કોર્ટનાં એક ડેલીગેટ. | „ „ „, ૧૩—૧૨ |

## ઇ૦ સ૦ ૧૯૦૬ માં નીચલા પારસીઓએ જુદી જુદી પરીક્ષાઓ પસાર કરી પદ્વીઓ મેળવી હતી.

| તારીખ. | નામ. | પદ્વી. | આધાર. |
|---|---|---|---|
| ૧૯૦૬. | | | ૧૯૦૬. |
| ૨૮ મી જાનેવારી. | શેઠ નશરવાંનજી નવરોજજી અંકલેસરીઆ. | બારીસ્ટર. | જામે જમશેદ, ૩૦—૧ |
| ૨૮ મી " | " બહમનજી જમશેદજી અરદેશર વાડીઆ, | બારીસ્ટર (એવણે સર્ટીફીકેટ ઑફ્ હોનર અને ૫૦) પાઉંડનું ઇનામ મેળવ્યું હતું). | " ", ૩૦—૧ |
| ૧૫ મી ફેબરવારી. | " નશરવાનજી નવરોજજી અંકલેસરીઆ. | પારીસ મધે École de Science Politique નો ડીપલોમા મેળવ્યો. | સાંજ વર્તમાન, ૨૭—૨ |
| ૧ લી માર્ચ. | " રૂસ્તમ એન. મેહતા. | લંડનની ચારટર્ડ સેક્રેટરીઝની પરીક્ષા પસાર કરી. | જામે જમશેદ, ૩—૩ |
| ૮ મી " | ડા૦ દીનશાહ પેસતનજી ભીખાજી નરીમાન. | દંત વૈદાંને લગતી એલ. ડી. એસ. ની પદ્વી એડીનબરોમાં મેળવી. | " ", ૧૦—૩ |
| ૧૯ મી એપ્રીલ. | શેઠો ફરાંમરોજ હોરમજજી ન. વકીલ, દીનશાહ જીજીભાઇ ઇરાંની, જીજીભાઇ ડોશાભાઇ ખંબાતા, બરજોરજી ડોશાભાઇ ડાકટર. | હાઇ કોર્ટના સોલીસીટરો થયા. | " ", ૨૧—૪ |
| ૩૧ મી મે. | સોરાબજી દોરાબજી પટેલ (મુંબઇ), કેખશરૂ દીનશાહજી શેઠના (અમદાવાદ). | સરકાર તરફથી લેવાયલી સ્કુલ ફાઇનલ પરીક્ષા. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૩૧—૫ |
| ૩૧ મી " | શેઠ રૂસતમજી કાવશજી જાલ (ઇંડોર કોલેજના). | કલકતા યુનીવર્સીટીના બી. એ. | જામે જમશેદ, ૨—૬ |
| ૮ મી જુન. | શેઠો વીકાજી ફરદુનજી તારાપોરવાળા (૫૦ પાઉંડના ઇનામ સાથે), પી. ડી. એસ. પટેલ, કે. ઇ. જે. સંજાણા, દોરાબ નવરોજજી ખંડાલેવાળા. | બેરીસ્ટર. | " ", ૭—૭ |
| ૧૧ મી " | શેઠ સોરાબ ન. પોંહચખાનાવાળા. | ઇંગ્લંડના ધી ઇન્સ્ટીટયુટ ઑફ્ એકાઉન્ટસ એન્ડ બુક-કીપર્સના ફેલો તેમી એફ્. આઇ. એ. બી. ની પદ્વી. | સાંજ વર્તમાન, ૧૨—૬ |
| ૧૧ મી " | " ધનજીભાઇ તેહમુલજી એનજીનીઅર. | લંડનની ઇન્સ્ટીટયુટ ઑફ્ એકાઉન્ટસ એન્ડ બુક-કીપર્સે પોતાના એસોશીએટ ચુંટી કાઢી એ. આઇ. એ. બી. ની સનદ આપી. | " ", ૨૬—૬ |
| ૧૧ મી " | મી૦ માણેક ડી. વાહડયા. | લંડનની એલ. આર. સી. પી. તથા એલ. આર. સી. એસ. ની તબીબી પરીક્ષાઓ પસાર કરી. | જામે જમશેદ, ૩૦—૬ |
| ૧૧ મી " | ડાકટર હોરમજજી એદલજી માછી અને વેટરીનરી સરજ્યન મનચેરશાહ ફરાંમજી વખારીઆ. | મુંબઇ મધે "સેનીટરી સરવેયરઝ" ની મ્યુનીસીપાલીટી તરફથી લેવાયલી પરીક્ષા પસાર કીધી. | " ", ૧૨—૯ |
| ૧૯ મી જુલાઇ. | શેઠ ધનજીશાહ અરદેશર અંકલેસરીઆ. | બરમાહની હાઇ કોર્ટના એડવોકેટની પરીક્ષા. | " ", ૨૦—૭ |
| ૨ જી ઓગસ્ટ. | ડા૦ ડોસાભાઇ રૂસ્તમજી બરડી. | ઇંગ્લંડમાં એફ્. આર. સી. એસ. ની પરીક્ષા. | " ", ૧૩—૮ |

| તારીખ. | નામ. | પદ્વી. | આધાર. |
|---|---|---|---|
| ૧૯૦૬. | | | ૧૯૦૬. |
| ૨ જી ઓગસ્ટ. | ડા૦ આર. એન. કરંજીઆ. | એડીનબરોની એફ. આર. સી. એસ. તથા ઇંગ્લંડની એમ. આર. સી. એસ. | અખબારે સોદાગર, ૬— ૮ |
| ૪ થી „ | શેઠ હોરમજજી સોરાબજી કપટાન બી. એ. | ગવરમેંટ ઑફ ઇંડીઆવાળી ૨૦૦ પાઉંડની સરકારી સ્કૉલરશીપ. | જામે જમશેદ, ૧૧— ૮ |
| ૧૫ મી „ | શેઠો નાદરશાહ હોરમજશાહ ગાંધી બી. એ., ફીરોજ ખરશેદજી તારાપોરવાલા તથા જાલીબાઇ બહમનજી એનજીનીઅરે. | એલ. આર. સી. પી. અને એલ. આર. સી. એસ. | સાંજ વર્તમાન, ૨૦— ૮ |
| ૧૫ મી „ | મીસ મેહર અરદેશર દાદાભાઇ નવરોજી. | એડીનબરો યુનીવર્સીટીની "બેચેલર ઑફ મેડીસીન" અને "બેચેલર ઑફ સરજરી" ની પરીક્ષા. | „ „ , ૨૦— ૮ |
| ૧૯ મી અકટોબર. | ડા૦ દીનશાહ માણેકજી માસીના. | લંડનની એલ. આર. સી. પી. અને ઇંગ્લંડની એફ. આર. સી. એસ. ની પરીક્ષાઓ. | જામે જમશેદ, ૨૦—૧૦ |
| ૨૦ મી „ | ડા૦ મેહરવાનજી દીનશાહ પ્રીનટર. | એડીનબરોની એલ. આર. સી. પી., એલ. આર. સી. એસ. તથા ગ્લાસગોની એલ. એફ. પી. એન્ડ એસ. ની ટ્રીપલ ડીગ્રી. | „ „ , ૩૦—૧૦ |
| ૫ મી નવેમ્બર. | શેઠ મનચેરશાહ બેહરાંમજી ઇરાની. | એડીનબરોની એલ. આર. સી. પી. ની પરીક્ષા. | „ „ , ૫—૧૧ |
| ૧૭ મી ડીસેમ્બર. | „ સોરાબજી ખરશેદજી ભાયા. | મુંબઇની વેટરીનરી કૉલેજની સેવટની પરીક્ષા. | „ „ , ૧૭—૧૨ |
| [illegible]૭ મી „ | „ બહમનજી રતનજી મહેતા. | મુંબઇની વેટરીનરી કૉલેજની સેવટની પરીક્ષા. | „ „ , ૧૭—૧૨ |
| [illegible] મી „ | શેઠો કેખશરૂ માણેકજી બામજી, શાવકશાહ દાદાભાઇ હાંસોટીઆ, પેસતનજી હોરમજજી ખંબાતા, બહેરામજી પેસતનજી મીસ્ત્રી. | સ્કુલ ફાઇનલની પરીક્ષા. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૦—૧૨ |

## પુસ્તકો—ઇ૦ સ૦ ૧૯૦૬.

| તારીખ. | પુસ્તકો. | કર્તા. |
|---|---|---|
| ૧૧ મી ફેબરવારી. | કોણ સરસ? સુખનો સાથી કે દુઃખનો દોસ્ત. | શેઠ અરદેશર માણેકજી મેડીવાલા. |
| ૧૬ મી માર્ચ. | મહાત્માઓની શોધમાં. | ,, નશરવાંનજી ફરાંમજી બાલીમોરીયા. |
| ૨૩ મી જુલાઇ. | એલમ ચોર. | ,, ડોશાભાઇ ફરાંમજી લંગડાના. |
| ૨૩ મી ,, | The Philosophers and the French Revolution. | ,, પેસ્તનજી અરદેશર વાડીઆ. |
| ૨૩ મી ,, | હીંદુસ્તાનની હાલની હાલત અને એંગલો ઇંડીઅનોને એક અપીલ. | ,, કેખશરૂ એદલજી ધાભેત (બેરીસ્ટર.) |
| ૨૩ મી ,, | Zoroaster and Zoroastrianism. | ,, રૂસ્તમજી હોરમજજી મીસ્ત્રી. |
| ૨૩ મી ,, | અવસ્તા અને ગોરપંદની પરવરશી. | મોબેદ કેરશાસ્પજી જામાસ્પજી કાતરક. |
| ૨૩ મી ,, | બચપણનો આહાર. | માતા. |
| ૧૬ મી સપટેમ્બર. | "A manual of Matriculation Astronomy." | શેઠ ડી. બી. ખરાસ બી. એ. |
| ૧૬ મી ,, | "તારીખે ઝુહુરે અવાલે દવલતે પારસીઆન." | ,, જમશેદજી પાલનજી કાપડયા. |
| ૧૬ મી ,, | Dadabhoy Naoroji, a sketch of his life and life-work. | Published by Messrs. G. A. Natesan & Co., Madras. |
| ૨૨ મી ,, | "કાવ્ય ગૂટીકા અથવા સ્થતી પ્રદર્શણ." | શેઠ જાંગીરશાહ અરદેશર તાલયારખાન. |
| ૨૨ મી ,, | "દાયણ" યાને મિડવીફ્રી. | ડા૦ ધનજીશાહ હોરમજજી મહેતા. |
| ૨૨ મી ,, | "The Share Broker." | શેઠ દીનશાહ અરદેશર ગઝદર. |
| ૭ મી અકટોબર. | એશીયા અને યુરોપની પતીવરતા બાનુઓ. | ,, ડોશાભાઇ ફરાંમજી લંગડાના અથવા રફીક. |
| ૧૨ મી ,, | શાહનામાંના દાસ્તાનો ભાગ ૧ લો. | ,, જીવણજી જમશેદજી મોદી. |
| ૧૨ મી ,, | મોદીખાનેથી માર્સેલ્સ (વાલમ એ). | ,, જાંહગીર બેહરામજી મર્ઝબાન. |
| ૧૨ મી ,, | Zarathustra and Zarathustrianism in the Avesta. | ,, રૂસ્તમજી એદલજી સંજાણા. |
| ૨ જી નવેમ્બર. | "આઇને અકબરી." | ,, રતનજી ફરાંમજી શેઠના. |
| ૨ જી ,, | "મારી કોરેલીનાં નીતી-વચનો." | ,, રતનજી ફરાંમજી શેઠના. |
| ૫ મી ,, | દર્દીનું દુઃખ નિવારણ. શારીરીક તપાસ તથા અકસમાંતિક ભોમ્યો. | મેશર્સ દારાશાહ નશરવાનજી મારકર અને ડોશાભાઇ ફરાંમજી પંથકી. |
| ૧૨ મી ડીસેમ્બર. | જરથોસ્તી ધર્મ વિરૂધ પુનર્જન્મ અથવા થીઓસોફી તથા થીઓસોફીસ્ટ પારસીઓનાં સિદ્ધાંતો તથા શિક્ષણો સંબંધી એક વ્યવહારીક તપાસ. | શેઠ બહેરામજી ખરશેદજી દોરડી. |
| ૧૩ મી ,, | Die Gathao des Avesta, Zarathushtras Verspredig ten ubersetzt. | મી૦ ક્રીશ્ચાન બારટેલમી. |

# પારસીઓએ મેળવેલાં પેટંટો.—૧૯૦૬.

તા૦ ૨૫ મી ફેબરવારી—શેઠ સોરાબજી ખરશેદજી ઢાંડીએ ઇમારતો બાંધવા માટેની ઇંટોમાં સુધારો કરવા માટે પેટંટ મેલવવાની.

[ જામે જમશેદ, તા૦ ૨૮ મી ફેબરવારી ૧૯૦૬.]

[illegible] થી એપ્રીલ—શેઠ શાપુરજી બરજોરજી ફ્રેઝરે સ્ટીમ બૉઇલરની ભઠીઓમાંથી ધુમાડો કાહડવાનાં ઓજારમાં સુધારો કરવાની પોતાની શોધ માટે પેટંટ મેલવવાને.

[ જામે જમશેદ, તા૦ ૪ થી એપ્રીલ ૧૯૦૬.]

શેઠ માણેકજી જમશેદજી ચાનજીભાઇએ ગાડીઓ છુટી પાડવાની કરામત માટે તથા શેઠ પીરોજશાહ બરજોરજી ગોદરેજે તીજોરીઓની બનાવતમાં કરેલા સુધારા માટે.

[ જામે જમશેદ, તા૦ ૧૨ મી જુન ૧૯૦૬.]

શેઠ જાંહગીરજી દાદાભાઇ મોદીએ સાંપના ઝેર તથા મરકીથી પીડાતાં દરદીઓને ‘ મેગનેટ ’ યાને લોહચુંબકથી સાજાં કરવાની શોધ માટે.

[ જામે જમશેદ, તા૦ ૨૩ મી જુન ૧૯૦૬.]



# મુંબઇની પારસી પંચાએતના ફંડના હીસાબની વીગતો—૧૯૦૫-૬.

## ઈ૦ સ૦ ૧૯૦૫.

મુંબઇની પારસી પંચાતનાં ફંડનાં તા૦ ૧ લી નવેમ્બર ૧૯૦૩ થી તા૦ ૩૧ મી અકટોબર ૧૯૦૪ સુધીના હીસાબની ચોપડી ટ્રસ્ટીઓએ છપાવી પ્રગટ કીધી હતી તેપરથી જોવામાં આવે છે કે, વરસની સેવટે પંચાતનાં ફંડના ટ્રસ્ટીઓ હસ્તકનાં ધરમનાં ફંડ ખાતાંઓની પુંજી એકંદર રૂ. ૫૦,૨૨,૨૮૯॥ ની હતી. આગલાં સાલની સેવટે એ પુંજી રૂ. ૪૮,૯૯,૪૨૮॥૨૧॥ ની નવી એટલે આ સાલમાં કુલે વધારો રૂ. ૧,૨૨,૮[illegible] થયો હતો.

૧ આ સાલમાં અનામત રકમનો વધારો નીચે પ્રમાણે છે :—

| | |
|---|---|
| જુદાં જુદાં ખાતાંઓના આ સાલ તથા આગલા સાલના વધારામાંથી નોટ તથા બાંડો ખરીદયાં તેના ... ... ... ... ... | ૫૯૩૦૦ |
| જુદા જુદા ધણીઓએ ધરમ ખાતે અના(ઉગ) રકમો આપી ... ... ... ... | ૫૨૯૦૦ |
| કુલે રૂ. ... | ૧૧૨૨૦૦ |

### આ સાલમાં જુદા જુદા ધણીઓએ રૂ. ૫૨૯૦૦) ની રકમ અનામત જુદે જુદે ખાતે આપી છે તેની ટીપ.

| આપનારનું નામ. | રકમ રૂ. | ખાતાંનું નામ. |
|---|---|---|
| સર જાંહાંગીર કાવસજી જાંહાંગીર નાઇટ. | ૨૦૦૦ | મુંબઇના આંધલાં પાંગલાં તથા લાચાર જરથોસ્તીઓના પરવરશી કરવા માટે પગાર આપવાના ફંડ ખાતે. |
| શેઠ કાવસજી તથા બેજનજી ટેમુલજી લીંબુવાળા. | ૫૦૦ | ,, ,, ,, ,, |
| શેઠ રૂસ્તમજી હોરમજજી માવજી. | ૫૦૦ | ,, ,, ,, ,, |
| શેઠ મહેરજીભાઇ પાલનજી મહેરજી. | ૫૦૦ | ,, ,, ,, ,, |
| શેઠો મેરવાનજી મંચેરજી કામા તથા હોરમજજી મંચેરજી કામા. | ૫૦૦ | મુંબઇ તથા દેશાવરો ખાતેની જરથોસ્તી ઝંદ અવસ્તાની નિશાળોના ફંડ ખાતે. |
| ખા૦ સા૦ રતનજી ધનજીભાઇ સરવેયર. | ૫૦૦ | કુલ જરથોસ્તી રવાનોને અવલમંજલ પોહચાડવાના ફંડ ખાતે. |
| બાઇ જરબાઇ નવરોજજી વાડીઆ. | ૫૦૦ | ,, ,, ,, ,, |
| શેઠો ધનજીશાહ તથા હોરમજજી નવરોજજી કપટાન. | ૫૦૦ | ,, ,, ,, ,, |
| બાઇ વીરબાઇજી દીનશાહ જાંહગીર બક્ષી. | ૫૦૦ | ,, ,, ,, ,, |
| શેઠ મહેરજીભાઇ પાહલનજી મહેરજી. | ૫૦૦ | ગરીબ લાચાર જરથોસ્તી વીધવાઓને આસરો આપવાના ફંડ ખાતે. |
| શેઠ હોરમજજી મેરવાનજી શેઠના. | ૬૦૦ | જરથોસ્તી માય બાપોને પેટે જન્મેલાં બાળકોને સુદરો પહેરાવવા માટે આસરો આપવાના ફંડ ખાતે. |
| શેઠ ભીમજી માણેકજી પારખ. | ૫૦૦ | પારસી પંચાએતના વખતો વખતના ટ્રસ્ટીઓએ પોતાની નજરમાં આવે એવા જરથોસ્તીઓના ફાયદાને માટે ચુંટી કાઢેલાં સખાવતી કામ યા કામોમાં વાપરવા માટેના ફંડ ખાતે. |
| શેઠ ખરશેદજી જમશેદજી શેઠના. | ૫૦૦ | ગરીબ લાચાર જરથોસ્તીઓની છોકરીઓને પરણાવી આપવા માટે આસરો આપવાના ફંડ ખાતે |
| બાઇ ગુલબાઇ દોરાબજી જસાવાળા. | ૧૦૦૦ | ,, ,, ,, ,, |
| શેઠ ફકીરજી પેસ્તનજી સરવેયર. | ૫૦૦ | ,, ,, ,, ,, |
| જરથોસ્તી ધર્મ સંબંધી કેળવણી આપનારી અને જ્ઞાન ફેલાવનારી મંડળીના ઓનરરી સેક્રેટરી શેઠ જીવણજી જમશેદજી મોદી. | ૧૩૦૦૦ | જરથોસ્તી ધરમ સંબંધી કેળવણી આપનારી અને જ્ઞાન ફેલાવનારી મંડળીના ફંડ ખાતે. |
| શેઠ જીવણજી જમશેદજી મોદી. | ૧૫૦૦ | ,, ,, ,, |
| આ૦ શેઠ દોરાબજી એદલજી જમસીના તથા મીઠાઇવાળા. | ૫૦૦ | શ્રી ગોદાવરાની મરહુમ નામદાર સર જમશેદજી જીજીભાઇ પહેલા બેરોનેટના પુનને સારૂં એવણના એકઝીક્યુટરોએ બંધાવેલી મુંબઇ ખાતેની પંચાએત હસ્તકની દરેમહેરનો ખરચ એ નામદારના ચેરીટી [illegible] થાય છે તે ખાતે. |
| શેઠ હોરમજજી જમશેદજી કોટવાલ. | ૫૦૦ | શ્રી નવસારીના જરથોસ્તી રવાનોને અવલ ચાડવાના ફંડ ખાતે. |

| | રકમ રૂ. | ખાતાંનું નામ. |
|---|---|---|
| ...ના પારસી અંજુમનના મેનેજરો. | ૬૩૦૦ | શ્રી વલસાડની પારસી અંજુમનના ફંડ ખાતે. |
| ... દીનબાઇ દીનશાહજી શાપુરજી. | ૫૦૦ | શ્રી ઇંડોરની જરથોસ્તી અંજુમનના ફંડ ખાતે. |
| શેઠ ફરામજી પેસ્તનજી કુપર. | ૫૦૦ | શ્રી સુમાલી, મોરા તથા દામકા વિગેરે ગામોની જરથોસ્તી અંજુમનના ફંડ ખાતે. |
| શેઠ બહેરામજી નવરોજજી કરંજ્યા. | ૧૫૦૦ | શ્રી કરંજ ગામની જરથોસ્તી અંજુમનના ફંડ ખાતે. |
| શ્રી ઉતાકામંદની ટેકરીની જરથોસ્તી અંજુમનના ઓનરરી સેક્રેટરીઓ. | ૨૫૦૦ | શ્રી ઉટાકામંદની ટેકરીની જરથોસ્તી અંજુમનના ફંડ ખાતે. |
| શ્રી કુદીયાણાની જરથોશતી અંજુમનના મેનેજરો. | ૩૫૦૦ | શ્રી કુદીયાણાની જરથોસ્તી અંજુમનના ફંડના મેનેજરો. |
| સર જાહાંગીર કાવસજી જાહાંગીર નાઇટ. | ૧૦૦૦ | પારસી સંકટનિવારણ ફંડ ખાતે. |
| શેઠ પેસ્તનજી કાવસજી કાંગા. | ૧૫૦૦ | " " " " |
| શેઠ ફકીરજી પેસ્તનજી સરવેયર. | ૫૦૦ | " " " " |
| શેઠ નશરવાનજી સોરાબજી જમશેદજી. | ૧૦૦૦ | મરહુમ બાઇ બચુબાઈ સોરાબજી જમશેદજી જીજીભાઇના ધરમ ખાતે. |
| શેઠ નવરોજજી જાહાંગીરજી ગામડયા. | ૫૦૦૦ | શેઠ નવરોજજી જાહાંગીરજી ગામડયાએ પોતાના બપાવા તથા બપાઇ બહેસ્તનશીન શેઠ બમનજી જમશેદજી ગામડીયા તથા તેઓના ધણીયાણી બાઇ માણેકબાઇના પુનને સારૂં કીધેલા ધરમ ખાતે. |
| | રૂ. ૫૨૬૦૦ | |

જુદા જુદા ધણીઓએ આપેલી રકમના ખાતાંઓમાં આ સાલ એક વધુ ખાતું નીચે મુજબ પાડયું છે :—

શેઠ નવરોજજી જાહાંગીરજી ગામડીયાએ પોતાના બપાવા તથા બપાઇ બહેસ્તનશીન શેઠ બમનજી જમશેદજી ગામડીયા તથા ધણીયાણી બાઇ માણેકબાઇનનાં પુનને સારૂં કીધેલુ ધરમ ખાતું.

## ઇ૦ સ૦ ૭

મુંબઇની પારસી પંચાતનાં ફંડનાં તા૦ ૧ લી નવેમ્બર ૧૯૦૪ થી તા૦ ૩૧ મી અકટોબર ૧૯૦૫ સુધીના હીસાબની ચોપડી ટ્રસ્ટીઓએ છપાવી પ્રગટ કીધી હતી તે ઉપરથી જોવામાં આવે છે કે, વરસની સેવટે પંચાતનાં ફંડના ઓની પુંજી એકંદર રૂ. આગલાં સાલની સેવટે એ પુંજી રૂ. ૫૦,૨૨,-- હતી. એટલે આ સાલમાં કુલે વધારો રૂ. ૧,૯૩,૯૯૨)૨- નો થયો હતો.

૧ આ સાલમાં અનામત રકમનો વધારો નીચે પ્રમાણે છે:—

| | |
|---|---|
| જુદાં જુદાં ખાતાંઓના આ સાલ તથા આગલાં સાલના વધારામાંથી નોટો તથા બાંડો ખરીદ કીધાં તેના ... ... ... ... | ૪૮,૫૦૦ |
| જુદા જુદા ધણીઓએ ધરમખાતે અનામત રાખવા રકમ આપી ... ... ... ... | ૧,૦૮,૪૦૦ |
| કુલે રૂ. ... | ૧,૫૬,૯૦૦ |

જુદા જુદા ધણીઓએ આપેલી રકમનાં ખાતાંઓમાં આએ સાલ સાત નવાં ખાતાં નીચે પ્રમાણે પાડયાં છે:—

૧—શેઠ અરદેસર પેસતનજી શેઠનું ધરમ ખાતું.

૨—બાઇ નવાજબાઇ દીનશાહજી પીટીટ તે બેહસ્તનશીન શેઠ પીરોજશાહ મેહરવાનજી જીજીભાઇના વીધવાનાં પુનને સારૂં તેવણના ભાઈ શેઠ બહમનજી દીનશાહ પીટીટ તથા ધણીઆંની બાઇ ગુલબાઈ અને છોકરાંઓએ કીધેલું ધરમ ખાતું.

૩—બાઈ જરબાઇ રૂસતમજી જીવણજી ઘોરખોદુનાં પુનને સારૂં તેવણના ખાવીંદે કીધેલું ધરમ ખાતું.

૪—મરહુમ બાઇ પીરોજા દાદી માણેકજી લીમજીનું ધરમ ખાતું.

૫—બાઇ નવાજબાઇ પીરોજશાહ મેહરવાનજી જીજીભાઇનાં પુન માટે તેવણનાં બેહનો બાઇઓ હમાબાઇ, હીરાંબાઇ, માણેકબાઇ, બચુબાઇ તથા બેહસ્તનશીન બાઇઓ ભીખઇજી અને રતનબાઇનાં છોકરાંઓએ કીધેલું ધરમ ખાતું.

૬—બાઇ બચુબાઇ સોરાબજી બાટલીવાલાનું ધરમ ખાતું.

૭—મરહુમ શેઠ મનચેરજી ફરાંમજી કામાના પુનને સારૂં તેવણના દીકરાઓએ કીધેલું ધરમ ખાતું.

**આ સાલમાં જુદા જુદા ધણીઓએ રૂ. ૧૦૮૪૦૦) ની રકમ અનામત જુદે જુદે ખાતે આપી છે તેની ટીપ.**

| આપનારનું નામ. | રકમ રૂ. | ખાતાંનું નામ. |
|---|---|---|
| બાઇ નવાજબાઇ તે શેઠ રૂસ્તમજી અરદેશર વાડીઆનાં વીધવાનાં પુનના. | ૧૫૦૦ | મુંબઇનાં આંધલાં પાંગલાં તથા લાચાર જરથોશતીઓની પરવરશી કરવા માટે પગાર આપવાના ફંડ ખાતે. |
| શેઠો ધનજીશાહ તથા બરજોરજી સોરાબજી નવરોજી કુપર. | ૧૦૦૦ | ,, ,, ,, ,, |
| બાઇ બાનુબાઇ તે શેઠ નવરોજજી બરજોરજી મેહેતાનાં વીધવા. | ૮૦૦ | ,, ,, ,, ,, |
| શેઠ ફરામરોજ હીરજીભાઇ તારાક. | ૫૦૦ | કુલ જરથોશતી રવાંનોને અવલમંજલ પહોંચાડવાનાં ફંડ ખાતે. |
| શેઠ પાલણજી ખરશેદજી શેઠના ટ્રસ્ટીઓ. | ૧૦૦૦ | ,, ,, ,, ,, |
| શેઠ અરદેશર જમશેદજી ઉમરીગર. | ૫૦૦ | ,, ,, ,, ,, |
| શેઠો ધનજીશાહ તથા બરજોરજી સોરાબજી નવરોજજી કુપર. | ૧૦૦૦ | દોખમાંઓવાળા ડુંગર ઉપરની સગડીમાં ભણતર ચાલુ રાખવાનાં ફંડ ખાતે. |
| શેઠ શાપુરજી જીવાજી. | ૫૦૦ | નામદાર સર જમશેદજી જીજીભાઇ પેહેલા બારોનેટની યાદગારીને માટે ઉભી કીધેલી જરથોશતી મદરેસાના ફંડ ખાતે. |
| શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાજી. | ૫૦૦ | ,, ,, ,, ,, |
| શેઠો કાવશજી તથા હોરમજજી સોરાબજી બાટલીવાળા. | ૩૦૦૦ | ચોપાટીની ધરમશાળામાં આંધલાં પાંગલાં તથા લાચાર જરથોશતીઓને રાખી પરવરશી કરવાનાં ફંડ ખાતે. |
| ડાક્ટર મેરવાનજી પેસ્તનજી ખરેઘાટ. | ૨૦૦૦ | ગરીબ લાચાર જરથોશતી વીધવાઓને આશરો આપવાનાં ફંડ ખાતે. |
| બાઇ બાનુબાઇ તે શેઠ નવરોજજી બરજોરજી મેહેતાનાં વીધવા. | ૫૦૦ | ,, ,, ,, ,, |
| જરથોશતી દીનની ખોલ કરનારી મંડળીના આનરરી મુનશી. | ૫૦૦ | જરથોશ્તી દીનની ખોલ કરનારી મંડળીનાં ફંડ ખાતે. |
| બાઇ નવાજબાઇ જમશેદજી મુલાં. | ૫૦૦ | ગરીબ જરથોશતીઓની છોકરીઓને પરણાવી આપવા માટે આશરો આપવાનાં ફંડ ખાતે. |
| શેઠ ફરદુનજી ટેહેમુલજી દેશાઇ. | ૫૦૦ | શ્રી નવસારીના જરથોશતી રવાંનોને અવલમંજલ પહોંચાડવાનાં ફંડ ખાતે. |